# મૃગલોચની

અથવા

# માયા-પ્રાબલ્ય.

[ અદ્‌ભુત ઘટનાયુક્ત નવલકથા ]



સંપાદક,

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

તંત્રી 'લુહાણા-બંધુ' અમદાવાદ.



પ્રકાશક,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

ત્રણ દરવાજા—અમદાવાદ.



| | |
|---|---|
| વિક્રમાબ્દ ૧૯૭૪ | પ્રથમાવૃત્તિ |
| ખ્રિસ્તાબ્દ ૧૯૧૮ | પ્રત ૧૦૦૦ |

મૂલ્ય રૂ. ૧-૮-૦

# વિષયાનુક્રમણિકા.

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# મૃગલોચની

અથવા

# માયા-પ્રાબલ્ય.

## ભાગ ૩ જો.

( અદ્‌ભુત ઘટનાયુક્ત નવલ કથા. )

## પ્રકરણ ૧ લું.

### યમદૂતનો આવિર્ભાવ.

રત્નગઢનો મહારાણો જયસિંહ એવા સમાચાર જાણી શક્યો હતો કે, ગુપ્ત ખંડેરનો ભેદ ઉકેલવામાં આવ્યા છતાં રાજનન્દિની મૃગલોચનીનો પત્તો લાગ્યો નહોતો. એ સાથે તે એમ પણ જાણી શક્યો હતો કે, મૃગલોચની હજી સુધી જીવતી છે, અને રાજકુમાર વીરસિંહ હજી સુધી તેની શોધ કર્યા કરે છે.

આવા સમાચાર જ્યારથી જાણવામાં આવ્યા ત્યારથી જયસિંહ ઘણો

ચિંતાતુર રહેતો હતો. રાજ અંતઃપુરમાં રાણીની સ્થિતિ પણ અત્યંત દયાજનક થઇ ગઇ હતી. મૃગલોચનીની વિયોગવ્યથાથી આહાર નિદ્રાપરથી પણ તેનો જીવ ઉઠી ગયો હતો. સઘળી સુખમય વસ્તુઓ તેને દુઃખમય ભાસતી હતી. અંતઃપુરની સઘળી દાસદાસીઓનાં મ્હોંપર પણ અપાર ચિંતાની છાયા છવાઈ રહેલી જોવામાં આવતી હતી.

એક દિવસે મહારાણો જયસિંહ દરબારમાં બેઠેલો હતો. દીવાન હરિસિંહ તેને જરૂરની અરજીઓ વાંચી સંભળાવી રાજાજ્ઞા મેળવતો હતો. એવામાં એક ગુપ્તદૂત એક ન્હાનો પત્ર પોતાના હાથમાં લઇ દરબારમાં ઉપસ્થિત થયો.

દીવાન હરિસિંહે દૂતને પ્રશ્ન કર્યો કે, “ તું આ શાનો કાગળ લઈ આવ્યો છે, તથા તું શું કહેવાને ઇચ્છે છે ? ”

“ આવી હકીકત લખેલા ઘણા પત્રો શહેરમાં વિવિધ સ્થળોએ ચોટાડેલા જોવામાં આવે છે. બાજારોમાં અને મ્હોટી મ્હોટી સડકો-પર પણ આવા પત્રો નજરે પડે છે. એક માણસ પાસે મ્હેં એ પત્રોમાંના એકની હકીકત વંચાવી હતી. એ હકીકત સાંભળવામાં આવ્યાથી મ્હારા અંતરમાં ઘણો ભય ઉપજયો છે અને તેના પરિણામે જ એક પત્ર ઉખાડી લઈ હું આ દરબારમાં હાજર થયો છું. એ કાગળોની હકીકત વાંચી ઘણાં નગરજનો ગભરાઈ ગયાં છે. ” ગુપ્તદૂતે પોતાના આગમનનું કારણ દર્શાવ્યું.

દૂતના હાથમાંથી પત્ર લઇને દીવાન હરિસિંહ મહારાણો સાંભળી શકે એવી રીતે એ પત્ર વાંચવા લાગ્યો:—

“ રત્નગઢ અને વિજયગઢના રાજાઓ આજકાલ ઘણા જોરમાં આવ્યા હશે. બન્ને જણા પોતાના મનમાં એમજ સમજતા હશે કે, રામગઢપર વિજય મેળવી તેઓ સર્વાંશે નિશ્ચિંત થઈ ગયા છે, અને

તેમનો કોઈ શત્રુ રહ્યો નથી. એવી માન્યતાથી વીરસિંહનો ગર્વ પણ શમાતો નહિ જ હોય. આજકાલ વીરસિંહ આનંદપૂર્વક ગુફાઓની હવા ખાય છે; કિન્તુ એ વાર્તાની કોઇને માહિતી નથી કે, એ લોકોનો એક મહાન્ દુશ્મન હું હજી સુધી જીવતો છું. આજથી હું મ્હારા ભયંકર કાર્યનો આરંભ કરીશ—રત્નગઢ અને વિજયગઢના રાજાઓ—સરદારો અને મ્હોટા મ્હોટા શેઠ શાહુકારોને શોધી કાઢીને હું તેમના સર્વેના પ્રાણનો સંહાર કરીશ. એ બન્ને રાજ્યોને માટીમાં મેળવી દઇશ; છતાં પણ હું કેદ નહિ જ પકડાઉં. તમે અંતરમાં એવું ગુમાન ન રાખશો કે, તમારી પાસે વિવિધકળાભિજ્ઞ બહુરૂપીઓ છે. એવા બહુરૂપીઓને હું તુચ્છ—અતિ સામાન્ય સમજું છું. હું પણ એક બાહોશ બહુરૂપી છું; છતાં કોઇને કેદ નહિ કરતાં સર્વને હું જીવથી જ મારી નાખીશ. હવે જો તમારો જીવ બચાવવાની તમારી ઇચ્છા હોય તો તમે નાશી જાઓ. સાવધાન ! ખબરદાર ! !

લિ૦ બહુરૂપીઓનો શિરોમણિ.
અથવા યમદૂત."

આ પત્રની હકીકત સાંભળી મહારાણો જયસિંહ પણ ગભરાઇ ગયો. હરિસિંહ દીવાન પણ ચિંતામગ્ન બની ગયો. દરબારમાં બેઠેલા સર્વ પુરુષો કંપી ઉઠયા. સર્વેને સાહસ આપવાના ઉદ્દેશથી મહારાણા જયસિંહે ગંભીરતા ધારણ કરીને કહ્યું:—" એવા બદમાશોના ડરાવ્યાથી હું બિલકુલ ડરતો નથી. તમે કોઇ ગભરાશો નહિ. હમણાં જ શહેરમાં એવી ડાંડી પીટાવવામાં આવે છે. કે, બદમાશ યમદૂતને કેદ કરવાનો પ્રયત્ન સત્વર સરકાર તરફથી કરવામાં આવે છે. એ શયતાન કોઇનું પણ અનિષ્ટ કરી શકશે નહિ. કોઇ પણ માણસે ગભરાઈ જઇને ગૃહત્યાગ કરવાની જરૂર નથી."

થોડા સમય પછી દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો. દીવાન હરિસિંહ રાણા જયસિંહને નમન કરી ઘર તરફ જવાની તૈયારી કરતો હતો; પરંતુ એવામાં જયસિંહે તેને નેત્રસંકેત કર્યો તેથી તે ત્યાં જ બેસી રહ્યો.

દરબાર બરખાસ્ત થયા પછી દીવાન હરિસિંહને સાથે લઇ જયસિંહ પોતાના બેઠકખાનામાં ગયો, અને એકાન્તમાં બેસી યમદૂતના વિચારો કરવા લાગ્યો. ઘણા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી દીવાન હરિસિંહે કહ્યું:—"મહારાજ ! હમણાં આપણી પાસે એકકે બહુરૂપી નથી, તથા બહુરૂપી સિવાય આપણે આ ભયજનક ચિંતામાંથી મુક્ત થઈ શકીએ તેમ નથી."

"દીવાનજી, તમે મ્હારા નામથી હમણાં જ એક વિનંતિપત્ર મહારાણા દેવીસિંહજીને લખો; તેમાં અહીંના સઘળા વર્તમાન લખી જણાવો અને એ પત્ર સાથે ગુપ્તદૂત જે પત્ર લઈ આવ્યો છે તે પણ મોકલો." જયસિંહે આજ્ઞા કરી.

જયસિંહની આજ્ઞાનુસાર હરિસિંહે પત્ર લખી તૈયાર કર્યો તથા એ પત્ર એ દૂતને આપી તેને વિજયગઢ તરફ રવાના કરવામાં આવ્યો. ત્યાર પછી રાજમહાલયની આસપાસ પહેરો વધારવાની આજ્ઞા કરી જયસિંહે હરિસિંહને વિદાય કર્યો.

રાણો જયસિંહ સહજ નિશ્ચિંત થઇ અંતઃપુરમાં ગયો, અને સઘળી હકીકત તેણે રાણીને કહી સંભળાવી એ હકીકત સાંભળી રાણી ઘણી ગભરાઇ ગઇ. આજનો દિવસ અને રાત્રિ આવી ગભરામણમાં જ પસાર થયાં.

બીજે દિવસે પેલા ગુપ્તદૂતે આગલા દિવસની માફક બીજો એક પત્ર દરબારમાં હાજર કર્યો, તથા નમ્રતાપૂર્વક તેણે કહ્યું:—"મહારાજ-

ધિરાજ ! આજે સમસ્ત શહેરમાં આવા પત્રો ચોંટાડેલા જોવામાં આવે છે ! ”

દીવાન હરિસિંહે દૂતના હાથમાંથી પત્ર લઇ વાંચવા માંડયોઃ—

“ તમારી શક્તિ કેટલી છે એ હું સારી રીતે સમજી શકયો છું. તમે વિજયગઢના રાણા પાસે મદદ માગી છે એટલાપરથી જ તમારી નિર્બળતા સાબિત થઈ ગઈ છે. વિજયગઢમાં પણ મ્હેં ભયંકર ઉપદ્રવનો આરંભ કરી દીધો છે એ પ્રકાર તમારાથી અજ્ઞાત હોય એમજ મ્હને લાગે છે. તમે એટલું અવશ્ય યાદ રાખજો કે, તમારો એકકે જાસૂસ આ યમદૂતથી છુપી રીતે કોઈ પણ સ્થળે જઇ શકે તેમ નથી જ. મ્હેં તમારા વિજયગઢ જતા જાસૂસને રસ્તામાંથી જ પરલોકમાં પહોંચાડી દીધો છે; માટે તમે તેના મૃતદેહને મંગાવી લેવાની વ્યવસ્થા કરજો. નગરથી એક ગાઉના અંતરે તેનો મૃતદેહ માર્ગમાંજ પડેલો છે.

લિ૦ એજ **યમદૂત** અથવા **કલ્લુખાન.**

આજના પત્રની હકીકત સાંભળવામાં આવતાં રાણા જયસિંહનું કાળજું કંપી ઉઠયું. દરબારમાં જેટલા લોકો બેઠા હતા એ સર્વેના અંતરમાં અત્યંત ભય ઉપજ્યો. તેમના અંતરમાં પોત પોતાનો જીવ બચાવવાની ચિંતા ઉત્પન્ન થઇ. રાણા જયસિંહની આજ્ઞાથી કેટલાક લોકો પેલા દૂતના મૃતદેહને ઉપાડી લાવવા માટે ધ્રૂજતા હૃદયે ચાલ્યા ગયા. જ્યાં સુધી એ દૂતનો મૃતદેહ ન આવી પહોંચ્યો ત્યાં સુધી આ જનો દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો નહિ. જે સમયે એ દૂતનો મૃતદેહ દરબારની બ્હાર આવી પહોંચ્યો એ સમયે ઘણી ધામધુમ થઇ રહી. હજારો લોકો એ દૂતના મૃતદેહનું દર્શન કરવા ત્યાં એકત્રિત થઇ ગયા. સર્વના મુખમાંથી યમદૂત કલ્લુખાનના નામનો ઉચ્ચાર

થતો હતો. સઘળા લોકોનાં હૃદય કંપતાં હતાં. મૃતદેહના મસ્તકનો પત્તો નહોતો. એ જે પત્ર લઇ ગયો હતો તે પત્ર તેના હાથ સાથે બંધાઇ રહેલો જોવામાં આવતો હતો.

જાહિરમાં રાણા જયસિંહે સર્વેને હિમ્મત આપી; પરંતુ તેના અંતરમાં પોતાના જીવનની ચિંતા સુદ્ધાં ઉપજી હતી. દીવાન હરિસિંહને કહ્યું:—" શહેરમાં આપણે એવી દાંડી પીટાવવી જોઇએ કે, જે કોઈ યમદૂત કલ્લુખાનને કેદ પકડી લાવશે તેને સરકાર તરફથી દશ હજાર રૂપિયાની ગંજાવર રકમનું ઇનામ આપવામાં આવશે, તથા અહીંની સઘળી હકીકતનો પત્ર પાંચ સવારો સાથે આપણે વિજયગઢ તરફ માકલીએ. "

આવી આજ્ઞા કરી જયસિંહે દરબાર બરખાસ્ત કર્યો. પાંચે સવારો કે જેઓ પત્ર લઇને વિજયગઢ તરફ રવાના થયા તેઓ ભયની ભયંકર ભાવનાથી કંપતા હતા. તેઓ પોતાના અંતરમાં સમજી ચુકયા હતાં કે તેમના જીવનનું આજે કોઈ પણ રીતે રક્ષણ થનાર નથી. નગર બ્હાર નીકળી તેમણે પોતાના ઘોડાઓને વાયુવેગે દોડાવી મૂકવાનો વિચાર કર્યો હતો; પરંતુ અફસોસ કે તેમનું ધાર્યું થયું નહિ.

બીજે દિવસે સ્હવારે એક પહેરેગીર એક પત્ર લઇને દરબારમાં હાજર થયો. હરિસિંહે તેના હાથમાંનો પત્ર લઈ વાંચવા માંડયો:-

" તમારા પાંચ સવારોની શી શક્તિ હતી કે તેઓ આ પ્રબળ શક્તિશાળી યમદૂત કલ્લુખાનની આંખોમાં ધૂળ નાખી ચાલ્યા જાય ?! આજે એમના પર જુલ્મ ગુજર્યો છે અને આવતી કાલે તમારા રાજમહાલયમાં ભયંકર જુલ્મ ગુજરશે. હવે તમે તમારાથી બની શકે એટલી સાવધાનતા રાખજો તમે એવી દાંડી પીટાવી છે કે, કલ્લુખાનને કેદ પકડનારને દશહજાર રૂપિયા ઇનામ આપવામાં આવશે તો

હું પણ એવી હકીકત જાહિર કરૂં છું કે, જે કોઈ મ્હને કેદ પકડી શકશે તેને હું વીસ હજાર રૂપિયાની ગંજાવર રકમ ઈનામ તરીકે આપીશ.

લિ૦ યમદૂત કલ્લુખાન.

આજના પત્રની હકીકત જાણવામાં આવતાં સઘળા લોકોની ગભરામણનો પાર રહ્યો નહિ. રાણો જયસિંહ પણ છેક નિરાશ થઇ ગયો. પોતે વિજયગઢ કશા સમાચાર પહોંચાડી શકશે નહિ એવી તેની ખાત્રી થઇ. એક પત્રની સાથે આખી લશ્કરી ટુકડી મોકલવાથી પોતાની વિશેષ નિર્બળતા જાહિર થાય તેમ હોવાથી તેણે તેમ કર્યું નહિ. વળી દરબારમાં દૂતોએ તેને એવા સમાચાર સંભળાવ્યા કે, " કલ્લુખાનના ભયથી આખું શહેર કંપી રહ્યું છે. સઘળી પ્રજા એ ત્રણ દિવસમાં જ શહેરનો ત્યાગ કરી ચાલી જાય એવાં ચિહ્નો જ સર્વત્ર જોવામાં આવે છે. " આ સમાચાર સાંભળી જયસિંહ ગંભીર વિચારમાં પડી ગયો કે, હવે કરવું શું ?

મહારાણાએ કેટલાક લોકોને પેલા સવારોના મૃતદેહ લઈ આવવા માટે મોકલ્યા. આ કાર્યાર્થે જતાં એ લોકો ઘણા ગભરાતા હતા; પરંતુ તેઓ રાણા જયસિંહની આજ્ઞા વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવાનું સાહસ કરી શક્યા નહિ.

પાંચે સવારોના મૃતદેહને લાવવામાં આવ્યા. તેમનાં સર્વેનાં મસ્તક કપાયલાં નહોતાં, ફાંસો દઇને જ તેમનો જીવ લીધો હોય એમ લાગતું હતું, કેમ કે એમના ગળામાં દોરડીના કાપા પડેલા હતા.

શું કરવું તેનો કશો નિર્ણય રાણો જયસિંહ કરી શકતો નહોતો. એવામાં તેણે સ્હામેથી ભૈરવનાથને પોતાના તરફ આવતો જોયો.

આજે ભૈરવનાથનો ઠાઠ જોવા જેવો હતો. તે આજે સર્વ પ્રકારે સુસજ્જત થયેલો દેખાતો હતો. બહુરૂપીની વિદ્યા અજમાવવાનાં સર્વ સાધનો અને વિવિધ હથિયારો તેણે આ પ્રસંગે પોતાની પાસે રાખ્યાં હતાં.

મહારાણા જયસિંહના જાણવામાં એ સમાચાર પ્રથમથી જ આવ્યા હતા કે, રાણો કનકસિંહ તેની રાણીને સાથે લઈ તપસ્યા કરવા જંગલમાં ચાલ્યો ગયો છે. અને તેના સઘળા બહુરૂપીઓએ રાણા દેવીસિંહનો આશ્રય સ્વીકાર્યો છે.

આ સમયે ભૈરવનાથને પોતાના તરફ આવતો જોઈ રાણો જયસિંહ અત્યંત પ્રસન્ન થયો. ભૈરવનાથ રાણા પાસે આવી તેને પ્રણામ કરીને એક આસનપર બેઠો. પછીથી જયસિંહે કહ્યું:-"આજે તમે ઘણા જરૂરી વખતે આવી ચઢ્યા છો."

"જી, હા. હવે આપ કોઈ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. એક બે દિવસમાં હું યમદૂત કલ્લુખાનને જરૂર કેદ કરીશ." ભૈરવનાથે ઉત્તર આપ્યો.

"કલ્લુખાનના સમાચાર તમારા સાંભળવામાં કેવી રીતે આવ્યા? જયસિંહે અધીરતાસૂચક પ્રશ્ન કર્યો.

"એ સમાચાર વિજયગઢમાંથી જ મ્હારા સાંભળવામાં આવ્યા હતા. એ સંબંધીનો સઘળો ખુલાસો હું યથાવકાશે આપને કહીશ. અહીં આવી પહોંચતાં અહીંનાં નગરજનોને મ્હેં ઘણાં ઉદાસ બની ગયેલાં અને ભયથી કંપતાં જોયાં. રસ્તામાં જે કોઈ માણસ મ્હને મળતું તેને હું એવી હિમ્મત આપતો હતો કે, "હું અત્રે આવી પહોંચ્યો છું; માટે હવે તમે કોઈ ગભરાશો નહિ. એ સિવાયની બીજી સઘળી હકીકત હું આપને એકાન્તમાં કહીશ, તથા જે કાંઈ કાર્ય

કરવાનું છે તેની મસલત પણ આપણે દીવાન હરિસિંહજી સાથે એકાંતમાં બેસીને કરીશું. હજી સુધી મ્હેં સ્નાન સંધ્યા કર્યાં નથી માટે નિત્યકાર્યથી નિવૃત્ત થવાની મ્હને પ્રથમ જરૂર છે. " ભૈરવનાથે કહ્યું

હવે રાણા જયસિંહની ઘણી ચિંતા ઓછી થઈ ગઇ. તેણે દીવાન હરિસિંહને એવી આજ્ઞા કરી કે, " પંડિત ભૈરવનાથજીને તમે તમારે ત્યાં લઈ જાઓ. તથા તેમને કોઈ પણ પ્રકારનું કષ્ટ સહન કરવું પડે નહિ એ સંબંધીની સંપૂર્ણ સાવધાનતા રાખજો. હવે હું પણ ઉઠું છું. "

" સ્હાંજે આપનાં દર્શન ક્યાં થશે ? એ સમયે મ્હારે આપની સાથે કેટલીક ઘણી જરૂરી વાતચિત કરવાની છે. " ભૈરવનાથે કહ્યું.

" તમારી ઇચ્છા હશે ત્યારે તમે મ્હને નિર્વિઘ્ને મળી શકશો." જયસિંહે ઉત્તર આપ્યો.

પછીથી જયસિંહે એ દિવસનો દરબાર બરખાસ્ત કર્યો. પંડિત ભૈરવનાથને સાથે લઇને દીવાન હરિસિંહ પોતાને ઘેર ગયો અને તેણે ભૈરવનાથને સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપી.

દિવસનો અવશિષ્ટ સમય યમદૂત કલ્લુખાનને કેવી રીતે કેદ પકડવો તેના વિચારો કરવામાં જ ભૈરવનાથે પસાર કર્યો. સ્હાંજે દીવાન હરિસિંહને સાથે લઈ તે રાણા જયસિંહને મળવા ગયો. ત્યાં જતાં તે રાણા જયસિંહને બગીચામાં ફરતા જોઇ શકયો. ભૈરવનાથે પણ દીવાનસહ બાગમાં પ્રવેશ કર્યો.

આ સમયે રાણા જયસિંહની પાસે ઘણા માણસો હતા; તેમને સર્વેને જયસિંહે વિદાય કરી દીધા. માત્ર ભૈરવનાથ અને હરિસિંહ જ તેની પાસે રહ્યા.

પ્રથમ થોડા સમય સુધી રામગઢના રાજા કનકસિંહ સંબંધીની

વાતચિત થઇ. ત્યાર પછી જયસિંહે પૂછ્યું:—"વિજયગઢમાંજ કલ્લુ ખાન ખૂનીના સમાચાર તમે કેવી જાણી શક્યા ?"

"વિજયગઢમાં પણ વિવિધ સ્થળોએ તેણે અહીંના જેવા જ પત્રો ચોંટાડેલા છે. એ પત્રો વાંચતાં એમ માલૂમ પડયું કે, એ શયતાન રત્નગઢમાં પણ ઉપદ્રવ કરશે જ; તેથી મહારાણા દેવીસિંહજીએ મ્હને આ તરફ મોકલ્યો છે." ભૈરવનાથે ઉત્તર આપ્યો.

"એ દુષ્ટ કલ્લુખાને વિજયગઢના તો કોઇ માણુસનો જીવ લીધો નથી ને ?" શંકાશીલ હૃદયે જયસિંહે પ્રશ્ન કર્યો.

"ના-હજી સુધી ત્યાં એનો દાવ લાગ્યો નથી. ત્યાંના બહુરૂપીઓ પણ એ શયતાનને કેદ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયા છે." ભૈરવનાથે ઉત્તર આપ્યો.

"અહીં તો એ રાક્ષસે ઘણાં ખૂન કર્યાં છે !" જયસિંહે વિષણ્ણવદને કહ્યું.

"શહેરમાં આવતાંની સાથે જ એ સમાચાર હું જાણી શક્યો છું. ઠીક છે, જોઇ લેવાશે." ભૈરવનાથે ગંભીરતાસૂચક સ્વરે કહ્યું.

"જો તમે તમારી સાથે જગન્નાથ જ્યોતિષીજીને લઇ આવ્યા હોત તો તેમની ગણનાપરથી શત્રુનો પત્તો સહેલાઇથી મેળવી શકાત."

"મહારાજ ! આપ એ શયતાનની બહાદુરીનો સહજ વિચાર કરી જુઓ. પ્રથમથી ખબર આપીને જ એ હરેક કાર્ય અત્યંત ચતુરાઇથી કરે છે. એવા બહાદુર શત્રુને બહાદુરીથી જ કેદ કરવો જોઇએ." ભૈરવનાથે કહ્યું.

"હવે અમે જોઈએ છીએ કે એ કેવી રીતે કેદ પકડાય છે ! એના રાક્ષસી અત્યાચારથી જ આખું શહેર કંપી ઉઠયું છે." જયસિંહે કહ્યું.

(७७१२



" આપ સહજ પણ ગભરાશો નહિ. ટૂંક સમયમાંજ હું આપને મ્હારી શક્તિનો પરિચય કરાવીશ. " દઢતાસૂચક સ્વરે ભૈરવનાથે કહ્યું.

" એ શયતાનના બીજા સાથીદારો હશે કે ? " જયસિંહે પ્રશ્ન કર્યો.

" અવશ્ય હોવા જોઇએ. માત્ર એક જ માણસ અહીંથી વિજયગઢ સુધીની ખબર રાખી શકે એ સર્વથા અસંભવ છે. " ભૈરવનાથે કહ્યું.

" ઠીક છે, તમને જેમ ઠીક લાગે તેમ કરો. તમારા આગમનથી મ્હારામાં હિમ્મત આવી છે; નહિ તો મ્હારી ચિંતાનો પાર નહોતો. " રાણા જયસિંહે સત્ય વચન ઉચ્ચાર્યું.

" હવે હું વિદાય થાઉંછું; કેમ કે, મ્હારે ઘણું કામ કરવાનું છે. " ભૈરવનાથે કહ્યું.

" આપ કયી તરફ જશો ? " દીવાન હરિસિંહે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

" હમણાં હું શું કરું છું અને કયાં જાઉં છું એ તમને જણાવવાની જરૂર નથી. " આમ કહી ભૈરવનાથ જુલ્મી રાક્ષસ કલ્લુખાનની શોધ કરવા નીકળી પડયો. રાત્રિ વિશેષ વ્યતીત થયેલી હોવાથી રાણો જયસિંહ રાજમહાલયમાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨ જું.

### શયતાનનો સંદેશો.

ભૈરવનાથ કલ્લુખાનની શોધ કરવા નીકળી પડયો. તે શું કરશે

અને યમદૂત કલ્લુખાનને કેવી રીતે કેદ કરશે એ સંબંધી કોઈ કશી હકીકત જાણતું નહોતું. કલ્લુખાને પોતાના છેવટના જાહિર પત્રમાં રાણા જયસિંહને ધમકાવ્યો હતો કે હવે તે તેના રાજમહાલયમાં જ ભીષણ ઉપદ્રવ કરશે. આ ધમકીની રાણા જયસિંહના મનપર ઘણી અસર થઈ. તેણે મહેલની આસપાસ ચારગણો પહેરો વધારી દીધો. તે પોતે પણ જાગ્રત સ્થિતિમાં બેસી રહ્યો. સહજ ખડખડાટ સાંભળવામાં આવતાં તે તલ્વારની મુઠપર હાથ નાખતો હતો. જો કે ભૈરવનાથના આવ્યા પછી જયસિંહ થોડા ઘણા અંશે નિશ્ચિંત થયો હતો પરંતુ ભૈરવનાથ જ્યારે કલ્લુખાનને કેદ કરવાના ઉદ્દેશથી ચાલ્યો ગયો તેના બીજા જ દિવસે શહેરની મ્હોટી મ્હોટી સડકો પર બીજા નવા પત્રો ચોંટેલા લોકોના જોવામાં આવ્યા; જેમાંનો એક કાગળ દૂતે લઇ આવી દરબારમાં મહારાણાને આપ્યો. એ પત્ર દીવાન હરિસિંહે વાંચી સંભળાવ્યો. તેમાં નીચે પ્રમાણે હકીકત લખેલી હતી:—

" **મહારાણા જયસિંહજી,**

તમે ઘણીજ સાવધાનતા રાખજો. પંડિત ભૈરવનાથ જેવા બહુરૂપીની સહાયતા મેળવી તમે ભૂલથાપ ખાશો નહિ. એ આજકાલનો છોકરો આ શૂરવીર શિરોમણિને શું કરી શકનાર છે ? પહેલાં તો માત્ર કલ્લુખાન તમારો દુશ્મન હતો; પરંતુ હવે હું તમારો, તમારી પ્રજાનો અને એ છોકરા ભૈરવનાથનો કટ્ટો શત્રુ આવી પહોંચ્યો છું. પંદર દિવસમાં જ હું રત્નગઢ નગરને ઉજ્જડ બનાવી દઈશ, તથા આજથી ચોથે દિવસે રાત્રે પંડિત ભૈરવનાથનું તેના ધડથી જૂદું થયેલું મસ્તક લઈ લગભગ બાર વાગ્યે તમારા મહેલમાં આવી પહોંચીશ. એ વખતે જો તમારામાંથી કોઈનામાં શક્તિ હોય તો મ્હને કેદ કરજો. જે કોઇ મહારાણા જયસિંહનો શત્રુ હોય અને મ્હારા પક્ષમાં શામીલ

થવાને ઇચ્છતો હોય તેણે મધ્યરાત્રે ભૂતીઆ ભોંયરામાં મ્હને મળવું
લિ૰ આફતખાન."

આ પત્રની હકીકત સાંભળી જયસિંહ ઘણો વિસ્મિત, ભયભીત અને આશ્ચર્યચકિત બની ગયો. ભૈરવનાથના આગમનથી સર્વના અંતરમાં જે હિમ્મત ઉત્પન્ન થઈ હતી તે અદ્રશ્ય થઇ ગઈ. સર્વના હોશ ઉડી ગયા, સર્વના અંતરમાં રત્નગઢનો ત્યાગ કરી અન્ય સ્થળે પલાયન કરી જવાનો વિચાર ઉપજ્યો; પરંતુ બહાદુરી અને હિમ્મતે તેમના એ વિચારને કાર્યના સ્વરૂપમાં પરિણત થવા દીધો નહિ. રાણા જયસિંહે એક શબ્દ પણ નહિ ઉચ્ચારતાં દરબાર બરખાસ્ત કર્યો, તથા મહેલમાં આવેલા એકાંત વિચારગૃહમાં જઇ તે દીવાન હરિસિંહ સાથે શું કરવું એ સંબંધીની મસલત કરવા લાગ્યો. તેણે કહ્યું:—

"દીવાનજી, શું કરવું એ હવે મ્હને સૂઝતું નથી."

"આ નવા વિકાળ શત્રુએ તો આપણી સઘળી હિમ્મત હરી લીધી છે. ભૈરવનાથ એ યમદૂતને અવશ્ય કેદ પકડશે એવો આપણા અંતરમાં વિશ્વાસ ઉપજ્યો હતો; પરંતુ હવે તો ભૈરવનાથનો પોતાનો જીવ પણ બચશે કે કેમ એ એક શંકાયુક્ત પ્રશ્ન થઇ પડ્યો છે! આ નવીન શત્રુ આફતખાન પણ ઘણો જુલ્મી હોય એમ લાગે છે. પ્રજાજનોની ગભરામણ હવે વૃદ્ધિંગત થતી જાય છે. સર્વએ પોત પોતાના જીવનની આશાનો ત્યાગ જ કર્યો હોય એવી ઉદાસિનતા સર્વત્ર જોવામાં આવે છે. આપણા કર્ત્તવ્યકર્મનો આપણે જેમ બને તેમ ત્વરાથી નિર્ણય કરી લેવો જોઇએ. પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાની વ્યવસ્થા આપણે પ્રથમ કરવી જોઇએ." હરિસિંહે કહ્યું.

"મ્હારો વિચાર એવો છે કે જો કોઇ પણ યુક્તિથી આ સઘળા સમાચાર આપણે વિજયગઢ પહોંચાડીશું તો ભૈરવનાથને સહાયતા કરવા માટે બીજો કોઈ બહુરૂપી જરૂર અત્રે આવશે જ એ સિવાય

બીજો કોઇ પણ ઉપાય મ્હને સૂઝતો નથી. વળી આ કાર્ય ચાર જ દિવસમાં થવું જોઇએ; કેમકે ચોથે દિવસે મધ્યરાત્રે એ શયતાન ભૈરવનાથના મસ્તકસહ રાજમહાલયમાં ઉપસ્થિત થવાનો છે; એ ઉપરથી એ કેટલો હિમ્મતવાન્ હશે એની કલ્પના પણ સહેલાઇથી થઈ શકે તેમ છે ! " જયસિંહે ઉપાય સૂચવીને કહ્યું.

" પરંતુ આપણો છુપો સંદેશો લઈ સહિસલામત વિજયગઢ જઈ શકે એવો બહાદુર પુરુષ આપણે ત્યાં કોણ છે ? જે કોઈ સંદેશો લઇને જાય છે તે રસ્તામાં જ યમદૂતના હાથે માર્યો જાય છે; માટે જો આજ્ઞા હોય તો લશ્કરની એક ટુકડી સાથે આપણે પત્ર મોકલીએ." હરિસિંહે ગંભીરતાસૂચક સ્વરે કહ્યું.

આ વાક્યો સાંભળી રાણો જયસિંહ અપાર ક્રોધે ભરાયો. તેણે ક્રોધસૂચકસ્વરે કહ્યું:-" ત્યારે આપણા રાજ્યમાં પાંચસો જાસૂસો છે એ શા કામના છે ? શું તેઓ મફતનો પગાર મેળવીને માત્ર પેટ ભરવાની જ મહત્વાકાંક્ષા રાખે છે ? એ પાંચસો જાસૂસો માત્ર એક જ શત્રુથી ભયભીત બની જઈ નામર્દની માફક બેસી રહ્યા છે ! તેઓમાંનો કોઇ કલ્લુખાનનો કે આફતખાનનો પત્તો મેળવી શકતો નથી તેમજ વિજયગઢ તરફ પત્ર પણ પહોંચાડી શકતો નથી ?! "

" માત્ર એક જ જાસૂસનું મૃત્યુ નિપજવાથી સઘળા જાસૂસો ભયભીત બની ગયા છે. " દીવાને કહ્યું.

" ઠીક છે. આજે સ્હાંજે તમે સઘળા જાસૂસોસહ બાગમાં આવજો. એ સમયે કોઇ કામ કાઢીશું અને કામ નહિ જ નીકળે તો તેમને સર્વને તોપના ગોળે ઉડાવી દઇશું. જો કોઇ એ શયતાન કલ્લુખાનને કેદ નહિ પકડી શકે તો હું પોતે એ મહત્ કાર્ય કરીશ. " જયસિંહે ઉત્તેજનાને આધીન થઇને કહ્યું.

" જેવી આજ્ઞા. " હરિસિંહે કહ્યું.

" હવે તમે જાઓ, અને મ્હેં કહ્યું છે એ બાબતનો બંદોબસ્ત કરો. "

દીવાન હરિસિંહ નમન કરી ચાલ્યો ગયો. તે જાણતો હતો કે, એકકે જાસૂસથી આ પ્રસંગે કશું કાર્ય થવાનું નથી, અને રાણો તેમનો જીવ લીધા સિવાય શાન્ત થવાનો નથી; એથી તેને ઘણી ચિંતા થતી હતી. વળી પોતે રાજ્યમાં રહે અને રાણો શત્રુઓને કેદ પકડવા જાય તો પોતાને પણ સર્વ સમક્ષ નીચું જોવું પડે તેમ હતું; એથી હરિસિંહ અનેકવિધ વિચારતરંગો કર્યા કરતો હતો.

---

## પ્રકરણ ૩ જું.

## સિદ્ધેશ્વર યોગી.

રાજકુમાર વીરસિંહ ત્રીજા બાગ તરફ રવાના થયો કે જેમાં રાજકુમારી મૃગલોચનીની દરબારી તસ્વીર તેના જોવામાં આવી હતી. એ સ્થળે તેને કેટલીક નવયૌવનાઓ કેદ કરીને લઈ ગઈ હતી એ પ્રકાર વાંચકબંધુઓ જાણે છે જ.

એસ્થાનના રસ્તાથી વીરસિંહ જાણીતો હતો. જ્યારે રાજકુમાર દરવાજા પાસે જઇ પહોંચ્યો ત્યારે એક સુંદર રમણીને તેણે પોતાના તરફ આવતી જોઇ. એ નવયૌવના નારી ઘણી ખૂબસૂરત હોઈ તેનાં વસ્ત્રો પણ મૂલ્યવાન્ હતાં. પોતાના હાથમાં એક પત્ર લઈ રાજકુમાર પાસે આવીને તે ઉભી રહી. પછીથી પોતાના હાથમાંનો પત્ર તેણે રાજકુમારને આપ્યો. રાજકુમાર વીરસિંહે આશ્ચર્ય પામીને એ પત્ર વાંચી જોયો. તેમાં એવી હકીકત લખેલી હતી કેઃ—

" આપ થોડા દિવસથી અમારા પ્રદેશમાં આવ્યા છો તેથી અમારે આપનો આદર સત્કાર કરવો જોઇએ. આપનો સત્કાર કરવાની સઘળી વ્યવસ્થા થઈ ગઈ છે. માટે આપ આ પત્ર લાવનારી સેવિકા સાથે પધારજો અને અમારી રંક ઝુંપડીને આપનાં પવિત્ર પગલાંથી પાવન કરજો. આપનો અહેશાન હું જીવનપર્યંત ભૂલીશ નહિ.

લિ૦ સિદ્ધેશ્વર યોગી. "

વીરસિંહે આ પત્ર જ્યોતિસિંહના હાથમાં આપ્યો એ પત્ર વાંચીને જ્યોતિસિંહે લક્ષ્મણસિંહ અને જગન્નાથજીને પણ વંચાવ્યો.

સંધ્યાકાળ થયો હતો. વીરસિંહે ઉપર્યુક્ત સેવિકાને કશો ઉત્તર આપ્યો નહોતો એવામાં જ્યોતિસિંહે તેને કહ્યું:—" અમને મહાત્માનો સત્કાર સ્વીકારવામાં કશી અડચણ નથી; પરંતુ દિલગીર છીએ કે, હાલ અમે તમારી સાથે આવી શકતા નથી; થોડા સમય પછી અમે અવસ્ય આવીશું. હમણાં સંધ્યા કરવાનો સમય થઈ ગયો છે."

" આપ સંધ્યા કરી લ્યો ત્યાં સૂધી હું રોકાઉં છું. જો આજ્ઞા આપતા હો તો સંધ્યા માટે જળ અને આસન લઇ આવું. " નવયૌવનાએ રૂપાની ઘંટડી જેવા આકર્ષણીય સ્વરે કહ્યું.

" ના—ના, તમારે તકલીફ લેવાની કશી જરૂર નથી. " જ્યોતિસિંહે કહ્યું.

" ત્યારે આપ સર્વે સંધ્યા કેવી રીતે કરી શકશો ? આ બાગમાં એકકે, નહેર ઝરો કે તળાવ નથી. " નવયૌવનાએ અડચણ દર્શાવી.

" પેલા બીજા બાગમાં ન્હાનું તળાવ છે. " જ્યોતિસિંહે કહ્યું.

" એટલો બધો શ્રમ ઉઠાવવાનું કશું પ્રયોજન નથી. અલ્પકાળમાં જ હું સઘળો સરસામાન લઈ આવું છું. આપ મ્હારી સાથે

ચાલો—ત્યાં જ આપ સંધ્યા કરી લેજો. હજી કાંઈ સંધ્યા સમય વ્યતીત થઈ ગયો નથી." સુંદરીએ આગ્રહ કર્યો.

"ના–અમે આ બાગમાં જ સંધ્યા કરીશું. તમે જઇને માત્ર જળ લઈ આવો." જ્યોતિસિંહે નવયૌવનાના પ્રસ્તાવને અસંમત થઇને કહ્યું.

તરત જ એ નવયૌવના ત્યાંથી ત્રીજા બાગ તરફ ચાલી ગઈ. પછીથી રાજકુમાર વીરસિંહે કહ્યું:–"આ પત્ર મોકલનાર પેલા જ યોગી મહાત્મા હોવા જોઇએ કે જેમણે મ્હને પર્વતપરથી કૂદી પડતો અટકાવ્યો હતો. જો એ તેઓ જ હોય તો એના જેવો આનંદજનક પ્રકાર બીજો એક પણ હોઈ શકે નહિ. ત્યાં વનલતા સાથે મ્હારો મેળાપ થશે એમ હું ધારું છું. જ્યોતિસિંહજી, તમે શા માટે અહીં જ સંધ્યા કરવાને રોકાયા? ત્યાં સંધ્યા કરવા જવામાં આપણુને શી અડચણ હતી? હું તો એની સાથે જવા માટે એજ સમયે તમને કહેવાનો હતો; પરંતુ તમારો કદાચ કાંઇ બીજો જ વિચાર હશે એમ સમજી મ્હેં મૌન ધારણ કર્યું હતું."

"હા એમજ છે." જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

"કેમ ઉસ્તાદજી, તમારી શી મતલબ છે એ કહો તો ખરા?" લક્ષ્મણસિંહે પ્રશ્ન કર્યો.

"મ્હારી મતલબ થોડા સમયમાં જ તમે સર્વ જાણી શકશો."

"પરંતુ હમણાં કહેવામાં તમને અડચણ શી છે?" લક્ષ્મણસિંહે પુનઃ અધીરતાથી કહ્યું.

"મ્હેં એમ વિચાર્યું છે કે, જો કદાચ આપણે એકાએક એ યોગી મહાત્મા પાસે જઇએ અને તેઓ આપણને, યુક્તિ પ્રયુક્તિથી બેશુદ્ધ બની જવાય એવી દવા ખવડાવી દઈ આ બાગમાંથી બ્હાર

કાઢી મૂકી, સઘળાં દ્વાર બંધ કરી દે તો આપણે અત્યાર સુધીમાં જે મહેનત કરી છે એ સઘળી ધૂળધાણી થઈ જાય. રાજકુમાર ! વિચાર કરી જુઓ કે, આપને પણ આ બાગમાં બેહોશ બનાવી દીધા હતા અને પાણીમાં આપને બેશુદ્ધિની દવા ખવડાવી ગુફામાં પહોંચાડી દીધા હતા. જો એ પ્રસગે એમ ન બન્યું હોત તો આ સ્થાનની થોડી ઘણી સત્ય હકીકત આપ અવશ્ય જાણી શક્યા હોત. હું એમ ધારું છું કે, સંધ્યાદિ કરી આપણે જ્યારે એ યોગી મહાત્મા પાસે જઈશું અને તેઓ જ્યારે આપણને જમવાનો આગ્રહ કરશે ત્યારે આપણાથી તેમના આગ્રહને અમાન્ય કરી શકાશે નહિ." જ્યોતિસિંહે કહ્યું.

"ત્યારે તમે શો વિચાર કરી રાખ્યો છે ?" લક્ષ્મણસિંહે પૂછ્યું.

"વિચાર શો કરવાનો હતો ? પેલું જાદુઈ ગુફામાંથી મળી આવેલું ગુલાબનું પુષ્પ ઘસીને હું સર્વેને પાઈશ, તથા હું પોતે પણ પીશ; એટલે પછી સાત દિવસ સુધી આપણને કોઇ બેશુદ્ધ બનાવી શકશે નહિ." જ્યોતિસિંહે ઉપાય બતાવ્યો.

"બરાબર છે. એ પુષ્પોને ઉત્પન્ન કરનાર પુરુષ કેટલો બધો બુદ્ધિશાળી હશે ?" વીરસિંહ બોલ્યો.

એવામાં સર્વેએ પેલી નવયૌવનાને પોતાના તરફ આવતી જોઇ. તેની પાછળ બીજી ત્રણ દાસીઓ આસન, પંચપાત્ર જળ વગેરેને લઇને આવતી હતી. એ બાગમાં એક ઉચ્ચ વૃક્ષ નીચે કેટલાક પત્થરો એવા હતા કે, જેનાપર સંધ્યા કરવા બેસી શકાય. પેલી દાસીઓએ આવી એ પત્થરોપર સંધ્યા કરવાનો સામાન સુવ્યવસ્થિત રીતે ગોઠવી દીધો. પછીથી જ્યોતિસિંહે તેમને ઉદ્દેશીને કહ્યું:–" હવે થોડા સમય માટે તમે સર્વે તમારા બાગમાં જાઓ; કેમ કે આપની સમક્ષ અમે સંધ્યા કરતા નથી."

" આપ જેવાઓની સેવા કરવામાં જ અમારું આજ સુધીનું જીવન પસાર થયું છે; છતાં આપ આવી વાત કેમ કહો છો ? સીધી રીતે જ અમને અહીંથી વિદાય થવાને કહેતા હો તો તેથી શી અડચણ છે ? " આમ કહીને ઉપરોક્ત નવયૌવના, દાસીઓની સાથે ત્યાંથી ચાલી ગઈ. એનાં વચનો સાંભળી વીરસિંહ અને તેના સાથીદારો હસી પડયા.

સંધ્યા કરી રહ્યા પછી જ્યોતિસિંહે ગુલાબના પુષ્પને પાણીમાં ઘસીને સર્વેને પાયું તથા તેણે પણ પીધું. પછીથી તેઓ પેલી નવયૌવનાના આગમનની રાહ જોવા લાગ્યા.

થોડા સમય પછી પેલી નવયૌવના પાછી આવી તથા તેમણે વીરસિંહ અને તેના સાથીદારોને પોતાની સાથે આવવા માટે કહ્યું. વીરસિંહ અને તેના સાથીદારો એ નવયૌવનાની પાછળ પાછળ જવા લાગ્યા, અને બીજા બાગમાં જઈ પહોંચ્યા. બહુરૂપીઓએ એ બાગને જોયો નહોતો; પરંતુ રાજકુમાર વીરસિંહે આ બાગને સારી રીતે જોયો હતો. એને કેદી તરીકે આ બાગમાં લાવવામાં આવ્યો હતો, તથા તેણે આ સ્થળે જ રાજકુમારી મૃગલોચનીની તસ્વીરવાળો દરબાર જોયો હતો. આજે આ બાગ વીરસિંહને પ્રથમના જેવો જણાયો નહિ. આજે બાગમાં વિશેષ પ્રકાશ નહોતો અને વિશેષ માણસો પણ નહોતાં; માત્ર પાંચ સાત સ્ત્રીઓ જ આમ તેમ ફરતી જોવામાં આવી. બે ત્રણ વૃક્ષો નીચે થોડો ઘણો પ્રકાશ જોવામાં આવ્યો, તથા એટલા પ્રકાશની ત્યાં ઘણી જરૂર હતી.

સંધ્યાકાળ થયેલો હોવાથી એ સ્થળે થોડા ઘણા અંધકારનો વિસ્તાર થયો હતો. પેલી નવયૌવના વીરસિંહ તથા તેના સાથીદારોને જે સ્થળે વીરસિંહે રાજનન્દિની મૃગલોચનીની તસ્વીર જોઈ હતી

અને જ્યાં દરબાર ભરાયો હતો ત્યાં લઈ ગઈ. રસ્તામાં રાજકુમાર વિચારમગ્ન બની ગયો હતો. આજે પેલા યોગી મહાત્મા પાસેથી કોઈ પણ પ્રકારે સઘળો ગુપ્ત ભેદ જાણી લેવાનો પોતાના મનમાં તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેણે સ્વગત વિચાર્યું:—" વનવિહારિણી વનલતા કોણ છે એ આજે જાણી શકાશે. જાદુપથપ્રદર્શક પુસ્તક તેને કેવી રીતે મળ્યું હતું તથા રાજનન્દિની મૃગલોચની ક્યાં અદ્રસ્ય થઇ ગઈ છે એ પણ જાણવામાં આવશે."

યથા સમયે તેઓ સર્વે દિવાનખાનામાં જઈ પહોંચ્યા. આજે એ સ્થળે તસ્વીરનો દરબાર નહિ પરંતુ પેલા યોગીજીનો દરબાર હતો કે જે યોગીએ રાજકુમારને પહાડપરથી કૂદી પડતાં અટકાવ્યો હતો. એક મૃગચર્મના આસનપર યોગી મહાત્મા બેઠા હતા. તેમની ડાબી બાજુએ થોડા અંતરે વનલતા બેઠેલી હતી, તથા સ્હામે ચાર પાંચ સેવિકાઓ પોતાના હાથ જોડી ઉભી રહી હતી.

રાજકુમારને પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોઈ યોગી મહાત્મા ઉઠી ઉભા થયા, તથા દરવાજા સુધી જઈ તેનો હાથ પકડી તેને પોતાના આસન પાસે લઇ આવ્યા. વનલતા સહજ દૂર ખસી જઈ ઉભી રહી તથા પ્રેમપૂર્ણ દૃષ્ટિથી વીરસિંહના વદનમંડળ તરફ જોઇ રહી. રાજકુમાર પણ એ મનોહારિણી સુંદરીનું એકાગ્રદૃષ્ટિથી દર્શન કરવા લાગ્યો. બન્ને જણાં જાણે કે અવ્યક્ત ભાષામાં એક બીજાને પોતાના અંતરની ગુપ્ત વાર્તા જ કહેતાં હતાં ! જો આ સમયે તેઓ બન્ને આ સ્થળે એકલાં હોત તો અરસ્પરસને પ્રેમાલિંગન કરી પોતાના અંતરમાં સળગી ઉઠેલા પ્રચંડ વિરહાગ્નિને શાન્ત કરત. થોડા સમય પછી યોગી મહાત્મા અને રાજકુમાર વચ્ચે વાતાચત થવા લાગી.

" આપ અને આપના સ્નેહીઓ કુશળતામાં છો ને ? " યોગી મહાત્માએ પ્રશ્ન કર્યો.

" આપશ્રીની દયાથી અમે કુશળતામાં છીએ; પરંતુ—" રાજકુમારનું આ વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ યોગીરાજે દ્વિતીય પ્રશ્ન કર્યો:– " પરંતુ શું ? "

" એજ કે, કેટલાક વિષયોનો ભેદ ખુલ્લો નહિ થયેલો હોવાથી અમારામાંથી કોઇને નિશ્ચિંતતા નથી. આપની કૃપાથી અમારું આ મહાન્ દુઃખ સત્વર દૂર થઇ જશે એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. " વીરસિંહે દુઃખનું કારણ દર્શાવ્યું.

" ઇશ્વરકૃપાથી હવે આપ સર્વ પ્રકારે નિશ્ચંત થઇ જશો, તથા આપના સઘળા સંદેહ દૂર થઈ જશે. હમણાં આપ સર્વે મ્હારા સામાન્ય આતિથ્યને સ્વીકારો એટલે પછી સમસ્ત રાત્રિ આપણે સઘળી વાતચિત કરવામાં જ વ્યતીત કરીશું. આપને જે પૂછવું હોય તે પૂછજો. ઇશ્વર કરશે તો આપને કોઈ પણ પ્રકારનું દુઃખ વેઠવું પડશે નહિ, અને આજથી જ આપના સુખમય દિવસોની શુરુઆત થઈ જશે. "

યોગીનાં આવાં અમૃતમય વચનો સાંભળી વીરસિંહ અને તેના બહુરૂપીઓ અત્યંત આનંદિત થયા. તેમના અંતરમાં હવે આજ સુધીનો સઘળો ભેદ ટૂંક સમયમાં જ ખુલ્લો થઈ જવાની આશા ઉત્પન્ન થઈ.

થોડા સમયમાં જ ભોજનની વ્યવસ્થા થઈ ગઈ. સઘળા ખાદ્યવસ્તુઓ ઘણી સ્વાદિષ્ટ, રૂચિકર અને પૌષ્ટિક હતી. ભોજન કરી રહ્યા પછી બાગના મધ્યભાગમાં આવેલા આરસપત્થરના સુંદર ચબુતરાપર સર્વેનાં આસનો યથાસ્થિત ગોઠવવામાં આવ્યાં. યોગી મહાત્મા

મૃગચર્મનાપર બેઠા અને વીરસિંહ તથા તેના સાથીદારો તેમના માટે નાખેલાં આસનો પર બેઠા. થોડા અંતરે વનલતા પણ તેની એક બે સખીઓ સાથે બેઠી. બીજી બધી સુંદરીઓને ત્યાંથી અન્ય સ્થળે વિદાય કરી દેવામાં આવી.

એક પ્રહર કરતાં પણ વિશેષ રાત્રિ વ્યતીત થઈ ગઈ હતી. આસમાની આકાશમાં ચંદ્રદેવ ઉદિત થઇ વસુંધરાપર અમૃતની વૃષ્ટિ વર્ષાવી રહ્યા હતા. શીતળ સુગંધિત મૃદુ વાયુ વિહરતો હતો. ચોતરફથી વિવિધ પ્રકારની સુવાસ આવી મસ્તિષ્કને શાન્તિ અર્પણ કરતી હતી.

યોગી મહાત્માએ સ્મિતમુખે રાજકુમારને કહ્યું:—"હવે આપને જે કાંઇ પૂછવું હોય તે પૂછો. હું આપના સઘળા પ્રશ્નોના સત્ય ઉત્તરો આપીશ, તથા આપનું જે કાર્ય અપૂર્ણ રહ્યું છે તે પૂર્ણ કરી આપીશ."

રાજકુમાર વીરસિંહના અંતરમાં અસંખ્ય વિચારો ઉપજતા હતા. પ્રથમ શો પ્રશ્ન પૂછવો તેનો કશો નિર્ણય તે કરી શકતો નહોતો. થોડા સમય પછી સ્વસ્થ થઇ તેણે યોગી મહાત્માને પ્રશ્નો પૂછવા માંડયા. એ સઘળા પ્રશ્નોત્તરો દૂર બેસી રહીને વનલતા પણ સાંભળવા લાગી.

"પ્રથમ આપ કહો જોઈએ કે રાજકુમારી મૃગલોચની જીવે છે કે મરી ગઈ છે?" વીરસિંહે પ્રશ્ન કર્યો.

"હરિ હરિ, મૃગલોચનીને કોણ મારી શકે તેમ છે? જ્યાં સુધી મનુષ્યનું આયુષ્ય હોય છે ત્યાં સુધી તેનો દેહાંત થતો નથી." યોગીએ ઉત્તર આપ્યો.

"ત્યારે એની સાથે મ્હારું પુનર્મિલન થશે કે?" વીરસિંહે પ્રશ્ન કર્યો.

" અવશ્ય થશે. " સંતોષકારક ઉત્તર મળ્યો.

" ક્યારે થશે ? " અધીરતાસૂચક સ્વરે વીરસિંહે પૂછ્યું.

યોગીએ વનલતા તરફ આંગળી કરીને કહ્યું:–" જ્યારે આની ઇચ્છા હશે ત્યારે. "

આ ઉત્તર સાંભળી ઉત્કંઠાપૂર્ણ મુખે વીરસિંહ વનલતા તરફ જોવા લાગ્યો. આ સમયે વનલતાની સ્થિતિ ઘણી આશ્ચર્યજનક બની ગઈ હતી. તેનું સર્વાંગ પ્રતિ ક્ષણે કંપતું હતું. આવો પ્રકાર જોઈ યોગીએ વક્રદૃષ્ટિથી વનલતા તરફ જોયું એટલે તેણે આત્મસંવરણ કરી લીધું. વીરસિંહે યોગી મહાત્માને ઉદ્દેશીને કહ્યું:–" જો આપની કૃપા હશે તો મૃગલોચની સાથે મ્હારું પુનર્મિલન થશે જ. "

" ના ના, આ કાર્ય માત્ર વનલતાની ઇચ્છાપર જ અવલંબીને રહેલું છે, અને વનલતા મ્હારી આધીનતામાં છે. આપ અત્યારથી ગભરાઓ છો શામાટે ? આપને જે પ્રશ્નો પૂછવા હોય તે પૂછી લ્યો; પછીથી મૃગલોચનીને મળવાનો માર્ગ આપને બતાવવામાં આવશે. " યોગીએ કહ્યું.

" ઠીક, કહો જોઇએ કે વનલતા કોણ છે ? "

" એ એક રાજકન્યા છે. "

" શા ઉદ્દેશથી તેણે મ્હારાપર અનેક ઉપકારો કર્યા છે ? "

" રાજકુમારી મૃગલોચની સાથે તેનો ઘણો સ્નેહસંબંધ હોવાથી જ તેણે આપનાપર અનેક ઉપકારો કર્યા છે. "

" જો એમજ છે તો એ મ્હારી સાથે વિવાહ કરવાની ઇચ્છા કેમ રાખે છે ? "

" આપની સાથે વિવાહ કરવાની એને કશી જરૂર નથી તથા

એ આપને ન્હાતી પણ નથી; માત્ર રાજકુમારી મૃગલોચનીના અત્યાગ્રહથી જ તેણે એવી ઇચ્છા દર્શાવી છે.”

યોગીનો આ ઉત્તર સાંભળી વીરસિંહ ઘણો પ્રસન્ન થયો, અને તેણે કહ્યું:–“ જ્યારે મૃગલોચની સાથે એનો ઘણો સ્નેહસંબંધ છે ત્યારે પછી એ મૃગલોચનીને મ્હારી પાસે કેમ લાવતી નથી ?”

“ હજી એવો સમય આવેલો નથી. ”

“ કારણ ? ”

“ જ્યારે મહારાણા દેવીસિંહજી અને જયસિંહજીને આપ અહીં લઈ આવશો ત્યારે રાજકુમારી મૃગલોચનીને લાવી તે તેમને સ્વાધીન કરી દેશે. ”

“ ત્યારે હું હમણાં જ તેમને બોલાવી લાવવા જઉં છું. તેમની બન્નેની સાથે સત્વર હું અત્રે આવી પહોંચીશ. ”

“ પરંતુ પ્રથમ આપ મ્હારા પ્રશ્નનો ઉત્તર આપો. જુઓ સાંભળો, વનલતાએ તમને ઘણી મદદ કરી છે; એ પ્રકાર આપ અને આપના સાથીદાર સારી રીતે જાણો છો. હવે કહો જોઇએ કે, આપ તથા આપના સાથીદારો સિવાય બીજા કોણે એને જોઈ છે ? ”

“ મ્હારા અને શૂરસિંહના સિવાય બીજા કોઈએ એને જોઈ નથી. આજે જ મ્હારા આ બહુરૂપીઓ તેને જુએ છે. ”

આ સમયે વનલતાએ જ્યોતિસિંહ તરફ હાથ લંબાવીને કહ્યું:— એક વખત આ ઉસ્તાદ મ્હને મળી ગયા હતા; કદાચ એ હકીકત એમણે આપને નહિ કહી હોય; કેમ કે એમ કરવાના મ્હેં તેમને સોગન ખવડાવ્યા હતા. ”

આ સમયે વીરસિંહે જ્યોતિસિંહ તરફ જોયું. તેણે કહ્યું:— “ રાજકુમાર ! આ એ સમયની વાત છે કે, જ્યારે આપે મ્હને એમ

કહ્યુ હતું કે, ' આજકાલ તમારી વિદ્યાપર પાણી ફરી વળ્યું છે!' એ સમયે મ્હેં ઘણી મુશ્કેલીઓ વેઠીને એમની સાથે મુલાકાત કરી હતી, તથા કહ્યું હતું કે, ' જો તમે મ્હને તમારી સઘળી સત્ય હકીકત નહિ કહો તો હું તમારો પીછો છોડવાનો નથી. ' એ સમયે એમણે મ્હને કહ્યું હતું કે, ' એક દિવસ એવો આવશે કે, ' રાજકુમારી મૃગલોચની અને હું રાજકુમારની જ કહેવાઇશું. હમણાં તમે મ્હારો પીછો લેશો નહિ, નહિ તો તમારું જ કામ બગડશે.' એ સમયે મ્હેં કહ્યું કે, ' જો તમે એવા સોગન ખાઓ કે, રાજકુમાર સાથે મૃગલોચનીનો મેળાપ અવશ્ય થશે તો હું ચાલ્યો જઉં. ' આ વાક્યના ઉત્તરમાં એમણે કહ્યું કે, ' તમે પણ એવા સોગન ખાઓ કે, ' જ્યાં સુધી રાજકુમારની અને મ્હારી પ્રત્યક્ષ મુલાકાત ન થાય ત્યાં સુધી આ હકીકત તમે કોઇને કહેશો નહિ.' અંતે અમે બન્નેએ સોગન ખાધા. એથી જ એ સંબંધીની કશી હકીકત આજ સુધીમાં મ્હેં આપને કહી નથી. આજે આપની અને એમની પ્રત્યક્ષ મુલાકાત થઇ છે તેથીજ એ વાર્ત્તા હું કહું છું. "

યોગી મહાત્માએ રાજકુમારને ઉદ્દેશીને કહ્યું:—" ઠીક ત્યારે, આ વનલતાને આપ તથા આપના બહુરૂપીઓ સિવાય બીજા કોઇએ જોઇ નથી; પરંતુ એટલા સમાચાર તમારું લશ્કર તો જાણતું જ હશે કે એક નવીન સ્ત્રી રાજકુમારને વારંવાર મદદ કર્યા કરે છે, કેમ? "

" ના મહાત્મન્! એ હકીકત અદ્યાપિ કોઈ જાણતું નથી; કેમ કે, મ્હારા બહુરૂપીઓ સિવાય હું અન્ય કોઈને કશી વાત કહેતો નથી. જો કે, વનલતાના બુરખાવાળા સવારોને મ્હારા સૈનિકોએ કેટલીક વખત જોયા છે; પરંતુ તેથી સઘળી સત્ય હકીકત તેમના જાણવામાં આવી હોય એમ હું ધારતો નથી. " વીરસિંહે ઉત્તર આપ્યો.

" ફિકર નહિ. હવે કહો જોઇએ કે, આપના મુખે મહારાણા દેવીસિંહજી અને જયસિંહજીએ કશી હકીકત સાંભળી છે કે ? " યોગીએ પૂછ્યું.

" એમણે તો કાંઈ સાંભળ્યું નથી. માત્ર જ્યોતિસિંહના પિતા અજીતસિંહજીને મ્હેં સઘળી હકીકત કહી હતી. જો એ હકીકત તેમણે મ્હારા પિતાશ્રીને કહી હોય તો બનવા જેવું છે. " વીરસિંહે ઉત્તર આપ્યો.

" ના ના, અજીતસિંહજી આપના પિતાશ્રીને એ હકીકત કદાપિ નહિ કહે. હવે વનલતાએ આપની સાથે જે કાર્યો કર્યાં છે તેની હકીકત આપ કોઈને પણ કહેશો નહિ." યોગીએ આજ્ઞાસૂચક સ્વરે કહ્યું.

" આપની આજ્ઞાનું ઉલ્લંઘન હું કાળાંતરે પણ નહિ જ કરું; પરંતુ આપ એટલું તો કહો કે, વનલતાની હકીકત ગુપ્ત રાખવાથી આપને શો ફાયદો થાય તેમ છે ? વનલતાની હકીકત જો હું કોઇને કહું તો ઉલટું એ હકીકત સાંભળનાર માણુસ તેની પ્રશંસા કરે તેમ છે ! " વીરસિંહે વિસ્મય પામીને કહ્યું.

" બીજાં માણસો તેમજ આપ વનલતાનાં વખાણ કરો એ સર્વથા સંભવિત અને વાસ્તવિક છે; પરંતુ એ સઘળી હકીકત જો તેનાં માતા પિતાના જાણવામાં આવે તો તેમને કેટલું બધું દુઃખ થાય ? કેમ કે, એક પરસ્ત્રી પરપુરુષ સાથે મળે તથા તેની સાથે પત્રવ્યવહાર ચલાવે એ કેટલી શરમ ભરેલી વાત ગણાય ? " યોગીએ અડચણ દર્શાવી.

" બરાબર છે. વનલતાનાં માબાપ કોણ છે અને તેઓ ક્યાં રહે છે ? " વીરસિંહે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

" જ્યારે મહારાણા દેવીસિંહજી અને જયસિંહજી અત્રે પધારશે

ત્યારે જ હું આપના આ પ્રશ્નનો ઉત્તર આપી શકીશ." યોગીએ કહ્યું.

" ત્યારે તેમને બન્નેને અહીં બોલાવી લાવવા માટે મ્હને જવા દો. "

" રાજકુમાર ! ધીરજ રાખો. આપ વિચાર કરી જુઓ કે આવા રાત્રિના સમયે આપ ક્યાં જશો ? આ શું શહેર છે ? રાત્રિ પસાર થઈ જાય એટલે સ્હવારે આપ અહીંથી બેલાશક જજો. રાત્રિનો અવશિષ્ટ રહેલો સમય આપ વિશ્રાન્તિ લેવામાં વ્યતીત કરો. " યોગીએ કહ્યું.

" જેવી આપની ઇચ્છા. " વીરસિંહ યોગી મહાત્માના વિચારને સંમત થયો.

શીતળ વાયુ વિહરતો હોવાથી વીરસિંહે બગીચામાં જ સૂઇ રહેવાની ઇચ્છા કરી. યોગીની આજ્ઞાથી સર્વેનો સૂઇ રહેવાનો બગીચામાં જ બંદોબસ્ત થયો. પછીથી યોગી મહાત્મા પોતાના શયનગૃહ તરફ રવાના થયા, અને વનલતા પણ એક તરફ ચાલી ગઇ.

રાત્રિનો બાકી રહેલો સમય પણ રાજકુમારે પોતાના સાથીદારોસહ વાતચિત કરવામાં જ પસાર કર્યો. સૂર્યોદય થયો નહોતો એવામાં એકલા યોગી મહાત્મા વીરસિંહ પાસે આવી પહોંચ્યા તથા તેમણે કહ્યું કે, " હું રાત્રે એક વાત આપને કહેવી ભૂલી ગયો હતો, એ હમણાં આપને સમજાવી દઉં છું. જ્યારે રાણા જયસિંહજી આ ગુફામાં આવવાને તૈયાર થઈ જાય અને તેઓ તથા આપના પિતાજી ગુફાના દ્વાર સુધી આવી પહોંચે ત્યારે એમને બ્હાર ઉભા રાખી આપ આપના બહુરૂપીઓ સાથે અહીં આવીને મ્હને મળજો અને પછીથી તેમને અંદર લઈ આવજો. હવે આપ સ્નાનસંધ્યાદિથી નિવૃત્ત થઈ આપના બહુરૂપીઓ સાથે અહીંથી જાઓ. "

રાજકુમારે યોગીના કથનાનુસાર કાર્ય કર્યું; પરંતુ યોગીનાં અંતિમ વાક્ય સાંભળી એ ઘણા વિચારમાં પડી ગયો. યોગીએ પોતાને સર્વથી આગળ કેમ બોલાવ્યો હશે તેનો કશો નિર્ણય એ કરી શક્યો નહિ.

સંધ્યાદિથી નિવૃત્ત થયા પછી થોડો નાસ્તો કરી રાજકુમાર અને તેના સાથીદારોએ યોગી પાસેથી વિદાય લીધી.

પહેલાં જેવી રીતે રાજકુમાર અને તેના સાથીદારો ફરતા ફરતા આ સ્થળે આવી ચઢ્યા હતા તેવી રીતે તેઓ બ્હાર નીકળ્યા, તથા એક ઉચ્ચવૃક્ષની છાયા નીચે સર્વેને બેસાડી રાજકુમાર માટે સુચતુર અશ્વ લઈ આવવા માટે લક્ષ્મણસિંહ વિજયગઢ તરફ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪ થું.

---

### કલ્લુખાન અને આફતખાનનું મિલન.

દિવસનો બાકી રહેલો સમય દીવાન હરિસિંહે જાસૂસો કિંવા ગુપ્તદૂતોને એકત્રિત કરવામાં તથા તેમને સમજાવવામાં પસાર કર્યો. જ્હાંજે સઘળા જાસૂસોને સાથે લઇ રાણા જયસિંહજીની આજ્ઞાનુસાર તે તેના સમક્ષ બાગમાં હાજર થયો.

મહારાણા જયસિંહે જાતે જાસૂસોને પૂછ્યું કે, " તમે શયતાન યમદૂત કલ્લુખાનનો પત્તો કેમ મેળવતા નથી ? એના ઉત્તરમાં તેમણે અરજ કરી કે, " મહારાજ ! અમે અમારાથી બની શકે એટલી મહેનત કરીએ છીએ. ટૂંક સમયમાં જ એ શયતાનનો પત્તો લાગશે એવી અમારી નમ્ર માન્યતા છે. "

જયસિંહે કહ્યું:—" આ આફતખાન એક નવીન શયતાન

ઉત્પન્ન થયો છે. એણે પોતાના જાહિર પત્રમાં પોતાની મુલાકાત કયા સ્થળે થશે એ હકીકત પણ લખી જણાવી છે; છતાં એ સ્થળે જઇ તમે એ દુષ્ટને કેદ શા માટે નથી કરતા ? ”

જાસૂસોએ આ વાક્યોના ઉત્તરમાં કહ્યું:—“ મહારાજ! આફ્તખાને તેને મળવા માટેનું જે ઠેકાણું જણાવેલું છે એ ઠેકાણું ક્યાં આવેલું છે એ અમે કેવી રીતે જાણી શકીએ ? ”

આ ઉત્તર સાંભળી રાણો જયસિંહ પણ વિચારમાં પડી ગયો. જાસૂસો નિરપરાધ છે એમ સમજી તેણે તેમને કાંઇ કહ્યું નહિ. તેણે તેમને સામાન્ય ઠપકો આપીને વિદાય કરી દીધા.

હવે પોતાનો જીવ કેવી રીતે બચાવી શકાશે તત્સંબંધીની પ્રબળ ચિંતા જયસિંહના અંતરમાં ઉત્પન્ન થઈ. આખી રાત તેણે જાગ્રત સ્થિતિમાં જ પસાર કરી.

બીજે દિવસે બીજી જાતના પત્રો નગરમાં ચોંટયાની હકીકત જાણવામાં આવી એ પત્રોમાંનો એક પત્ર પહેરેગીરે લઇ આવી દરબારમાં રજૂ કર્યો. દીવાન હરિસિંહે એ પત્ર વાંચી સંભળાવ્યો:—

“ જો જો, ઘણીજ સાવધાનતા રાખજો. ભૈરવનાથને હું કેદ કરી ચુક્યો છું. મ્હેં મ્હારા આગળના પત્રમાં જણાવ્યું છે તે પ્રમાણે આવતી કાલે રાત્રે બાર વાગ્યે હું ભૈરવનાથનું ધડથી જૂદું થયેલું મસ્તક લઈ મ્હારા કેટલાક માણસો સાથે આપના મહેલમાં આવી પહોંચીશ. હું જોઇશ કે, એ પ્રસંગે તમે મ્હને કેવી રીતે કેદ કરો છો ?

લિ૦ **આફતખાન.** ”

*   *   *   *

**રત્નગઢથી થોડે દૂર આવેલા એક સ્થાને એક નાળાના કિનારા-**

પર પડેલી મ્હોટી પાષાણુશિલાપર ચાર પુરુષો સૈનિક વેશ ધારણ કરીને બેઠા હતા. એમની પાસે જ પડેલી બીજી એક પાષાણુશિલાપર બે પુરુષો બેસીને એક બીજાની સાથે મૃદુસ્વરે કશી વાતચિત કરી રહ્યા હતા. એ બે પુરુષોમાંથી એકની ઉમ્મર લગભગ ચાળીસેક વર્ષની હતી. તેના શરીરનો રંગ કાળો હતો શરીર લાંબુ પણ હૃષ્ટપુષ્ટ હતું. મસ્તકપરના અને દાઢીના વાળ સર્વાંશે કાળા હતા. તેણે આ સમયે એક જાંગીઓ અને ચુસ્ત કુરતું પહેરેલું હતું. તેની પાસે તીર, કમાન ઢાલ, તલ્વાર આદિ હથિયારો પડેલાં હતાં. મુછોના આંકડા જર્મનીના શહેનશાહ કયસરની માફક ઊંચા ચઢાવેલા હતા. તેના મુખમંડળપર રાક્ષસી ક્રૂરતાની છાયા છવાઈ રહેલી જોવામાં આવતી હતી.

બીજો માણસ કે જે ઉપરોક્ત ક્રૂર પુરુષની સ્હામે બેઠો હતો તેનું નામ આફતખાન હતું. તે પણ ઘણો કદાવર, બળવાન્ અને રાક્ષસ જેવો જ જણાતો હતો. આ સમયે તેણે માત્ર પાયજામા અને કુરતા સિવાય બીજું એકકે વસ્ત્ર પહેરેલું નહોતું. તેના જમણા હાથ તરફ એક પોટલી પડી રહેલી હતી. તે કલુખાનની વાત લક્ષ્યપૂર્વક સાંભળી પ્રસંગાનુસાર તેના ઉત્તરો પણ આપતો હતો.

" તમારો મેળાપ થવાથી મ્હારી હિમ્મત ઘણી વધી ગઈ છે. ! " કલ્લુખાને આફતખાનને ઉદ્દેશીને કહ્યું.

" તેવી જ રીતે તમારા મેળાપથી મ્હારી હિમ્મત વધી છે અને મ્હને ઘણો લાભ સુદ્ધાં થયો છે." આફતખાને ઉત્તરમાં કહ્યું. " જુઓ આ ભાલો હજારો માણસોનાં હૃદયો ચીરી નાખવાને પુરતો છે. એના સિવાય બીજા એકકે હથિયારનો ઉપયોગ હું કરનાર નથી; કેમ કે, એના ઉપર ઝેરનું પાણી ચઢાવેલું હોવાથી ક્ષણુ માત્રમાં જ તે હરકોઈના પ્રાણને પરલોકનો માર્ગ બતાવી શકે છે. "

" વાહ વાહ ! તમારું હથિઆર તો ઘણું આશ્ચર્યજનક જણાય છે; મ્હારો ભાગ્યસૂર્ય પૂર્ણતેજથી પ્રકાશતો હશે તેથી જ તમારી સાથે મ્હારું મિલન થયું છે એમ હું સમજું છું. " કલ્લુખાને અંતરોદ્‌ગાર કાઢ્યા.

" ભાઇ ! ઘણા સમયથી તમને મળવાની મહત્વાકાંક્ષા મ્હારા અંતરમાં ઉત્પન્ન થઇ હતી; છતાં તમારા નિવાસસ્થાનની મ્હને માહિતી નહિ હોવાથી આપણી બહુરૂપીની સાંકેતિક ભાષામાં મ્હેં મ્હારા જાહિરપત્રમાં મ્હારું નિવાસસ્થાન દર્શાવ્યું. તમે પણ ચાલાક બહુરૂપી હોવાથી સાંકેતિક ભાષામાં દર્શાવેલા સ્થાનને જાણી ગયા અને અહીં આવીને મ્હને મળ્યા. " આફતખાને કહ્યું.

" તમે ભૈરવનાથ જેવા હોશિયાર બહુરૂપીને કેદ કર્યો છે, એ કાંઇ સામાન્ય કાર્ય કર્યું નથી. આપની કલ્પના ઉપજતાં જ રત્નગઢનાં સર્વે માણસોનાં કાળજાં કંપી ઉઠે છે. " કલ્લુખાને આફતખાનની પ્રશંસા કરી.

" અરે ! એમાં તે મ્હેં શો મ્હોટો વાઘ માર્યો છે ? ભૈરવનાથને તો હું એક તુચ્છ છોકરો સમજું છું. મ્હારા અંતરમાં સળગી ઉઠેલી કિન્નાની આગ શાન્ત કરવા માટે હું ભૈરવનાથ જેવા હજારો પુરુષોના પ્રાણનો સંહાર કરવા પ્રતિપળે તૈયાર છું.

ખૂની છું ખૂન કરવાને હજી તલ્વાર તલસે છે,
હવે બસ આગ કિન્નાની, બદનતનથી જ વર્ષે છે;
ફૂંકું હું આગની ફૂંકો, જલાવું દુસ્મનો મ્હારા,
બતાવી માર્ગ જહન્નમનો, કરું સંસારથી ન્યારા.

કલ્લુખાન ! હજી ખરાં બહાદુરીનાં કાર્યો તો હવે જ કરવાનાં છે. " આફતખાને અત્યંત ક્રોધસૂચક સ્વરે કહ્યું.

" આજથી હું તો તમને મ્હારા ગુરુ તરીકે જ સમજીશ. ગુરુજી ! આ શિષ્યપર કૃપા કરી તેને તમારા કેદી ભૈરવનાથનું દર્શન તો કરાવો ! " કલ્લુખાને પોતાની ઇચ્છા દર્શાવી.

" ભાઈ ! ભૈરવનાથ તો ક્યારનોય પરલોકમાં પહોંચી ગયો છે. તેનું અભિમાની મસ્તક તેના ધડથી જૂદું થયું છે. તેના ધડના સેંકડો કકડા કરી જમીનમાં દાટી દીધા છે, અને માત્ર તેનું મસ્તક જ આ પોટલીમાં બાંધી રાખ્યું છે." આમ કહીને આફતખાને એ પોટલી કલ્લુખાનને બતાવી. કલ્લુખાન એ પોટલી ઊંચકવાનો પ્રયત્ન કરતો હતો એવામાં તેનો હાથ પકડી રાખીને આફતખાને કહ્યું:-"ના ના, તમે એને સ્પર્શ પણ કરશો નહિ; કેમ કે તેમાંથી દુર્ગંધ ન છૂટે એટલા માટે તેનાપર કેટલીક ઔષધીઓ લગાડેલી છે ! જુઓ, હું જ સાવધાનતાથી એ મસ્તક તમને બતાવું છું. "

આમ કહીને એ પોટલી છોડી આફતખાને કલ્લુખાનને ભૈરવનાથનું મસ્તક બતાવ્યું. મસ્તકની આસપાસ વીંટાળેલું વસ્ત્ર લોહીથી ભીંજાઈ ગયું હતું. એ મસ્તક જોઇને કલ્લુખાન તથા તેના સાથીદારો અત્યંત આનંદિત બની ગયા અને બોલ્યા:-" બસ આપણું કામ પૂર્ણ થયું છે; પરંતુ ઉસ્તાદજી, આવતી કાલે રાત્રે આ મસ્તકસહ તમે રાણા જયસિંહના મહેલમાં જવાનું કહો છો એ કામ ઘણું જોખમ ભરેલું છે ! "

"અરે, એમાં જોખમ જેવું કાંઈ છે જ નહિ, તમે જો જો તો ખરા કે ત્યાં કેવો રંગ જામે છે ? ! " આફતખાને મુછોના આંકડા આમળતાં આમળતાં કહ્યું.

" પરંતુ તમે તેમને અગાઉથી ચેતાવેલા હોવાથી તેઓ સર્વ પ્રકારની સાવધાનતા રાખશે, અને તેમને મારવા જતાં કદાચ આપણે

જ માર્યા જઇશું એવો મ્હારા અંતરમાં ભય રહે છે. આપણે જો દર્શાવેલો વખત ચુકાવીને જઇએ તો જ સારું એવો મ્હારો નમ્ર મત છે. ” કલ્લુખાને આફતમાં પડી જવાનો ભય દર્શાવ્યો.

આ વચનો સાંભળી કલ્લુખાનપર ખીજવાઈ જઇને આહ્તખાને કહ્યું:—“ હજી સુધી તમને મ્હારા અમાનુષિક બાહુબળપર અવિશ્વાસ રહેલો જોઇ મ્હને ઘણો ખેદ થાય છે. આપણે સંકટમાં ન ફસાઈ પડીએ એ માટે શું મ્હેં કશો બંદોબસ્ત નહિ કર્યો હોય ?! આટલી બધી ઉતાવળ કરવામાં મ્હારો ઉદ્દેશ એજ છે કે, જેમ બને તેમ ત્વરાથી સર્વને મારી કુટીને સઘળી ખટપટનો નિકાલ કરી નાખવો ! હમ્મેશાં ખટપટ કરવાથી જીવને અશાન્તિ રહે તેમ છે. જે સમયે આપણે રાણા જયસિંહના મહેલમાં જઇ પહોંચીશું એ સમયે તેણે ત્યાં જેટલા માણસો રાખ્યા હશે એ સઘળા નિર્જીવ થઈ જઈ જમીનપર ઢળી પડશે ! મ્હારો એક પણ હાથ હલાવ્યા સિવાય જ હું તેમને ખુદાના દરબારમાં પહોંચાડી દઇશ. આ યમદૂતને કેદ પકડવાનું સામર્થ્ય કોઇનામાં નથી એટલું તમે અવશ્ય સ્મરણમાં રાખજો. ” આમ કહી પોતાની પાસેની પાસેની થેલીમાંથી એક દડો બ્હાર કાઢી તે સર્વને બતાવીને તેણે કહ્યું:–“ આવા ઘણા ગોળાઓ મ્હેં તૈયાર કરી રાખ્યા છે. એમાંનો એકેક ગોળો હું તમને પ્રત્યેકને આપી રાખીશ. રાજમહેલમાં જતાં જ આપણને પકડવા માટે એકત્ર થયેલી ભીંડમાં એ ગોળો ફેંકજો. એ ગોળો જમીનપર પછડાતાં જ ફાટી જશે અને એ સ્થળે ઘણો ધુમાડો ફેલાઈ જશે જેથી શત્રુઓ આપણને જોઈ શકશે નહિ. વળી એ ધુમાડો એટલો બધો ઝેરી છે કે તેમની આંખો ને લાગતાં જ તેઓ સર્વે આંધળા થઇ જશે. એટલું જ નહિ પણ એ ધુમાડો એમના શ્વાસમાં જશે એટલે એ લોકો તરત જ મરણને શરણ થશે. ”

કલ્લુખાને આશ્ચર્ય પામીને કહ્યું:–" ઉસ્તાદજી ! એમાંનો એક ગોળો અહીં પછાડી બતાવો જેથી અમારા અંતરમાં પૂરતી હિમ્મત રહે."

" ભલે જુઓ ત્યારે. " આમ કહીને આફતખાને એક ગોળો બળપૂર્વક જમીનપર પછાડયો. તે સાથે એક પ્રચંડ અવાજ થયો અને એ ગોળો ફાટી ગયો. ગોળો ફાટી જતાં જ એ સ્થળે પુષ્કળ ધુમાડો થતો જોવામાં આવ્યાથી કલ્લુખાન, આફતખાન અને તેમના સઘળા સાથીદારો દૂર ખસી ગયા; આમ છતાં તેમની સર્વેની આંખો સૂઝી ગઈ હતી, તથા તેમનાં મસ્તકો કુંભારના ચાકની માફક ભમતાં હતા તેથી આફતખાને પોતાના બાટવામાંથી એક જાતનો મલમ બ્હાર કાઢી સર્વેનાં નેત્રોમાં તેનું અંજન કર્યું, તથા થોડો મલમ સર્વેને સુંઘાડયો તેથી સર્વેનો જીવ સ્વસ્થ થયો, અને સર્વ આફતખાનની ઘણી પ્રશંસા કરવા લાગ્યા.

" ઉસ્તાદજી ! આ તો તમે ઘણી અદ્‌ભુત વસ્તુ બનાવી છે." કલ્લુખાને આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું.

" કેમ, હવે તો તમે નિશ્ચિંત થયાને ? " આફતખાને પ્રશ્ન કર્યો.

" હું પાકપરવરદિગારને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું કે, જેમણે કૃપા કરી તમારી સાથે મ્હારો મેળાપ કરાવ્યો છે. જે કાર્ય અમારાથી એક વર્ષ સુધી શ્રમ કર્યા છતાં સિદ્ધ ન થઇ શકે એ કાર્ય તમે એક ક્ષણ માત્રમાં જ કરી શકો તેમ છો. વાહ ઉસ્તાદજી ! હવે તો અમે સર્વ પ્રસન્નતાપૂર્વક તમારી સાથે રાણા જયસિંહના મહેલમાં આવીશું. અને સર્વેને દોજખનું દર્શન કરાવીશું. તમે અમને સર્વેને એકેક ગોળો આપી ઘો. " કલ્લુખાને કહ્યું.

"હમણાં આપવાની જરૂર નથી. અહીંથી આપણે જ્યારે રાજમહેલ તરફ પ્રયાણ કરીશું ત્યારે હું તમને સર્વેને એકેક ગોળો આપીશ." આફતખાને કહ્યું.

"વારું, જેવી તમારી ઇચ્છા; પણ ઉસ્તાદજી! તમે રાજમહેલમાં જવા માટે આજનો દિવસ જ નક્કી કર્યો હોત તો ઘણી મઝા પડત." કલ્લુખાને કહ્યું.

"મ્હેં એમ ધાર્યું હતું કે, ભૈરવનાથ ચાલાક બહુરૂપી છે; તેથી તેને સહેલાઇથી કેદ પકડી શકાશે નહિ; પરંતુ એ તો ઘણો મૂર્ખ નીકળ્યો." આફતખાને વિલંબનું કારણ દર્શાવ્યું.

"ત્યારે હવે આપણે શું કરીશું?" કલ્લુખાને પ્રશ્ન કર્યો.

"હમણાં તો કાંઈ કરવાનું નથી. કાલે રાત્રે બાર વાગ્યે રાણા જયસિંહના મહેલમાં જવા માટે આપણે અહીંથી નીકળીશું. આજે આપણે અહીંથી બીજા કોઈ સ્થળે જઇને આરામ કરવાની જરૂર છે. કાલે તમે સર્વ જો જો કે, આ બંદા શું કરે છે? મહેલમાં જઇને સર્વેનો જીવ લીધા સિવાય મ્હોંમાં અનાજનો એક પણ દાણો નહિ મૂકવાની મ્હેં મ્હારા મનમાં પ્રતિજ્ઞા કરી છે." આફતખાને કહ્યું.

"ઉસ્તાદજી, એમ કરવાથી તો તમે નિર્બળ બની જશો." કલ્લુખાને અડચણ દર્શાવી.

"મ્હારી વાતમાં તમારે ડહાપણ કરવું નહિ. જો હું નહિં ખાઉં તો તેથી મ્હને કશું નુકસાન થવાનું નથી." બેપરવાહીથી આફતખાને કહ્યું.

પછીથી સર્વે ત્યાંથી ઉઠી બીજા એક સ્થાન તરફ રવાના થયા.



# પ્રકરણ ૫ મું.

## યમદૂત પકડાયો.

લક્ષ્મણસિંહ જ્યારે રાજકુમાર માટે ઘોડો લઇ આવ્યો ત્યારે માત્ર થોડો દિવસ બાકી હતો. ઘોડાપર સવાર થઇ વીરસિંહ પોતાના બહુરૂપીઓની સાથે વિજયગઢ તરફ રવાના થયો. વિજયગઢ જઈ પહોંચીને તે પોતાના પિતાને મળ્યો, અને પછી અંતઃપુરમાં જઇને માતાને મળ્યો. તેણે તેમને પોતાની કશી હકીકત કહી નહિ. વિજયગઢમાં આવ્યા પછી અઘોરનાથ વગેરેના કહેવાથી તે એટલું જાણી શક્યો કે, ' કોઈ કતલુખાન નામનો એ લોકોનો શત્રુ ઉત્પન્ન થયો છે કે જેણે રત્નગઢમાં કેટલાંક ખૂન પણ કર્યાં છે, તથા રત્નગઢની સઘળી પ્રજા એ જુલ્મી શત્રુના ભયંકર જુલ્મથી કંપી રહી છે. પંડિત ભૈરવનાથ એ શત્રુને કેદ પકડવા ગયો છે. એના ગયા પછી એવી ખબર મળી છે કે, એક આફતખાન નામનો બીજો શત્રુ પણ ઉત્પન્ન થયો છે. એ બન્ને શત્રુઓએ મળી એવી હકીકત જાહિર કરી છે કે અમુક દિવસે ભૈરવનાથનું ધડથી અલગ કરેલું મસ્તક લઈને તેઓ રાણા જયસિંહના મહેલમાં મધ્યરાત્રે ઉપસ્થિત થશે. '

આ સમાચાર સાંભળી વીરસિંહ અને તેના સઘળા સાથીદારો ઘણા ગભરાયા, તથા જેમ બને તેમ ત્વરાથી તેઓ રત્નગઢ જવાનો વિચાર કરવા લાગ્યા. વીરસિંહે પોતાના મનમાં વિચાર્યું કે, જો યથા સમયે રત્નગઢ જઇ પહોંચીને તે રાણા જયસિંહને સહાયતા કરીને તેને નહિ બચાવે તો જીવનપર્યંત તે રાજકુમારી મૃગલોચનીના સહવાસસુખને મેળવી શકશે નહિ, તથા પોતે કદાપિ જયસિંહને મ્હોં સુદ્ધાં બતાવી શકશે નહિ.

પછીથી એવી હકીકત જાણવામાં આવી કે, અજીતસિંહ પંદર દિવસની રજા લઈને કોઈ ઠેકાણે ચાલ્યો ગયો છે. આ હકીકત સાંભળી જ્યોતિસિંહ ઘણા વિચારમાં પડી ગયો. પોતાના પિતા ક્યાં હશે તેનો કશો નિર્ણય એ કરી શક્યો નહિ.

પોતાના પિતા ક્યાં ગયાં છે એ સંબંધી જ્યોતિસિંહે પોતાની માતા પાસે જઈને પૂછ્યું; પરંતુ તેણે કહ્યું:–"ભાઈ! એ સંબંધી મ્હને કશી ખબર નથી."

બીજે દિવસે રાણા દેવીસિંહના પૂછવાથી જ્યોતિસિંહે એટલી હકીકત કહી કે, "અમે રાજકુમારી મૃગલોચનીની શોધ કરવા માટે ગુફામાં ગયા હતા. ત્યાં એક યોગી મહાત્મા સાથે અમારી મુલાકાત થઈ. એ મહાત્માએ એમ કહ્યું છે કે, 'જો તમે મહારાણા દેવીસિંહજી અને જયસિંહજીને લઈ અહીં આવો તો હું મૃગલોચનીને બોલાવી તેના પિતાને સ્વાધીન કરું. એથી અમે આપને તથા મહારાણા જયસિંહજીને ત્યાં લઇ જવા માટે જ અત્રે આવેલા છીએ."

આ વચનો સાંભળી અત્યંત પ્રસન્ન થઈને રાણા દેવીસિંહે કહ્યું:—"હું તો તમારી સાથે હમણાં પણ આવવાને તૈયાર છું; કિન્તુ મહારાણા જયસિંહજી એવા ભયંકર સંકટમાં ફસાઈ પડ્યા છે કે, એ સંકટનું વર્ણન મ્હારાથી થઈ શકે તેમ નથી. ભૈરવનાથને મ્હેં તેમની મદદે મોકલ્યા છે. શું થાય છે તે હવે આપણે જોઇશું. તમે તો ત્યાંના સઘળા સમાચાર સાંભળ્યા હશે જ."

જ્યોતિસિંહે કહ્યું:—"હા મહારાજ! મ્હેં સઘળા સમાચાર સાંભળ્યા છે. આ સમયે અમારે પણ મહારાણા જયસિંહજીને મદદ કરવા માટે જવું જોઇએ."

"હું પણ એ માટે તમને કહેવાનો જ હતો. રાજકુમારનો શો

વિચાર છે ? તેઓ તમારી સાથે આવશે કે નહિ ? ” દેવીસિંહે પ્રશ્ન કર્યો.

“ આપ પોતે પણ જાણો છો કે, રાજકુમાર સાક્ષાત કાળથી પણ ડરે એવા નથી; એટલે પછી શયતાન કલ્લુખાનનો તેઓ ડર રાખે એ સર્વાંશે અસંભવ છે. ” જ્યોતિસિંહે યથાર્થ ઉત્તર આપ્યો.

“ તમારું કહેવું ખરું છે. શત્રુઓ સ્હામે ધર્મપક્ષસ્વીકારી યુદ્ધમાં ઉતરવું એ વીરપુરુષોનું કર્ત્તવ્ય છે અને ચોર તથા લુચ્ચાઓ સાથે યુદ્ધમાં ઉતરવું એ તમારું બહુ રૂપીઓનું કામ છે. કદાચ એ શયતાન કલ્લુખાન છુપી રીતે કુમારપર હુમલો કરે તો શું થાય એવો મ્હારા અંતરમાં ભય રહે છે. ” દેવીસિંહે કહ્યું.

“ જ્યાં સૂધી અમે રાજકુમારની સાથે હોઈએ ત્યાં સૂધી તો કોઈ તેમનો એક વાળ પણ વાંકો કરી શકે તેમ નથી; એ માટે આપ સર્વથા નિશ્ચિંત રહેજો. ” જયોતિસિંહે દેવીસિંહને ધીરજ આપી.

“ જયોતિસિંહ ! તમારું કહેવું વાસ્તવિક છે; પરંતુ જો આ પ્રસંગે રાજકુમાર તમારી સાથે રત્નગઢ ન આવે તો તેથી કાંઈ નુકસાન નથી. સંકટ કાંઈ કહીને આવતું નથી. તમે લોકો જઈને રાણા જયસિંહજીને મદદ કરો. જ્યારે આપણો મહાન્ શત્રુ કલ્લુખાન કેદ પકડાય ત્યારે તમે જયસિંહજીને સઘળી હકીકત કહી સંભળાવીને અહીં તેડી લાવજો એટલે પછી આપણે સર્વે સાથે જ પેલી ગુફામાં જઈશું. ” દેવીસિંહે કહ્યું. રાજકુમારને આ પ્રસંગે રત્નગઢ મોકલવાનો દેવીસિંહનો વિચાર નહોતો એવું જાણવામાં આવ્યાથી તત્સંબંધી તેને વિશેષ આગ્રહ કરવો જયોતિસિંહે ઉચિત ધાર્યો નહિ. મહારાણા દેવીસિંહની આજ્ઞા અને તેના હાથનો લખેલો પત્ર લઈ તે એકલો જ રત્નગઢ તરફ વિદાય થયો.

થોડે દૂર જતાં મધ્યાન્હકાળ થયો. ભગવાન્ પ્રભાકર પ્રચંડ સ્વરૂપ ધારણ કરી પૃથ્વીપર અગ્નિકણાની જ જાણે કે વૃષ્ટિ કરવા લાગ્યા. તમ વાયુ ફુંકાવા લાગ્યો તેથી એક ઝાડીમાં બેસી જયોતિસિંહે થોડા સમય સૂધી વિશ્રાન્તિ લીધી.

વાંચકબંધુઓ, હવે ચાલો આપણે કત્લુખાન અને આશ્રતખાન તરફ નજર ફેરાવીએ. આજે રાત્રે જ આશ્રતખાને ભૈરવનાથના મસ્તકસહ રાજમહાલયમાં ઉપસ્થિત થવાની હકીકત જાહિર કરી હતી. યથા સમયે તે પોતાના સાથીદારોને લઇ મહેલમાં જઇ પહોંચ્યો. આજે સમસ્ત નગરમાં ખળભળાટ થઇ રહ્યો હતો. સંધ્યાકાળથી જ મહારાણો જયસિંહ ચિંતાતુર ચિત્તે વિવિધ પ્રકારની વ્યવસ્થા કર્યા કરતો હતો. મ્હોટા મ્હોટા બહાદુર અને જવાંમર્દ પુરુષોને રાજમહેલમાં એકઠા કરવામાં આવતા હતા. મહેલની બ્હાર પહેરો ઓછો કરી નાખવામાં આવ્યો; કેમ કે, કત્લુખાન મહેલમાં પ્રવેશ કરે ત્યાર પછી તરતજ તેને કેદ પકડવાની રાણા જયસિંહે પોતાના સઘળા માણસોને આજ્ઞા કરી હતી. બહાર પહેરો ઓછો હશે તો કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય શત્રુ મહેલમાં ચાલ્યો આવશે એવી જયસિંહની માન્યતા હતી.

મહેલમાં આજે હમ્મેશાંના કરતાં વિશેષ પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. આખા મહાલયમાં દિવસના જેવો પ્રકાશ થઇ રહેલો જેવામાં આવતો હતો. બરાબર મધ્યરાત્રિનો સમય થયો કે તરતજ પૂર્વ તરફની છતપરથી છ માણસો ધમાધમ કૂદીને માણસોની ગિર્દીમાં આવી હાજર થયા. એ સ્થળે ઘણા બહાદુર પુરુષો પૈકી કેટલાક બેઠેલા અને કેટલાક ઉભા હતા. આવનાર છ માણસોમાં સર્વથી આગળ આશ્રતખાન હતો. તેના હાથમાં ભૈરવનાથનું મસ્તક લટકી રહ્યું હતું.

જ્યોતિસિંહ આ પ્રકાર બન્યો તે પહેલાં જ આવીને હાજર થઈ ગયો હતો; પરંતુ હજી સુધી તેને કોઇએ જોયો નહોતો. આ સમયે તેણે ગર્જના કરીને કહ્યું:—“ શું જોઇ રહ્યા છો ? આ નાલાયક બદમાશને જલ્દી કેદ પકડો. ” આમ કહીને જ્યોતિસિંહ તથા બીજા બહાદુર પહેલવાનો એ છએ બદમાશોપર તૂટી પડ્યા. જ્યોતિસિંહે આફતખાનપર હુમલો કર્યો એટલે તેણે સાંકેતિક ભાષામાં મૃદુસ્વરે કહ્યું કે, “ જ્યોતિ ! મૈંય હું ભૈરવ. ” આટલા શબ્દો સાંભળતાં જ જ્યોતિસિંહે આફતખાનનો હાથ પકડી તેને સર્વથી અલગ કરી નાખ્યો, તથા અત્યંત પ્રેમપૂર્વક તે તેને ભેટી પડ્યો. સર્વએ એવો શોરબકોર કરવા માંડ્યો કે, “ હાં હાં—આ શું કરો છો ? આ તો ઘણો દુષ્ટ પુરુષ છે. એણે જ ભૈરવનાથજીને મારી નાખ્યા છે. જુઓ, હજી પણ એના હાથમાં ભૈરવનાથનું મસ્તક છે. તમે એની સાથે આટલી બધી ભલાઇ કેમ કરો છો ? ”

જ્યોતિસિંહે ક્રોધાધીન બની જઇને કહ્યું:—“ તમે સર્વ ચૂપ રહો. આ કોણ છે એ તમે જાણો છો ? ભૈરવનાથને મારી નાખવા એ કાંઈ ન્હાનાં બચ્ચાંનો ખેલ છે કે શું ? ”

જ્યોતિસિંહના શબ્દો વિરુદ્ધ કોઇએ એક અક્ષર સુદ્ધાં ઉચ્ચાર્યો નહિ. સર્વએ આફતખાનને જ્યોતિસિંહને સ્વાધીન કર્યો, તથા બીજા પાંચ માણસોને ઘણી મજબુતીથી બાંધી દેવામાં આવ્યા.

આફતખાનનો હાથ પણ જ્યોતિસિંહે છોડી દીધો અને તે તેને સાથે લઇ મહારાણા જયસિંહ પાસે જવા લાગ્યો. કલ્લુખાન અને તેના સાથીદારો કેદ પકડાયેલા હોવા છતાં આફતખાન છૂટો હોવાથી હજી સુધી સર્વનું હૃદય કંપતું હતું. મહારાણો જયસિંહ દૂર ઉભો રહીને આ સઘળો તમાશો જોયા કરતો હતો. જ્યોતિસિંહને આફતખાનની સાથે

પોતાના તરફ આવતો જોઇને એ ગભરાઇ ગયો. તેણે પોતાની કમરપર લટકતી તલ્વારને મ્યાન બ્હાર ખેંચી કાઢી. આવો પ્રકાર જોઇ જયોતિસિંહે પોતાનો એક હાથ ઊંચો કરી ઉચ્ચ સ્વરે કહ્યું:—“ ગભરાશો નહિ. અમે બન્ને આપના શત્રુઓ નથી. મ્હારી સાથે જે છે તે અન્ય કોઈ નહિ; પરંતુ ચતુર ચુડામણિ ભૈરવનાથ છે ! ” આમ કહી જયોતિસિંહે આફતખાનની બનાવટી દાઢી ખેંચી લીધી એથી ભૈરવનાથ થોડા ઘણા અંશે પોતાના મૂળ સ્વરૂપમાં ઓળખાયો.

હવે જ મહારાણા જયસિંહનો જીવ સ્વસ્થ થયો. તેણે અત્યંત આશ્ચર્યસૂચક સ્વરે પૂછ્યું:-“ ભૈરવનાથ ! તમે શયતાન શત્રુઓ સાથે કેમ આવ્યા હતા ? ”

“ મહારાજ ! જો હું એમની સાથે ન આવ્યો હોત તો કોણ તેમને અહીં લઈ આવીને કેદ પકડાવત. ” હાસ્યમુખે ભૈરવનાથે ઉત્તર આપ્યો.

“ ત્યારે તમારા હાથમાં આ કોનું મસ્તક લટકી રહ્યું છે ? ” વિશેષ વિસ્મિત બની જઇને જયસિંહે પૂછ્યું.

“ એ શિર તદ્દન બનાવટી છે. ”

તરત જ સર્વેના જાણવામાં એવા સમાચાર આવ્યા કે, ભૈરવનાથે જ યુક્તિથી યમદૂત કલ્લુખાન અને તેના સાથીદારોને કેદ પકડાવ્યા છે. ભૈરવનાથની ચોતરફ ઘણા લોકો એકઠા થઈ ગયા. કલ્લુખાન અને તેના સાથીદારો પણ સમજી ગયા કે, એ આફતખાન કૃપાનિધાન ભૈરવનાથ જ હતો કે જેને, તેણે પોતાનો ઉસ્તાદ બનાવ્યો હતો. પોતાના મનમાં તે ભૈરવનાથપર અપાર ક્રોધે ભરાયો; પરંતુ અફસોસ કે હમણાં તે કોઈ પણ રીતે પોતાના ક્રોધને શાન્ત કરી શકે એવી સ્થિતિમાં નહોતો. તેના તથા તેના સાથીદારોના હાથ પગ બાંધી દેવામાં આવ્યા હતા. લાચાર બની જઇને કલ્લુખાન ભૈરવનાથને ગાળો

દેવા લાગ્યો. સત્ય જ છે કે, જ્યારે માણસનો જીવ ભીષણ સંકટને આધીન થાય છે ત્યારે તે પોતાની ઇચ્છામાં આવે એમ બક્યા કરે છે!

ભૈરવનાથે કલ્લુખાનનાં અનુચિત વચનો તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. તેણે એ લોકોના તરફ જોઈ માત્ર હાસ્ય કર્યું. તે સાથે મહારાણા જયસિંહ અને બીજા બધા માણસો પણ હસી પડયા.

મહારાણા જયસિંહની આજ્ઞાથી સઘળા લોકોને મહેલની બ્હાર કાઢવામાં આવ્યા. માત્ર થોડા લોકો જ મહેલમાં રહ્યા. પછીથી કલ્લુખાન અને તેના સાથીદારોને બરાબર બાંધી એક ઓરડીમાં કેદ કરવામાં આવ્યા. પછી પાણી મંગાવી ભૈરવનાથનું મ્હોં ધોવડાવવામાં આવ્યું એટલે દીવાનખાનામાં બેસી સર્વે કલ્લુખાન સંબંધીની સઘળી હકીકત અત્યંત અધીરતાથી ભૈરવનાથને પૂછવા લાગ્યા. એ હકીકત સાંભળવાને માટે જ્યોતિસિંહ પણ ઘણો ઉત્સુક બની ગયો હતો.

ભૈરવનાથે કહ્યું:–" મહારાજ ! દુષ્ટ કલ્લુખાનને મળવાની પહેલી યુક્ત મ્હેં એ કરી કે, મ્હેં મ્હારું નામ આફતખાન રાખી એવા પત્રો જાહિરમાં ચોંટાડયા. વળી એ પત્રોમાં મ્હેં મ્હારું મળવાનું ઠેકાણું એવી સાંકેતિક ભાષામાં લખ્યું કે, એ ઠેકાણાનું રહસ્ય એના તથા બહુરૂપીઓના સિવાય બીજા કોઈના સમજવામાં આવે નહિ. વળી હું એટલું તો જાણતો હતો કે, જે વખતે હું અહીંથી ગયો ત્યારે અહીં એકકે બહુરૂપી નહોતો કે જે મ્હારા ઠેકાણાનું રહસ્ય સમજી શકે."

ત્યાર પછી ભૈરવનાથે કલ્લુખાન સાથેની પોતાની મુલાકાતનું, તેમને બતાવેલા ગોળાઓનું, અને ભૂલથાપ આપી તેમને રાજમહેલમાં લાવ્યાનું સઘળું વર્ણન કહી સંભળાવ્યું. એ વર્ણન સાંભળી રાણા જયસિંહ અને જ્યોતિસિંહ ઘણા પ્રસન્ન થયા, તથા રાણા જયસિંહે

ઇનામ તરીકે ભૈરવનાથને મ્હોટી જાગીર આપવાની ઇચ્છા દર્શાવી; પરંતુ ભૈરવનાથે એ જાગીર સ્વીકારવાની સાફ ના પાડી. તેણે કહ્યું:– “ મ્હારા માલિકની આજ્ઞા સિવાય હું આપની જાગીર સ્વીકારી શકું તેમ નથી. મ્હારા માલિકે મ્હને જે કાર્ય બજાવવા માટે મોકલ્યો હતો એ મ્હેં બને ત્યાં સૂધી પૂર્ણ કર્યું છે. ”

ભૈરવનાથની આવી સ્વામીભક્તિ જોઇ જયસિંહ વિશેષ પ્રસન્ન થયો અને પ્રસંગાનુસાર ભૈરવનાથને તેના આજના ઉપકારનું ઉચિત રૂણ અદા કરવાનો પોતાના મનમાં તેણે નિર્ણય કર્યો.

વાતમાં ને વાતમાં જ સ્હવાર થયું. જ્યોતિસિંહ અને ભૈરવનાથ મહારાણા જયસિંહ પાસેથી વિદાય લઈ દીવાન હરિસિંહને ત્યાં ગયા.



## પ્રકરણ ૬ ઠું.



## શત્રુઓનો સંહાર તથા આનંદજનક સમાચાર.

બીજે દિવસે સ્હવારે રાણા જયસિંહે ઘણા સમારોહથી જાહિર દરબાર ભર્યો. જ્યોતિસિંહ અને ભૈરવનાથને માનનીય આસનોપર બેસાડવામાં આવ્યા મહારાણાની આજ્ઞાનુસાર કલ્લુખાન અને તેના ચાર સાથીદારને દરબારમાં હાજર કરવામાં આવ્યા. એમના સર્વેના હાથપગમાં લોઢાની બેડીઓ પડેલી હતી. મહારાણા જયસિંહની આજ્ઞાથી જ્યોતિસિંહ કેદીઓની તપાસ કરવા લાગ્યો.

“ કેમ ખાંસાહેબ ! તમારું નામ કલ્લુખાન છે કે બીજું કાંઈ? ” કરડાઈમાં જ્યોતિસિંહે પ્રશ્ન કર્યો.

" તમારા આ પ્રશ્નનો ઉત્તર હું પછીથી આપીશ. પ્રથમ તમે એટલું કહો જોઇએ કે, તમારે ત્યાં બહુરૂપીઓને મારી નાખવાનો કાયદો છે કે નહિ ? " કલ્લુખાને પ્રશ્ન કર્યો.

" અમારે ત્યાં તો શું પરંતુ સમસ્ત હિન્દુસ્તાનમાં કોઈ ધર્મિષ્ટ માણસ બહુરૂપીને કદાપિ જીવથી મારી નાખશે નહિ; પરંતુ જે બહુરૂપી પોતાના કાયદાનું ઉલ્લંઘન કરીને કામ કરે છે તેનો તો જીવ લેવામાં આવે છે જ. " જ્યોતિસિંહે ભય દર્શાવ્યો.

" ત્યારે મ્હારા તથા મ્હારા સાથીદારોના પ્રાણનો તમે સંહાર જ કરશો કે ? " કલ્લુખાને ભયવિહ્વળ સ્વરે પૂછ્યું.

" એ સંબંધી મહારાણા જયસિંહજીની જેવી ઇચ્છા હશે તેમ થશે તમારા આવા પ્રશ્નોપરથી તમે બહુરૂપીઓ જ હો એમ હું ધારૂં છું. " જયોતિસિંહે કહ્યું.

" તમારી ધારણા યથાર્થ છે–અમે બહુરૂપીઓ જ છીએ. " કલ્લુખાને ઉત્તર આપ્યો.

" ત્યારે તો તમે બહુરૂપીઓના નામને બદનામ કરવાના જ પ્રયત્નો આદરો છો–તમે બહુરૂપીઓ થઈ શા માટે પૈશાચિક કાર્યો કરો છો ? " જયોતિસિંહે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું.

" અમે ઘણા કાળથી બહુરૂપીનું કાર્ય કરીએ છીએ–કાંઇ આજકાલમાં જ બહુરૂપી થયા નથી ! " કલ્લુખાને કહ્યું.

" તમારા બાપદાદાઓ બહુરૂપીઓ હશે; પરંતુ તમારી દુષ્ટતા એટલી બધી છે કે, તમને બહુરૂપી નહિ સમજતાં સાક્ષાત શયતાનો જ સમજવા જોઇએ. " ક્રોધકર્કશ સ્વરે જ્યોતિસિંહે અંતરોદ્ગાર કાઢ્યા.

" તમારા કહેવાપરથી એમ લાગે છે કે, હવે તમારા હાથમાંથી

અમારા જીવનનું રક્ષણ થવાનું નથી. " કલ્લુખાને નિરાશાસૂચક સ્વરે કહ્યું.

" જેમ થવાનું હશે તેમ થશે; પણ હવે કહો જોઈએ કે તમે કોણ છો ? " જયોતિસિંહે પ્રશ્ન કર્યો.

" જ્યારે અમારે મરણને શરણ જ થવાનું છે ત્યારે પછી અમે તમને અમારાં નામ કહીને વિશેષ બદનામ થવાને ઇચ્છતા નથી. જો અમને જીવથી નહિ મારી નાખવાની તમે પ્રતિજ્ઞા કરતા હો તો અમે અમારી સઘળી હકીકત તમને કહી દેવાને તૈયાર છીએ. " કલ્લુખાને કહ્યું

" એવી પ્રતિજ્ઞા અમે નહિ જ કરી શકીએ. તમારી સઘળી હકીકત તમારે નિરુપાયે અમને કહેવી જ પડશે. " જયોતિસિંહ ભાર સૂચક સ્વરે કહ્યું.

" તમારી એ આશા કદાપિ સફળ નહિ જ થાય. " કલ્લુખાને દૃઢતા દર્શાવી.

" ત્યારે તો તમને ચૌદમા રત્નનો સ્વાદ ચખાડી સીધા કરવા પડશે. " જયોતિસિંહે ભય દર્શાવ્યો.

" તમારી ઇચ્છા હોય તેમ તમે કરો. " કલ્લુખાને નિડરતા દર્શાવી.

આ સમયે ભૈરવનાથે કહ્યું:-" શા માટે તમે દુરાગ્રહ કરો છો ? "

કલ્લુખાને ભૈરવનાથને ઉદ્દેશીને કહ્યું:-" ઉસ્તાદજી, તમે અમને ઘણો દગો દીધો—તમે અમારો ભયંકર વિશ્વાસઘાત કર્યો છે. "

તમારે જેમ સમજવું હોય એમ સમજો એથી મ્હને કશી અચમ્બુ નથી. આજે નહિ તો આવતી કાલે તમારાં અભિમાની મસ્તકો ધૂળ ચાટતાં થઈ જશે. ભૈરવનાથે કહ્યું.

" તમે જેટલું દુઃખ દો એટલું સહન કર્યા સિવાય અમારો છુટકો નથી. " લાચારીથી કલ્લુખાને એક નિશ્વાસ મૂકીને કહ્યું.

જ્યોતિસિંહે વિચાર્યું કે, આવા બકવાદથી કશું કાર્ય નીકળવાનું નથી. ગમે એટલો પ્રયત્ન કરવામાં આવશે તો પણ શયતાન કલ્લુખાન પોતાની યથાર્થ હકીકત નહિ જ કહે; એથી બીજી કોઈ યુક્તિ અજમાવવામાં જ લાભ છે. " પછીથી તેણે કશો વિચાર કરીને રાણા જયસિંહને એવી વિનંતિ કરી કે, " હમણાં આ શયતાનોને કેદખાનામાં મોકલી દો અને એમાંના આ એક જ માણસને ( આંગળી દર્શાવીને ) અહીં રાખો. "

જયસિંહે જ્યોતિસિંહના કહેવા પ્રમાણે કર્યું. એક માણસ સિવાય બીજા બધા શત્રુઓને કેદખાનામાં મોકલી દેવામાં આવ્યા. જતી વખતે કલ્લુખાને જ્યોતિસિંહ તરફ જોઇને કહ્યું:-" ઉસ્તાદજી, તમે ઘણા ચાલાક છો એ નિસ્સંદેહ છે. માણસની મુખમુદ્રાનું દર્શન કરી તમે તેના અંતરની હકીકત સહેલાઇથી સમજી શકો છો. તમે અમારા સર્વમાં જે ડરપોક હતો તેને જ તમારી પાસે રાખ્યો છે; તેથી તમારો હેતુ સહેલાઇથી સિદ્ધ થઈ જશે. "

જ્યોતિસિંહે સ્મિત હાસ્ય કરીને ઉત્તર આપ્યો:-" પ્રથમ એની દુર્દશા કર્યા પછી તમારી સર્વેની પણ ક્રમાન્વયે એવી જ દુર્દશા કરવામાં આવશે. "

કલ્લુખાન અને તેના ત્રણ સાથીદારોને કેદખાનામાં લઈ જવામાં આવ્યા. ચોથો જે માણસ દરબારમાં રહ્યો એ ઘણો ડરપોક હતો. પોતાને પોતાના સાથીદારોથી અલગ થયેલો જોઈ એ ઘણો ગભરાયો. તેનું સર્વાંગ ભયની ભાવનાથી કંપવા લાગ્યું. તેને વિશેષ ગભરાવવાના વિચારથી જ્યોતિસિંહે એક ચોપદારને બે ત્રણ લોખંડના સળી-

આ અને એક કોલસાથી સળગતી સઘડી લઈ આવવાની આજ્ઞા કરી. ચોપદાર સળીઆ અને સઘડી લઇ આવ્યો એટલે જ્યોતિસિંહે સઘડીપર સળીઆ તપાવવા માટે મૂકાવ્યા. આવો ભયંકર પ્રકાર જોઈ પેલો કેદી વિશેષ કંપવા લાગ્યો; તેથી જ્યોતિસિંહે તેને કહ્યુંઃ-" આ સળીઆઓ તપાવી ત્હારી આંખો, કાન, મ્હોં વગેરેમાં ખોસી ઘણી ભયંકરતાથી અમે ત્હારો જીવ લઈશું. આજે સાક્ષાત પરમાત્મા આવે તો પણ અમારા હાથમાંથી ત્હારા જીવનનું રક્ષણ થનાર નથી; ત્હારા જેવા શયતાનનો કોઇ મદદગાર બનનાર નથી. "

આ વચનો સાંભળી અત્યંત વ્યાકુળતા અને કરુણાજનક સ્વરે એ કેદીએ કહ્યું.--" તમે દયાળુ કહેવાઓ છો છતાં આવી નિષ્ઠુરતાથી મ્હારા પ્રાણનો નાશ કરશો ? મ્હારાપર દયા દર્શાવો અને આવા પ્રાણહારક જુલ્મની વૃષ્ટિ ન વર્ષાવો. "

" શયતાન ! તું જાણતો નથી કે, થતા રોગ અને ઉગતા શત્રુનો સત્વર વિનાશ કરવામાં જ કલ્યાણ છે. પ્રાણહારક સર્પપર દયા દર્શાવી તેનું પોષણ કરવાથી તે એક દિવસે અવશ્ય દંશ દેછેજ; માટે ત્હારા જેવા શત્રુને ક્ષમા મળી શકનાર નથી-ત્હારા કાળને આજે કોઇ રોકી રાખનાર નથી. " જ્યોતિસિંહે વિશેષ ઉગ્ર રૂપ ધારણ કરીને કહ્યું.

" મ્હેં કાંઇ ગુન્હો કર્યો નથી ! હું તો એમનો તાબેદાર ગુલામ છું. આ નાદાન ગુલામપર દયા દર્શાવો—હું મ્હારા મહાન્ અપરાધ માટે આપના ચરણોમાં ક્ષમા યાચું છું. " કેદીએ ગદ્દગદ કંઠે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું.

" ત્હારું જીવન બચાવવાની ત્હારી ઇચ્છા હોય તો એ માટે માત્ર એક જ માર્ગ છે. " જ્યોતિસિંહે ગંભીરતાથી કહ્યું.

" શો માર્ગ છે તેનું કૃપાપૂર્વક બ્યાન કરશો ? " કેદીએ નિરાશાના સમુદ્રમાં આશારૂપિણી નૌકાનું દર્શન કરીને કહ્યું.

" તું તમારી સર્વેની સઘળી સત્ય હકીકત કહી સંભળાવીશ તો જ તને જીવનદાન દેવામાં આવશે. " જ્યોતિસિંહે કહ્યું.

" હું સઘળી સત્ય હકીકત જ આપને નિવેદન કરીશ, તથા એ સંબંધીની આપને ખાત્રી કરી આપીશ. " કેદીએ દીનતાસૂચક સ્વરે કહ્યું.

આ સમયે દરબારમાં લોકોની ઘણી ગિર્દી થઈ ગઇ હતી. સઘળા લોકો એ કેદીના મુખે યમદૂત કલ્લુખાનની હકીકત સાંભળવાને અત્યંત ઉત્સુક બની ગયા હતા. સર્વે એકાગ્રદષ્ટિથી એ કેદી તરફ જોઇ રહ્યા. જ્યોતિસિંહની આજ્ઞાથી તે કંઇ કહેવા જતો હતો એવામાં લોકોની ગિર્દામાંથી એક યુવકે હાથમાં નગ્ન તલ્વાર લઈ આવી આગળ વધી એ કેદીપર એટલી બધી ત્વરાથી હુમલો કર્યો કે, ક્ષણુ માત્રમાં જ એ કેદીનું મસ્તક તેના ધડથી જૂદું થઇ ગયું. પછીથી એ હુમલો કરનાર યુવક વિદ્યુત્ગતિથી તલ્વાર ફેરવતો અલ્પકાળમાં જ દરબારમાંથી બ્હાર નીકળી ગયો. આ સઘળો ભીષણુ પ્રકાર આંખ મીંચીને ઉઘાડવામાં આવે એટલા સમયમાં જ બની ગયો તેથી કોઇ એ હુમલો કરનાર યુવકને કેદ પકડી શક્યું નહિ. સર્વે બ્હાવરા બની ગયા હતા; પરંતુ ભૈરવનાથે સમય સમજી જઈને એ યુવકની પાછળ દોડવા માંડ્યું. તેની પાછળ પણુ બીજા કેટલાક લોકો દોડવા લાગ્યા. એ સ્થળે આ પ્રસંગે ઘણો ખળભળાટ થઈ રહ્યો. જ્યોતિસંહ દરબારમાંથી બ્હાર નીકળી પડી જે ઠેકાણે યમદૂત અને તેના સાથીદારોને કેદ કરી રાખ્યા હતા એ ઠેકાણે ગયો; કેમ કે એ કેદીઓ પણુ યુક્તિ પ્રયુક્તિથી કદાચ પલાયન કરી ગયા હશે એવો તેના અંતરમાં સંદેહ

ઉપજ્યો હતો; પરંતુ એ ઠેકાણે જતાં એ લોકોને કેદમાં પડી રહેલા જોઇ તેના અંતરમાં ધૈર્ય ઉપજ્યું તથા તે પાછો તરતજ દરબારમાં ગયો. તેને બ્હાર જઇ આવેલો જોઇ રાણા જયસિંહે પૂછ્યું:— "જ્યોતિસિંહ ! તમે ક્યાં ગયા હતા ?"

" મહારાજ ! આ કોલાહલ પ્રસંગે યમદૂત કલ્લુખાન અને તેના સાથીદારો કદાચ કેદમાંથી છૂટી પલાયન કરી ગયા હશે એવો મ્હારા અંતરમાં સંશય ઉપજ્યો હતો. તેઓ હજી કેદખાનામાં જ છે, તથા તેમનાપર પૂરતી દેખરેખ રાખવાની પહેરેગીરોને હું સૂચના કરી આવ્યો છું. " જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

" એ ખૂની યુવક ઘણો હિમ્મતવાન્ હોય એમ લાગે છે. એ કોણ છે તે હવે ભૈરવનાથ પાછા આવશે એટલે જણાશે. " જયસિંહ વિચારમગ્ન મુખે કહ્યું.

" ભૈરવનાથ તેને પકડીને જ પાછા ફરશે; કેમ કે દોડવામાં તેઓ ભલભલાને હંફાવી નાખે એવા ચતુર છે. મહારાજ ! આપ નિશ્ચિંત ચિત્તે રાજમહેલમાં પધારો. ભૈરવનાથ પાછા આવી પહોંચશે એટલે અમે આપની સેવામાં ઉપસ્થિત થઇશું. " નમ્રતાપૂર્વક જ્યોતિસિંહે કહ્યું.

રાણા જયસિંહનો વિચાર ભૈરવનાથના પાછા આવ્યા પછીથી જ દરબાર બરખાસ્ત કરવાનો હોવાથી બે કલાક સુધી તે અધીરતાથી દરબારમાં બેસી રહ્યો; પરંતુ ત્યાં સુધીમાં ભૈરવનાથ પાછો ફર્યો નહિ તેથી તેની તપાસ કરવા માટે કોઈને મોકલવાનો તે વિચાર કરતો હતો એવામાં દરબારની બ્હાર પુનઃ કોલાહલ થઈ રહ્યો, તથા એક ચોપદારે દરબારમાં આવી વિનયપૂર્વક કહ્યું:—

" મહારાજ ! ખૂની યુવકને કેદ પકડીને ભૈરવનાથજી આવે છે !"

આ સમાચાર સાંભળવામાં આવતાં રાણા જયસિંહ તથા સગળા દરબારીઓને અપાર આનંદ થયો.

અલ્પકાળમાં ખૂનીસહ ભૈરવનાથ દરબારમાં હાજર થયો. ખૂનીને એક કપડાથી મુસ્કેટાટ બાંધેલો હતો. ભૈરવનાથે તેને ચોપદારોના કબજામાં સોંપી, રાણા જયસિંહને નમન કરીને કહ્યું:-" રાજેન્દ્ર ! ખૂનીને આપની સેવામાં હાજર કરવામાં આવ્યો છે. "

થોડા સમય સુધી ખૂની યુવકના મુખમંડળનું એકાગ્રદૃષ્ટિથી દર્શન કર્યા પછી મહારાણા જયસિંહે પૂછ્યું:— "આ ખૂની કોણ છે?"

" રાજેન્દ્ર ! એ ખૂનીનો પત્તો મેળવવાનું કામ ઘણું મુશ્કિલ હોય એમ મ્હને લાગે છે. રસ્તામાં મ્હેં તેની તપાસ કરવામાં બાકી રાખી નથી." ભૈરવનાથે ઉત્તર આપ્યો.

આ સમયે જ્યોતિસિંહ બોલી ઉઠયો:—"એ સંબંધી તમે કોઈ સહજ પણ ચિંતા કરશો નહિ. મ્હને જણાય છે કે, ખૂનીએ પોતાનો ખરો વેશ છુપાવેલો છે. એણે કૃત્રિમ સ્વરૂપ ધારણ કરેલું છે. આપણે ગરમ પાણી મંગાવીને એનું મ્હોં ધોવડાવીશું એટલે તરતજ તેનું સત્ય સ્વરૂપ જાણી શકાશે."

વિના વિલંબે એક ચોપદાર ગરમ પાણી લઈ આવ્યો એટલે એ ખૂનીનું મ્હોં ધોવડાવવામાં આવ્યું. આ સમયે દરબારમાં ઘણા લોકો એકત્રિત થઈ ખૂની તરફ જોઈ રહ્યા હતા. જ્યારે ખૂનીનું મ્હોં બરાબર ધોવાયું ત્યારે તેને જોઈ અત્યંત આશ્ચર્યચકિત બની જઇને રાણો જયસિંહ બોલી ઉઠયો:—" આ ખૂની તો અકબરઅલીનો સાળો છે !"

" મહારાજ ! જો એમજ છે તો પછી યમદૂત કલ્લુખાન અને

તેના સાથીદારો યુસફ અને અકબરના મળતીઆઓ જ હોવા જોઇએ. જ્યોતિસિંહે કહ્યું:

" એમજ હોવું જોઇએ. એ કેદીઓને પુનઃ દરબારમાં બોલાવીને આપણે તેમની પૂરતી તપાસ કરવી જોઈએ. " આમ કહીને રાણા જયસિંહે કેટલાક ચોપદારોને કેદીઓને બોલાવી લાવવા માટે મોકલ્યા. તેઓ દરબારમાં હાજર થયા એટલે ભૈરવનાથે તેમને ઉદ્દેશીને કહ્યું:—" હવે તમે ઓળખાઈ ગયા છો. તમે સર્વે યુસફખાન અને અકબરઅલીના જ સંબંધીઓ છો. તમારા સાથીદારે જ તમારો સઘળો ભેદ અમને જણાવી દીધો છે. " આ વાક્યોના ઉત્તરમાં કલ્લુખાન કાંઇ કહેવા જતો હતો એવામાં ભૈરવનાથે પકડી આણેલો ખૂની બોલી ઉઠયોઃ—

" કલ્લુખાન ! તમે ભૈરવનાથનાં વચનોની જાળમાં ફસાઈ જશો નહિ. તમારો સાથી તમારી ગુપ્તકથા સંબંધીનો એક પણ અક્ષર ઉચ્ચારે તે પૂર્વે જ મ્હેં તેને જહન્નમનો માર્ગ બતાવી દીધો છે. આ લોકોને આપણા જીવનનો નાશ કરવો હોય તો ભલે કરે; પરંતુ આપણામાંથી કોઈ આપણો ભેદ ખુલ્લો કરશો નહિ ! "

" અમે એમજ કરીશું. " કલ્લુખાને કહ્યું.

આ પ્રકારથી રાણા જયસિંહને ઘણો ક્રોધ ઉપજ્યો. તેનાં નેત્રો લાલચોળ થઇ ગયાં. જ્યોતિસિંહ અને ભૈરવનાથના મુખ તરફ દૃષ્ટિ કરી ગર્જનાસૂચક સ્વરે તે બોલી ઉઠયો:—" એ હરામખોરોની કશી હકીકત હવે આપણે જાણવી નથી. એ પાપીઓનાં મસ્તકો આ ક્ષણે જ તેમના ધડથી જૂદાં કરી નાખો. "

રાણા જયસિંહના મુખમાંથી આ વાકયો નીકળતાંની સાથે જ સઘળા દરબારીઓ અને સૈન્યજનો કેદીઓપર તૂટી પડયા. પ્રત્યેક કેદી

ઓપર પોતાની શક્તિ પ્રમાણે હાથ અજમાવ્યો. પાંચે કેદીઓ થોડા સમયમાં જ આલોકનો ત્યાગ કરી પરલોકપ્રયાણ કરી ગયા. પછી-થી ઉશ્કેરાયલા લોકો શાન્ત બની ગયા. રાજાની આજ્ઞાથી એ પાંચે કેદીઓના મૃતદેહોને જંગલોમાં ફેંકી દેવડાવવામાં આવ્યા. આ સઘળું કાર્ય સંપન્ન થઇ ગયા પછી રાણો જયસિંહ રાજમહાલયમાં જવા માટે આસનપરથી ઉઠયો એટલે જ્યોતિસિંહે પોતાના બન્ને હાથ જોડી નમ્રતાપૂર્વક તેને કહ્યું કે, " મહારાજ ! શા ઉદ્દેશથી અત્રે મ્હારું આગમન થયું હતું એ આપને નિવેદન કરવાનો સુયોગ હજી સુધી મ્હને પ્રાપ્ત થયો નહોતો. જો હવે આજ્ઞા હોય તો હું મ્હારા આગમનનું પ્રયોજન પ્રદર્શિત કરું ? "

" જો તમારે મ્હને આવશ્યકીય સમાચાર કહેવાના હોય તો તમે મ્હારી સાથે રાજમહાલયમાં ચાલો. " જયસિંહે કહ્યું.

" મહારાજ ! મ્હારે જે સમાચાર આપને નિવેદન કરવાના છે તે અત્યંત આવશ્યકીય છે; છતાં એ સમાચાર સાંભળી આપ અપાર આનંદિત થશો એવી મ્હારી નમ્ર માન્યતા છે. " જ્યોતિસિંહે કહ્યું.

જયસિંહનો ક્રોધ આ વચનો સાંભળવામાં આવતાં અદ્રશ્ય થઇ ગયો. તેનું ઉશ્કેરાયલું ચિત્ત શાન્ત થઇ ગયું. તેના મુખપર આનંદ પ્રકાશી નીકળ્યો, તથા જ્યોતિસિંહને સાથે લઈ તે રાજમહાલયમાં ગયો. જ્યોતિસિંહે સંકેત કર્યાથી ભૈરવનાથ પણ તેમની પાછળ પાછળ ગયો. જ્યોતિસિંહ અને ભૈરવનાથસહ રાણો જયસિંહ પોતાના વિચારભુવનમાં જઇને બેઠો. પછીથી જ્યોતિસિંહે ગુફા સંબંધીની સઘળી હકીકતનું વર્ણન કરીને કહ્યું:—" મહારાજ ! હવે આપ અને મહારાણા દેવીસિંહજી ગુફામાં પધારો અને રાજનન્દિની મૃગલોચનીસહ વાજતે ગાજતે રાજધાનીમાં પધારો. "

જ્યોતિસિંહની હકીકત સાંભળી જયસિંહ ઘણો પ્રસન્ન થયો. તે પોતાનો દરજ્જો ભૂલી જઇ હર્ષાતિશયથી જયોતિસિંહના કંઠપ્રદેશમાં વળગી પડયો. તેનાં નયનયુગલમાંથી હર્ષાશ્રુઓ ઉભરાઇ જવા લાગ્યાં. થોડા સમય પછી સહજ સ્વસ્થ થઇને તેણે કહ્યું:— " આવું શુભ કાર્ય કરવામાં વિલંબ કરવાનું બિલકુલ પ્રયોજન નથી. તમે જઈને અમારી મુસાફરી સંબંધીની સઘળી તૈયારી કરવાની દીવાનજીને સૂચના કરજો. તમે હવે શ્રમિત થઈ ગયા હશો માટે ભોજનાદિથી નિવૃત્ત થઈ થોડો સમય વિશ્રાંતિ લ્યો. હું પણ અંતઃપુરમાં જઈ આ આનંદજનક સમાચાર રાણીજીને કહી સંભળાવું છું. "

પછીથી જ્યોતિસિંહ અને ભૈરવનાથ રાજાની આજ્ઞા લઇને દીવાનને ત્યાં ગયાં. જ્યારે ઉપરોક્ત આનંદજનક વર્તમાન રાણીના જાણવામાં આવ્યા ત્યારે તે પણ અતિ આનંદિતા બની ગઈ. સર્વત્ર શોકને બદલે હર્ષ ફેલાઇ ગયો. અને જ્યારે આ વર્તમાન નગરમાં પ્રચારિત થયા ત્યારે નગરજનો પણ આનંદ પામ્યા.

---

## પ્રકરણ ૭ મું.

### ભૂતકાળના ભેદભરેલા બનાવોનો સ્ફોટ.

પાઠક ! હવે રાજનન્દિની મૃગલોચની અને રાજકુમાર વીરસિંહનું મિલન થવાનો આનંદજનક પ્રસંગ પાસે જ આવી પહોંચ્યો હતો. બીજે દિવસે રાજ્યનો સઘળો કાર્યભાર દીવાનને સ્વાધીન કરી રાણો જયસિંહ, જ્યોતિસિંહ અને ભૈરવનાથસહ વિજયગઢ તરફ વિદાય થયો. તેણે પોતાની સાથે માત્ર પાંચસો સિપાહીઓને લીધા હતા.

એક દિવસ માર્ગમાં વીતાડી બીજે દિવસે તે વિજયગઢની સરહદમાં જઇ પહોંચ્યો. વિજયગઢના સીમાડે મુકામ કરી તેણે પોતાના આગમનના સમાચાર રાણા દેવીસિંહને પહોંચાડ્યા. રાણો દેવીસિંહ જયસિંહનો સત્કાર કરવા માટે ઘણી જ ધામધુમથી સ્હામો આવ્યો, તથા સર્વને નગરમાં લઈ ગયો. રાણા જયસિંહને રાજમહાલયની પાસે જ આવેલા એક સુંદર મહાલયમાં ઉતારો આપવા તથા તેની બરાબર મહેમાનગિરી કરવાની રાણા દેવીસિંહે ઇચ્છા દર્શાવી; પરંતુ જયસિંહે કહ્યું:–"રાજેન્દ્ર! કેટલાંક અગત્યનાં કારણોને લીધે હું આપની મહેમાની સ્વીકારી શકતો નથી; એ માટે આપ આપના અંતરમાં બિલકુલ માઠું લગાડશો નહિ, તથા તત્સંબંધી મને વિશેષ આગ્રહ પણ કરશો નહિ." રાણો જયસિંહ શા માટે પોતાની મહેમાની સ્વીકારવાને નારાજ છે તેનું કારણ દેવીસિંહ સમજી ગયો, તથા તેથી તેના અંતરમાં અપાર આનંદ ઉપજ્યો. અમારા ચતુર વાંચકો પણ એ કારણ સમજી શક્યા હશે, અને જેઓ નહિ સમજી શક્યા હોય તેઓ યથાસમયે સમજશે.

રાત્રે વીરસિંહ પણ પોતાના બહુરૂપીઓસહ રાણા જયસિંહને મળવા ગયો. જયસિંહે વીરસિંહને હૃદયસરસો ચાંપી પોતાની પાસે બેસાડીને ગુફા સંબંધીની હકીકત તેને પૂછવા માંડી. વીરસિંહે પણ પોતાને થતા પ્રશ્નોના સંતોષકારક અને આનંદજનક ઉત્તરો આપ્યા. પછીથી બીજે દિવસે પ્રભાતકાળે યોગી મહાત્મા પાસે જવાનો નિર્ણય કરી વીરસિંહે જયસિંહ પાસેથી વિદાય લીધી.

બીજે દિવસે સ્હવારે સૂર્યોદય થતાં પૂર્વે જ રાણો દેવીસિંહ, જયસિંહ, રાજકુમાર વીરસિંહ, જ્યોતિસિંહ, ભૈરવનાથ અને બીજા સઘળા બહુરૂપીઓ ઘણા મ્હોટા રસાલાસહિત ગુફા તરફ રવાના થયા, અને સૂર્યોદયના અરસામાં તેઓ ગુફા પાસે જઇ પહોંચ્યા. ત્યાં

જઈ પહોંચતાં જ વીરસિંહે નમ્રતાપૂર્વક તેના પિતાને કહ્યું:—"પિતાશ્રી, આપણે સર્વે જ્યારે અત્રે આવી પહોંચીએ ત્યારે આપને સર્વેને અહીં રાખી આપના આગમન સમાચાર અમારે પ્રથમ યોગી મહાત્મા પાસે જઇને કહી સંભળાવવા એવો તેમણે અમને આદેશ કરેલો છે; માટે જો અમને રજા આપતા હો તો અમે જઇને યોગી મહાત્માને આપના આગમનના સમાચાર કહી સંભળાવીએ !"

રાણો જયસિંહ આ વચનોને સંમત થયો એટલે દેવીસિંહે પ્રણ એ માટે સંમતિ દર્શાવી. વીરસિંહ માત્ર જ્યોતિસિંહની સાથે જ ગુફામાં યોગી મહાત્માને મળવા માટે ગયો. હવે આપણે યોગી મહાત્માના મહાલયમાં આ સ્થળે કેવો રંગ જામ્યો હતો તેનું દર્શન કરવા જઇએ. ત્રીજા ભાગમાંના પેલા જે દીવાનખાનામાં વીરસિંહે દરબારમાં મૃગલોચનીની તસ્વીર જોઈ હતી, અને જે દીવાનખાનામાં યોગી મહાત્મા અને વનલતાનો વીરસિંહ સાથે બીજી વખતે મેળાપ થયો હતો તે જ દીવાનખાનામાં આપણે જઇએ; પરંતુ ત્યાં કોઈ આપણી નજરે પડતું નથી માટે ચાલો એક વખત આપણે બગીચામાં દૃષ્ટિ ફેરવીએ. પૂર્વાકાશમાં ઉદિત થતા ભગવાન્ પ્રભાકરનાં રંગબેરંગી કિરણો બગીચામાં આવેલાં વૃક્ષોની ઊંચી ડાળીઓપર પ્રકાશી રહેલાં હતાં. પ્રાતઃકાળનો શીતળ વાયુ પુષ્પોની સુગંધિ હરી લઇને મૃદુમંદગતિથી વિહરતો હતો. બગીચાના મધ્યભાગમાં પેલા સંગેમરમરના ચબુતરાપર સુખાસનોપર ત્રણ દાસીઓ મખમલની સુંદર ગાદીઓ બિછાવી રહી હતી. એ ત્રણ આસનો પૈકી વચ્ચેનું આસન મહામૂલ્યવાન્ હોય એવો તેને જોતાં તત્કાળ ભાસ થતો હતો. બગીચામાં ઊગેલી નેત્રોને આનંદ આપનારી લીલી હરિયાળી વ્યવસ્થિત રીતે કાપવામાં આવી હતી. જાણે કે જમીનપર લીલા મખમલનો ગાલિચો જ કેમ બિછાવ્યો ન હોય !

હવે આપણે બગીચાના લતાકુંજોનું દર્શન કરીએ. એ લતાકુંજોમાં રંગબેરંગી પુષ્પો જોવામાં આવતાં હતાં. લતાઓ એકબીજીને આલિંગન કરી જડવસ્તુમાં પણ કેટલું પ્રેમપ્રાબલ્ય છે એ પ્રદર્શિત કરતી હતી. એ લતાકુંજોમાં સૂર્યકિરણોનો સંચાર થઈ શકતો નહોતો. કેટલાંક મધુર પંખીઓ કર્ણપ્રિય કલરવ કરી રહ્યાં હતાં. હવે લતામંડપમાં આવેલા બંગલાને જોઇએ. એ બંગલાની શોભા અલૌકિક જ હતી. તેનાપર કેટલીક પુષ્પલતાઓ ચઢી રહેલી જોવામાં આવતી હતી.

જે ઠેકાણે મેંદીના છોડ હારબંધ ઊગેલા હતા ત્યાં વનલતા તેની બે સખીઓ સાથે મેંદી ચુંટતી હતી. ઇંદ્રલોકની અપ્સરા આ મૃત્યુલોકમાં વિહાર કરવા આવી હોય એવી તેને જોતાં તત્કાળ અંતરમાં કલ્પના ઉપજતી હતી. તેણે હમણાં ગુલાબી રંગનું મૂલ્યવાન્ વસ્ત્ર પહેર્યું હતું. દાસીઓએ આસમાની રંગનાં વસ્ત્રો પહેર્યાં હતાં. મેંદી ચુંટી રહ્યા પછી વનલતા બન્ને સખીઓ સાથે પેલાં સુખાસનો પાસે ગઈ અને એક સુખાસનપર બેસી સખીઓ સાથે વાતચિત કરવા લાગી. વાંચકબંધુઓ, ચાલો આપણે પણ તેમની વાતચિત સાંભળીએ.

"આજે તો હું અત્યંત શ્રમિતા થઇ ગઈ છું." વનલતાએ આળસ મરડીને કહ્યું.

"આજે આપણે બહુ ફર્યાં છીએ તેથી થાક લાગે એ સર્વથા સ્વાભાવિક છે." ડાબી બાજૂએ બેઠેલી સખીએ કહ્યું.

"કેમ, તું પણ થાકી ગઈ કે?" જમણી બાજૂએ બેઠેલી સખીએ ઉપરોક્ત સખીને પ્રશ્ન કર્યો.

"ના ના—મ્હને થાક લાગે તેમ નથી. આપણાપર ક્યાં ઓછાં સંકટો પડ્યાં છે? ભમી ભમીને આપણા પગ થાંભલા જેવા થઈ ગયા છે!" ડાબી બાજૂ બેઠેલી સખીએ કહ્યું.

"ત્યારે ચાલો, હમણાં આ બગીચામાં કોઇ નથી માટે આપણે એક ગરબો ગાઇએ જેથી જીવને આનંદ થશે." જમણી બાજૂ બેઠેલી સખીએ કહ્યું.

"પણ ગરબો ગાશે કોણ ?" ડાબી બાજૂની સખીએ પ્રશ્ન કર્યો.

"જેનો સૂર કોયલ જેવો હશે તે ગાશે !" આમ કહી જમણી બાજૂની સખીએ વનલતા તરફ પોતાની હાસ્યપૂર્ણ દષ્ટિ ફેરવી.

વનલતા સખીઓનો અત્યાગ્રહ થવાથી ઉઠી ઉભી થઇ અને ગરબાની શુરુઆત થઈ. આ સમયે બીજી પણ બે ત્રણ સખીઓ આવી પહોંચી ને ગરબો ગાવામાં ભળી.

વનલતાનો મનમોહક કંઠસ્વર વાયુને વિકમ્પિત કરી મધુર ગુંજારવ કરવા લાગ્યો:—

પ્રાણેશ ! પધારો મન મંદિરે રે લોલ,
ઉરમાં તમારું પ્રિય ધ્યાન,
પ્રાણેશ ! પધારો મન મંદિરે રે લોલ !
બળી રહી છું અનંગની આગમાં,
ઝૂકી રહી છું મદનના બાગમાં,
સેવિકા કરશે તમારું સન્માન,
પ્રાણેશ ! પધારો મન મંદિરે રે લોલ !
હાય મ્હને કામદેવ કેવી સતાવે ?!
દારુણ તાપે આ વેલડી તપાવે,
આપો હવે પ્રેમ પ્રતિદાન,
પ્રાણેશ ! પધારો મન મંદિરે રે લોલ !
ચકોરી હે ચંદ્રદેવ ! તલસી રહી છે,
પ્રિયતમની મૂર્ત્તિ મન વસી રહી છે,

પિયુ ! હવે ત્યજો અભિમાન,
પ્રાણેશ ! પધારો મન મંદિરે રે લોલ !
વ્યથા વિયોગની * અંતર વિદારે,
મન મ્હારૂં કંઈ કંઇ શંકાઓ ધારે,
કરાવો પ્રીતિસુધા પાન,
પ્રાણેશ ! પધારો મન મંદિરે રે લોલ !

સખીઓનો કંઠસ્વર પણ મધુર હોવાથી ગરબો બરાબર જામ્યો. ગરબો સમાપ્ત થતાં જ એક વાચાળ સખીએ કહ્યું:—" બ્હેન ! હવે પ્રીતિસુધાનું પાન કરાવવાને જ તમારા પિયુજી પધારનાર છે—તમારી સઘળી વ્યથા વિદારનાર છે; ખરું જ છે કે,

કોયલ ઢોલ બજાવે ને આ બુલબુલ તાન લગાવે છે,
દિલ ધમાવી ધમધમ કેવા યૌવન નાચ નચાવે છે ?! "

વનલતા શરમાઇ ગઈ. તેણે કૃત્રિમ રોષસૂચક સ્વરે કહ્યું:—"બેસ બેસ—હમણાં હમણાં ત્હારી જીભ બહુ લાંબી થઈ ગઈ હોય એમ લાગે છે !"

વનલતાનો આવો કૃત્રિમ રોષ જોઇ બીજી એક સખીએ વાર્તાપ્રવાહને ફેરવી નાખવાના ઉદ્દેશથી કહ્યું:—" બ્હેન ! આપણે જો કે ઘણું સંકટ વેઠ્યું છે; પરંતુ આપણને આપણા આજ સુધીના પ્રયત્નોમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થઇ છે; કેમ કે હજી સુધી રાજકુમાર વીરસિંહજીના બહુરૂપીઓ આપણો ખરો ભેદ જાણી શક્યા નથી. "

" અરે ! પાસા ફેંકીને પ્રત્યેક પ્રકારનો નિર્ણય કરનાર જગન્નાથ જ્યોતિષીજીની અક્કલ પણ પાણીમાં ભળી ગઈ છે ! " વળી એક બીજી સખી બોલી ઉઠી.

" આપણી અદ્ભુત યુક્તિઓના રહસ્યને સમજી શકવાનું સા-

મર્થ્ય એ બિચારા જોશીજીનામાં ક્યાંથી હોઈ શકે ? યોગી મહાત્માએ આપણા કંઠપ્રદેશમાં આ માદળીઆં પહેરાવ્યાં છે તેની આગળ જ્યોતિષ વિદ્યાનું કંઇ ચાલી શકે તેમ નથી. આ માદળીઆમાં શી ચમત્કારિક વસ્તુ રાખેલી છે તત્સંબંધી એક વખતે મ્હેં જ્યારે યોગી મહાત્માને પૂછ્યું ત્યારે તેઓ સુદીર્ઘ વર્ણન કરી ગયા. એ બધું વર્ણન મ્હને યાદ રહ્યું નથી. હું માત્ર એટલું જ સ્મરણમાં રાખી શકી છું કે આ માદળીઆમાં મહાત્માશ્રીએ કેટલીક એવી ચમત્કારિક વસ્તુઓ રાખેલી છે કે, જ્યોતિષ વિદ્યાનું તેના સમક્ષ કાંઈ ચાલી શકતું નથી. વળી આ પ્રકારની સત્યતાનો આપણને સર્વાંશે સાક્ષાત્કાર થઇ ગયેલો હોવાથી એ સંબંધી હવે કશો સંદેહ રહ્યો નથી. ” વનલતાએ કહ્યું.

આ સમયે પહેલાં જે બે સખીઓ વનલતાની જમણી અને ડાબી બાજૂએ બેઠેલી હતી તેમના સિવાય બીજી સઘળી સખીઓ ત્યાંથી ચાલી ગઈ. પછીથી એ બેમાંની એક સખીએ કહ્યું:–“ ખરું છે, જુઓને હું ભેદી બલા થઇને જ્યારે રાજકુમારની છાવણીમાં ગઇ હતી ત્યારે સર્વે કેવા આશ્ચર્યમાં લીન થઈ ગયા હતા ? ! ”

“ એ સમયે વીરસિંહજીને ત્હારાપર અપાર ક્રોધ ઉપજ્યો હશે, કેમ સખી ? ” વનલતાએ પૂછ્યું.

“ અરે એ સમયે માત્ર રાજકુમાર એકલા જ નહિ; પરંતુ તેમના બહુરૂપીઓ સુદ્ધાં એટલા બધા ક્રોધાંધ બની ગયા હતા કે ન પૂછો વાત ! આપણે સર્વેએ મળી રાજકુમારને તથા તેમના સાથીદારોને ઘણી વખત સજ્જડ ભૂલથાપ આપી છે. જ્યારે કનકસિંહના બહુરૂપીઓ પેલું જાદુપથપ્રદર્શક પુસ્તક ચોરી લાવી તે જંગલમાં જમીનમાં દાટતા હતા તે કર્મધર્મસંયોગે આપણા હાથમાં આવી ચઢયું હતું એ એક રીતે ઠીક જ થયું હતું. ” સખીએ કહ્યું.

" મહાત્માશ્રીએ આપણને હરવા ફરવાની રજા પણ મહા મુશ્કેલીએ આપી છે, અને તે પણ આપણે કુમારને દૂરથી જ જોવાની પ્રતિજ્ઞા કરી ત્યારે ! તેથી લાચારીથી આપણને આપણા અંતરનો આવેગ દબાવી રાખવો પડતો હતો ! " વનલતાએ કહ્યું.

" પરંતુ યોગી મહાત્મા જે કાંઇ કરે છે એ સઘળું આપણા કલ્યાણાર્થે જ કરે છે. અમને બન્નેને મહાત્માશ્રીએ એવી આજ્ઞા કરી હતી કે, અમારે કુમારની છાવણીની આસપાસ ફરીને સર્વેની હિલચાલપર નજર રાખવી અને રાજકુમારને હરેક પ્રકારની સહાયતા કરવી. જ્યારે ભૈરવનાથે માળણનું સ્વરૂપ ધારણ કરી રાજકુમારને પોતાની પ્રપંચજાળમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો હતો ત્યારે મ્હેં જ તેમને ચેતાવી દીધા હતા ! " એક સખીએ કહ્યું.

" શું રાજકુમારના બહુરૂપીઓ આપણો પત્તો મેળવવા માટે કાંઈ ઓછા પ્રયત્નો કરતા હતા ? કિન્તુ અહીં તો બહુરૂપીઓના ગુરુજી સિદ્ધેશ્વર યોગી મહાત્મા આપણને નિરંતર સહાયતા કર્યા કરતા હતા એથી જ એ બહુરૂપીઓનો એકકે પ્રયત્ન સફળ થતો નહોતો. જુઓ, સરિતાતટપર નૌકાની પાસે આવતી વખતે જ્યોતિસિંહ અને જ્યોતિષીજીને અમે કેવા બનાવ્યા હતા ? તેમનાં કપડાં સુદ્ધાં અમે ઉતરાવી લીધાં હતાં ! " બીજી સખીએ કહ્યું.

" એ લોકો ગમે એટલા હોશિયાર હોય પણ યોગી મહાત્મા સિદ્ધેશ્વરની શક્તિ અને કાર્ય નિપુણતાનું દર્શન કરતાં તેમના સમક્ષ તેઓ કશા હિસાબમાં નથી. " વનલતાએ કહ્યું.

" જ્યોતિસિંહ ચાલાક છે એથી શું થયું ? આપણા ગુરુદેવ એવા સેંકડો જ્યોતિસિંહોને પરાજીત કરવાને સમર્થ છે. " એક સખીએ ગુરુ સિદ્ધેશ્વરની યથાર્થ પ્રશંસા કરી.

" યોગી મહાત્મા સિદ્ધેશ્વરજીએ રાજકુમાર અને તેમના સાથીદારોને આટલા બધા છેતર્યા છતાં તેમના કોઇનાં અંતરમાં એવી કલ્પના પણ ઉપજી નહિ કે, આ ગુપ્ત ખંડેર અને ગુફા વગેરેનો યથાર્થ ભેદ યોગી મહાત્માની સહાયતાથી આપણે તેમને જાણવા દેતાં નથી." બીજી સખીએ કહ્યું.

" જ્યારે આપણે ગુપ્ત ગુફાને અંદરથી બંધ કરી ગુફાનું રહસ્ય જાણતાં હતાં ત્યારે જ્યોતિસિંહ ભૈરવનાથની ગાંસડી ઉપાડી તેને કેદ કરવા આવ્યા હતા; પરંતુ ગુફાને ઉઘાડી નહિ શકાયાથી નિરાશ થઇ જઇને તેમને છાવણીમાં પાછા જવું પડયું હતું. " બીજી સખીએ કહ્યું.

" અંદરથી કોણે દરવાજો બંધ કરેલો હશે એ સંબંધી તેઓ ઘણા વિચારમાં પડી ગયા હશે. " વનલતાએ કહ્યું.

" આપણે પણ ક્યાં ઓછી ચાલાકી વાપરી છે? ભેદી બલાના વેશમાં સૂર્યમુખીનું નામ જણાવી હું રાજકુમાર પાસે હાજર થઈ તથા મ્હેં તેમને કહ્યું કે,' હું કનકસિંહને ગુફામાંથી મુક્ત કરીશ.' એ કથનાનુસાર આપણે કનકસિંહને એવી શર્તે છુટો કર્યો કે તે રાજકુમારથી દુશ્મનાવટ નહિ રાખતાં સ્નેહસંબંધ રાખે. રાણા કનકસિંહને ગુફામાંથી મુકત થયેલો જોઇને એ લોકોએ એમજ વિચાર્યું હશે કે, આ સૂર્યમુખી કોઇ ભયંકર ભેદી બલા છે ! " એક સખીએ કહ્યું.

" એટલું છતાં હરામખોર કનકસિંહે પુનઃ વિશ્વાસઘાત કર્યો, તથા રાજકુમાર સાથે દુશ્મનાવટ કરવા માંડી ! " વનલતાએ કહ્યું.

" એટલા માટે તો અમે એને ફરી કેદ કર્યો, તથા જાદુપથપ્રદર્શક પુસ્તક ફરીથી મેળવી રાજકુમારને સ્વાધીન કરી દીધું. ક્રૂરસિંહપર પણ મ્હેં પૂરતી નજર રાખી હતી. તેનાં કેટલાંક કાર્યોનું દર્શન કરીને મ્હેં એમ વિચાર્યું, કે જો એ જીવતો રહેશે તો રાજકુમાર નિ-

શ્ચિંત થઇ શકશે નહિ તેથી પ્રસંગાનુસાર મ્હેં તેના પ્રાણનો સંહાર કરી નાખ્યો. અંતે મ્હારા હાથે જ તેનું મૃત્યુ લખાયલું હશે!" બીજી સખીએ કહ્યું.

"યોગી મહાત્મા સિદ્ધેશ્વરજીની કૃપાથી જ સર્વે કાર્યોમાં આપણને સફળતા પ્રાપ્ત થઇ છે, માટે આપણે જીવનપર્યંત તેમનું ઉપકારઋણ અદા કરી શકીએ તેમ નથી." વનલતાએ યથાર્થ વચનો ઉચ્ચાર્યાં.

## પ્રકરણ ૮ મું.

### સ્નેહીઓનું સ્વપ્નવત મિલન.

રાજકુમાર જ્યોતિસિંહને સાથે લઈને ગુફામાં ગયો. ગુફાના એ માર્ગનું વર્ણન અમે પહેલાં કરી દીધેલું હોવાથી આ સ્થળે તેનો પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી. જે સ્થળે સિદ્ધેશ્વર મહાત્મા રહેતા હતા એ સ્થળે વીરસિંહ અને જ્યોતિસિંહ જઈ પહોંચ્યા.

બાગમાં પગ મૂકતાં જ યોગી મહાત્મા સાથે તેમની મુલાકાત થઈ. તેઓ પેલા દરબારવાળા ઓરડાના પ્રવેશદ્વારમાં વિચારમગ્ન સ્થિતિમાં ઉભા રહ્યા હતા. રાજકુમાર વીરસિંહ અને જ્યોતિસિંહને પોતાના તરફ આવતા જોઇને તેઓ તેમની સ્હામે ગયા, અને બોલ્યાઃ–"તમે આવી પહોંચ્યા કે?"

બન્ને જણા દૂરથી જ મહાત્માને પ્રણામ કરીને તેમની પાસે ગયા. તથા વીરસિંહે કહ્યું:–"મહાનુભાવ! આપની આજ્ઞાનુસાર મ-

મહારાણા જયસિંહજી અને મ્હારા પિતાશ્રીને બ્હાર રાખીને હું આપને મળવા આવ્યો છું. ”

“ ઘણું, સારું કર્યું; આજે કુમારી મૃગલોચની સાથે તમારું મિલન થશે જ. ” યોગી મહાત્માએ કહ્યું.

“ આપની કૃપાથી સર્વે સારું જ થશે. ” જ્યોતિસિંહે વિવેક દર્શાવ્યો.

“ હવે કહો જોઈએ કે, વિજયગઢ અને રત્નગઢમાં કોઇ પણ પ્રકારનો ઉત્પાત તો નથી ને ? ” મહાત્માએ પૂછ્યું.

જ્યોતિસિંહે આશ્ચર્ય પામી યોગી મહાત્માના ગંભીરતાસૂચક મુખમંડળ તરફ જોઇને કહ્યું:—“ જો કે ઉત્પાત થયો હતો ખરો; પરંતુ એ ઉત્પાતનો ઇશ્વરકૃપાથી અંત આવી ગયો છે. યમદૂત કલ્લુખાન નામનો એક દુશ્મન ઉપસ્થિત થયો હતો તેનો તથા તેના સાથીદારોનો વિનાશ થયો છે. ”

“ એ પ્રકારથી હું અજ્ઞાત નથી. પંડિત ભૈરવનાથ બહુરૂપીની વિદ્યામાં ચતુર છે. તેમણે ઘણી ચતુરાઇથી એ કલ્લુખાનને કેદ કર્યો હતો. સારું થયું કે, એ દુશ્મનો માર્યા ગયા. હવે એમના બીજા સાથીદારો બન્ને રાજાઓ સાથે શત્રુતા કરવાનું સાહસ કરી શકશે નહિ. આવો, આપણે બગીચામાં ફરતા ફરતા વાતો કરીએ. ” યોગી મહાત્માએ કહ્યું.

“ બહુ સારું ” કુમારે કહ્યું.

“ જ્યારે સઘળી હકીકત આપના જાણવામાં આવી છે ત્યારે પછી કલ્લુખાન કોણ હતો એ પણ આપ જાણતા જ હશો ! ” જ્યોતિસિંહે પૂછ્યું.

“ ના ના એ કોણ હતો એ હું જાણી શકતો નથી; પરંતુ એ

યુસફખાન અગર અકબરઅલીનો જ સંબંધી હોય એવી મ્હારી ધારણા છે. ” યોગી મહાત્માએ સંદિગ્ધ ઉત્તર આપ્યો.

“ ઠીક છે, એ આપ ધારતા હશો એજ હશે. ” વીરસિંહે એ વાર્તાને આટલેથી અટકાવવાની ઇચ્છાથી કહ્યું.

“ મહારાણો કનસિંહ તો એની રાણી સાથે લોકાલયનો ત્યાગ કરી જંગલમાં ચાલ્યો ગયો. ” યોગી મહાત્માએ કહ્યું.

“ જી, હા, મ્હારા પિતાજીને તપસ્યા કરવા જઉં છું એમ જણાવીને એ ચાલ્યો ગયો છે. ” વીરસિંહે કહ્યું.

“ ગમે તેમ હોય; પરંતુ શત્રુનાં વચનોપર કદાપિ કોઇએ વિશ્વાસ મૂકવો જોઇએ નહિ. ” મહાત્માએ ઉચિત સલાહ આપી.

“ ત્યારે શું પુનઃ એ અમારી સર્વની સાથે શત્રુતાચરણ આચરશે ? ” વીરસિંહે વિસ્મિત બની જઇને પૂછ્યું.

“ એ સંબંધી હમણાં હું કશો નિર્ણયાત્મક ઉત્તર આપી શકતો નથી. ”

“ હવે જો આજ્ઞા આપતા હો તો હું જઇને મહારાણા જયસિંહજી તથા મ્હારા પિતાજીને અત્રે બોલાવી લાવું. ” વીરસિંહે કહ્યું.

“ તમને સર્વથી પહેલાં અહીં કેમ બોલાવ્યા છે એ તો પ્રથમ સાંભળી લ્યો જે વસ્તુ આપણને વિશેષ પ્રિય હોય છે અને તે જો ગૂમ થઈ ગઇ હોય છે, તે જ્યારે અનેક પ્રયત્નો કર્યા પછી આ કસ્મિક રીતે મળી જાય છે ત્યારે એ વસ્તુ પ્રતિ આપણું અંતર અત્યંત આકર્ષાય છે. એટલું તો હું પણ જાણું છું કે, મૃગલોચનીને તમે તમારા જીવ કરતાં પણ વિશેષ ચ્હાઓ છો તેથી સર્વ જન સમક્ષ જો એકાએક મૃગલોચની ઉપસ્થિત થાય તો તમે કદાચ વખતનું વિસ્મરણ કરી કાંઈ બેઅદબી કરો એ સર્વથા સંભવિત છે; એથી મ્હારો વિચાર

એવો છે કે, સર્વથી પ્રથમ તમે જ રાજનન્દિની મૃગલોચનીને મળી લ્યો. તમે મ્હારી સાથે ચાલ્યા આવો. ” યોગી મહાત્માએ કહ્યું.

અહા ! આ સમયે રાજકુમાર ઘણા કાળના અંતરે, અનેક પ્રકારનાં સંકટો વેઠયા પછી તેની પ્રેમપ્રતિમા મૃગલોચનીને યોગી મહાત્મા સિદ્ધેશ્વરની કૃપાથી મળી શકશે. મૃગલોચનીના સ્નેહ સમક્ષ વીરસિંહે રાજપાટને પણ તુચ્છ ગણ્યું હતું. તેણે અનેક જીવસટોસટનાં જોખમો ખેડીને રાજકુમારીનો ઉદ્ધાર કરવાના પ્રયત્નો કર્યા હતા; કિન્તુ આજ સુધી તેની ભાગ્યદેવી તેનાપર સુપ્રસન્ન નહોતી; આજે જ ભાગ્યદેવીએ તેનાપર કૃપાકટાક્ષ ફેંક્યો. હવે રાજકુમારનો કોઈ શત્રુ રહ્યો નહોતો. યુદ્ધનો અંત આવી ગયો હતો. આવા સમયે તેની સાથે રાજકુમારી મૃગલોચનીનું મિલન થાય એ કાંઈ સામાન્ય આનંદજનક પ્રકાર ન ગણી શકાય. કુમારનું હૃદય જોરથી ઉછળવા લાગ્યું અત્યંત આનંદાવેગથી તે સિદ્ધેશ્વર મહાત્માના પ્રશ્નોના ઉત્તરો આપવાને પણ અસમર્થ બની ગયો. તે તેમની પાછળ પાછળ અધીરતાથી જવા લાગ્યો.

થોડે દૂર એક દાસી પુષ્પચયન કરતી હતી. તેને પોતાની પાસે બોલાવીને યોગી મહાત્માએ કહ્યું:—“ જા, તું મૃગલોચની પાસે જઇને એમ કહે કે, ‘ રાજકુમાર વીરસિંહજી તમને મળવાને આવે છે. ’ તેમને સખીઓ સાથે તેમના વિશ્રામભુવનમાં બેસવાને તું કહેજે. ”

તરતજ એ દાસી ત્યાંથી ચાલી ગઈ, તથા મહાત્મા સિદ્ધેશ્વર, રાજકુમાર અને જ્યોતિસિંહ સાથે બગીચામાં ફરવા લાગ્યા.

રાજકુમાર અને જ્યોતિસિંહ પોતપોતાની ચિંતામાં પડી ગયા. કિશોરી સાથે હવે પુનઃ પોતાનું પ્રેમમિલન થશે એવા વિચારથી જ્યોતિસિંહ પણ આનંદમગ્ન બની ગયો હતો. બન્ને જણા એવો વિચાર

કરતા હતા કે કેવી સ્થિતિમાં તેમનું તેમની પ્રણયપ્રતિમાઓ સાથે મિલન થશે ? તેમની સાથે પોતે શી વાતચિત કરશે ? તેમના અનેકવિધ પ્રશ્નોના તેઓ શા ઉત્તરો આપશે ? ? આવા વિચારોમાં બન્ને જણા લીન બની ગયા હતા. તેમણે યોગી મહાત્માને બીજો એક પણ પ્રશ્ન પૂછયો નહિ.

થોડા સમય પછી તેમને બન્નેને સાથે લઇને જે ઠેકાણે રાજકુમારી મૃગલોચનીની તસ્વીરનો દરબાર રાજકુમારે જોયો હતો એ ઠેકાણે યોગી મહાત્મા જઇ પહોંચ્યા. ત્યાં મહાત્માએ રાજકુમાર તરફ જોઇને કહ્યું:—" જાઓ, આ પાસેના ઓરડામાં જઇને મૃગલોચની તથા તેની સખીઓ સાથે મુલાકાત કરો. ત્યાં સુધીમાં હું બીજું કામ કરું છું. "

વીરસિંહ અને જ્યોતિસિંહે અધીર ચિત્તે અને ઉછળતા હૃદયે એ ઓરડામાં પ્રવેશ કર્યો. સ્હામે મૃગલોચની પોતાની સખીઓ સાથે ઉભી રહી રાજકુમાર તરફ વિહ્વળ દૃષ્ટિથી જોઈ રહી હતી. આ પ્રસંગે વીરસિંહ આત્મભાન ભૂલી જઈ ઉત્તેજિત બની ગયો અને મૃગલોચની પાસે જઈ તેના કંઠપ્રદેશમાં વળગી પડયો. જ્યોતિસિંહ પણ કિશોરીના કંઠમાં વળગી પડયો. હર્ષાતિશયથી એ પ્રણયીયુગલ બેશુદ્ધ બની જઇ ધરાપર ઢળી પડયાં. આ સમયે પુષ્પાવતી ત્યાં હાજર હતી તે એમને બેશુદ્ધ બની ગયેલાં જોઇ સત્વર જઇને ગુલાબજળ લઇ આવી તથા તેમનાં મ્હોંપર છાંટવા લાગી. થોડા સમય પછી વીરસિંહ અને મૃગલોચની શુદ્ધિમાં આવ્યાં એટલે પુષ્પાવતી જ્યોતિસિંહ અને કિશોરીનાં મ્હોંપર ગુલાબજળ છાંટવા લાગી.

વીરસિંહ અને મૃગલોચની એક પણ શબ્દનો ઉચ્ચાર નહિ કરતાં એક બીજાનાં મ્હોં તરફ જોઇ રહ્યાં. શું બોલવું, કેવી રીતે વાતચિતનો

આરંભ કરવો એ તેઓ બન્નેમાંથી કોઇને સુઝતું નહોતું. બન્નેનાં નયન-યુગલમાંથી હર્ષાશ્રુબિંદુઓ ટપકતાં હતાં. આવી અવાક્ સ્થિતિમાં ઘણો સમય પસાર થઈ ગયો; પરંતુ તેઓ ક્યાં કેવી સ્થિતિમાં બેઠેલાં હતાં એ સંબંધીનું તેમને બિલકુલ જ્ઞાન નહોતું.

અત્યાર સુધીમાં જ્યોતિસિંહ અને કિશોરી પણ શુદ્ધિમાં આવ્યાં હતાં. તેમની બન્નેની સ્થિતિ રાજકુમાર અને મૃગલોચનીના જેવી જ હતી. આ સમયે પુષ્પાવતીએ સર્વેના મૌનનો ભંગ કરાવવાનો વિચાર કરી મૃગલોચનીનો એક હાથ પકડીને કહ્યું:—" રાજકુમારિ! તમે તો કહેતાં હતાં કે, 'જે દિવસે રાજકુમારનું મિલન થશે તે દિવસે હું તેમને વનલતાની હકીકત પૂછીશ; છતાં હવે તમે મૌનાવલંબન કરી બેસી કેમ રહ્યાં છો ? રાજકુમારે વનલતાની શી શી શર્તો સ્વીકારી છે તત્સંબંધીની હકીકત તમે તેમને પૂછો તો ખરાં ? !"

વાંચકબંધુઓ ! અમુક મનુષ્ય જે વિષયમાં સર્વાંશે તલ્લીન બની ગયું હોય છે એ મનુષ્યને જો અન્ય કોઈ મનુષ્ય સ્વસ્થ નથી કરતું તો તે એવી તલ્લીનાવસ્થામાં જ ઘણા સમય સુધી રહે છે, અને એટલા માટે યોગીજનો લોકાલયનો પરિત્યાગ કરી એકાન્ત અરણ્યમાં નિવાસ કરી યોગસાધના કરે છે. રાજકુમાર અને મૃગલોચનીનો એક બીજાં પ્રત્યેનો પ્રેમ કાંઇ ક્ષણ કાળની ઉત્તેજના નહોતો. તેઓ બન્ને એક બીજાંપર આંતરિક અનુરાગ રાખતાં હતાં. તેમનો બન્નેનો કંઠસ્વર જો કે હર્ષાતિશયથી રુંધાઇ ગયો હતો; પરંતુ એક બીજાંનાં અંતરનો ભાવ તેઓ સ્પષ્ટતાથી સમજી શકતાં હતાં. પુષ્પાવતીનાં ઉપરોક્ત વાક્યોએ તેમને ઉભયને ચમકાવ્યાં. તેમનાં ઉભયનાં નેત્રો પૃથિવીપર સ્થાપિત થઈ ગયાં, તથા મસ્તક અવનત કરી તેઓ મૃદુ મંદસ્વરે કંઇ બોલવા લાગ્યાં. એ બન્ને શું બોલતાં હતાં એ સાંભળી શકાતું નહોતું. આવી

અવસ્થામાં એક કલાક જેટલો કાળ પસાર થઇ ગયો એટલે યોગી મહાત્માએ રંગમાં ભંગ કર્યો—તેમણે પ્રેમિક પ્રેમિકાને એક બીજાંથી અલગ કરી દીધાં. એક સેવિકાએ બ્હારથી આવીને નમ્રતાપૂર્વક કહ્યું:– “ રાજકુમાર ! યોગી મહાત્માએ સત્વર આપને પોતાની પાસે બોલાવ્યા છે. ”

યોગી મહાત્માની આજ્ઞા અમાન્ય કરવાનું સાહસ વીરસિંહનામાં નહોતું. વ્યાકુળતાથી ઉઠી તે મહાત્મા પાસે જવા તૈયાર થઇ ગયો. બન્નેનાં અંતરની વાર્ત્તા બન્નેનાં અંતરમાં જ રહી. રાજકુમાર અને જ્યોતિસિંહ બ્હાર નીકળ્યા એટલે તેમણે યોગી મહાત્માને દૂરથી પોતાના તરફ આવતા જોયા. તેમણે કુમારને પોતાની પાસે બોલાવીને કહ્યું:—“ રાજકુમાર ! જે લોકોને તમે ગુફાની બ્હાર રાખી આવ્યા છો એ લોકો અત્યંત અધીરતાથી તમારી રાહ જોતા હશે. જુઓ તો ખરા કે, મધ્યાન્હકાળ થવા આવ્યો છે ! ”

“ આપનું કહેવું યથાર્થ છે. હવે જો આપશ્રી આજ્ઞા આપતા હો તો તેમને સર્વેને હું અહીં તેડી લાવું. ” વીરસિંહે કહ્યું.

“ ભલે જાઓ; પરંતુ મહારાણા જયસિંહજી અને દેવીસિંહજીને તમે મ્હારા તરફથી એમ કહેજો કે, જે લોકોની સ્હામે રાજકુમારી મૃગલોચની કોઈ પણ પ્રકારના સંકોચ સિવાય હાજર થઈ શકે તેમ હોય એ લોકોને જ તેઓ પોતાની સાથે અહીં લઈ આવે. ” યોગી મહાત્માએ કહ્યું.

“ બહુ સારું; જેવી આપની આજ્ઞા. ”

“ જાઓ ત્યારે, હવે વિલંબ ન કરો. ”

" પ્રણામ કરું છું. "

" પ્રણામ કરવાની કશી જરૂર નથી; કેમ કે આજે જ તમે પાછા આવવાના છો. "

" દંડવત કરું છું. "

" તમને જીવનપર્યંત દંડવત કરવાનો સુયોગ મળશે; પરંતુ આ-સમયે એટલી વાત સ્મરણમાં રાખજો કે, તમારું અને રાજકુમારીનું આજે જે મિલન થયું છે એ સંબંધીની હકીકત તમારા મુખે કોઈ જાણી શકે નહિ. વળી અહીં આવતી વખતે જો માત્ર થોડો દિવસ બાકી રહ્યો હોય તો આજે નહિ આવતાં કાલે આવજો. " યોગી મહાત્માએ કહ્યું. " વારું " વીરસિંહે કહ્યું.

" ત્યારે હવે તમે બન્ને જાઓ. " મહાત્માએ વિદાય આપી.

જ્યોતિસિંહ અને વીરસિંહ જે માર્ગેથી આવ્યા હતા તે જ માર્ગેથી ગુફાની બ્હાર નીકળી પડયા. મધ્યાન્હકાળ વીતી ગયો હતો; છતાં હજી રાજકુમાર જ્યોતિસિંહે સ્નાન સંધ્યાદિ નિત્યકાર્ય કર્યું નહોતું. છાવણીમાં જઈને તેમણે રાણા જયસિંહ અને દેવીસિંહને યોગી મહા-ત્માનો સંદેશો કહ્યો. પછીથી તેમણે બન્નેએ યથાસ્થાને જઇ સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઈ ભોજન કરી લીધું.

રાણો દેવીસિંહ અને જયસિંહ એકાન્માં બેસીને પોતાની સાથે કયા માણસોને ગુફામાં લઈ જવા એ સંબંધીનો વિચાર કરવા લાગ્યા.

" યોગી મહાત્માએ એમ કહેવડાવ્યું છે કે, જે લોકોની સમક્ષ રાજકુમારી હાજર રહી શકે એ લોકોને જ આપણે આપણી સાથે ગુફામાં લઇ જવા. " દેવીસિંહે કહ્યું.

" હું, આપ, રાજકુમાર અને જ્યોતિસિંહ તો જાણે ગુફામાં

જઈશું જ. એ સિવાય આપ કહો તેમને આપણે સાથે લઈ જઇએ." જયસિંહે કહ્યું.

" વિશેષ લોકોને સાથે લઈ જવાની કશી જરૂર નથી. આપણા સઘળા બહુરૂપીઓને તો આપણે અવસ્ય આપણી સાથે લઇ જવા જોઇએ; કેમ કે એ લોકોથી કોઇ પણ પ્રકારનો પડદો રહી શકતો નથી. બહુરૂપીઓથી પડદો રાખવો એ વ્યાજબી પણ નથી. " દેવીસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો.

" આપનું કહેવું સર્વથા વ્યાજબી છે. બહુરૂપીઓ સિવાય બીજા કોઇને ગુફામાં લઇ જવાની જરૂર નથી. " જયસિંહે કહ્યું.

વાતચિત અને નિર્ણય કરવામાં જ સ્હાંજ પડી ગઈ, તેથી રાણા દેવીસિંહે જ્યોતિસિંહને પોતાની પાસે બોલાવીને પૂછ્યું:–" અહીંથી યોગી મહાત્મા પાસે જતાં રસ્તામાં કેટલો સમય લાગે તેમ છે? "

" જો રસ્તામાં કોઈ ઠેકાણે રોકાયા સિવાય આપણે ચાલીએ તો તેમની પાસે જતાં પાંચ છ ઘડી લાગે તેમ છે. અત્યારે ત્યાં જવું મ્હને ઉચિત લાગતું નથી; કેમકે હવે સૂર્યાસ્ત થવાને વિશેષ વિલંબ નથી. વળી ગુફાનો રસ્તો પણ ઘણો કઢંગો છે; જો રસ્તામાં કદાચ અંધકાર થઈ જાય તો એક પણ પગલું આપણાથી આગળ ન ભરી શકાય. " જ્યોતિસિંહે ઉત્તર આપ્યો.

મૃગલોચનીને મળવા માટે રાણો જયસિંહ અત્યંત વ્યાકુળ બની ગયો હતો; પરંતુ આ સમયે જ્યોતિસિંહની સલાહ તેને નિરુપાયે માન્ય કરવી પડી, તથા બાજે દિવસે સ્હવારે ગુફામાં જવાનો નિશ્ચય થયો.

# પ્રકરણ ૯ મું.



## ભ્રમભંજન કિંવા સંશયનિરસન.

બીજે દિવસે પ્રભાતકાળે જયસિંહ, દેવીસિંહ, વીરસિંહ, જ્યોતિસિંહ અને સઘળા બહુરૂપીઓએ ગુફામાં પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કરી ત્યાંના ચિત્રવિચિત્ર દેખાવો જોઇને રાણો જયસિંહ અને દેવીસિંહ આશ્ચર્યચકિત તેમજ વિસ્મિત બની ગયા.

બગીચામાંની સઘળી વસ્તુઓ બતાવતો અને એનું વિવેચન કરતો જ્યોતિસિંહ સર્વેને યોગી મહાત્મા સિધ્ધેશ્વરના નિવાસસ્થાન પાસે લઈ ગયો. એ લોકોનું સ્વાગત કરવા માટે પ્રથમથી જ સિદ્ધેશ્વરજી પોતાના આલયના પ્રવેશદ્વારમાં ઉભા રહ્યા હતા. જ્યોતિસિંહે આંગળી કરી બન્ને રાણાઓને ઉદ્દેશીને કહ્યું:—" જુઓ, પેલા સિધ્ધેશ્વર મહાત્મા આપણી રાહ જોઇને ઉભા રહ્યા છે."

બન્ને રાણાઓ સત્વર યોગી મહાત્મા પાસે જઈ તેમને દંડવત કરવાને ઇચ્છતા હતા; પરંતુ તેઓ પોતાની ઇચ્છા અમલમાં મૂકે તે પૂર્વે જ મહાત્મા બોલી ઉઠયા:—" ખબરદાર ! મ્હને કોઈ પણ દંડવત કરશો નહિ; નહિ તો પસ્તાશો, અને મ્હારી સાથે તમારી મુલાકાત થશે નહિ. "

આ વચનો સાંભળવામાં આવતાં મહાત્માને દંડવત કરવાનું સાહસ કોઇથી થઈ શક્યું નહિ. રાણો જયસિંહ અને દેવીસિંહ ઘણા વિચારમાં પડી ગયા કે, મહાત્માએ તેમને દંડવત કરતા શામાટે અટકાવ્યા ?! પાસે જઇને તેમણે મહાત્મા સાથે હાથ મેળવવાની ઇચ્છા કરી; પરંતુ મહાત્માએ એમની એ ઇચ્છાને પણ અમાન્ય કરીને

કહ્યું:—" મહારાજ ! આપની સાથે હાથ મેળવવાની યોગ્યતા મ્હારામાં નથી. મ્હારા કરતાં આપનો દરજ્જો ઘણો ચઢતો છે. "

" સાધુઓ કરતાં બીજા કોઇનો દરજ્જો ચઢતો હોતો નથી. " દેવીસિંહે કહ્યું.

" પરંતુ સાધુ હોય તો ને ? ! " મહાત્માએ કહ્યું.

" ત્યારે આપ કોણ છો ? " દેવીસિંહે વિસ્મિત બની જઇને પૂછ્યું.

" કંઈ જ નથી. " ઉત્તર મળ્યો.

" આપના ઉત્તરો એવા છે કે, એથી અમે કંઈ સમજી શકતા નથી. આપના ઉત્તરો સાંભળી અમારું આશ્ચર્ય વૃદ્ધિંગત થતું જાય છે. " જયસિંહે કહ્યું.

મહાત્માએ હાસ્ય કરીને કહ્યું:–" પધારો–મ્હારી સાથે બગીચામાં પધારો. "

આમ કહી સર્વેને પોતાની સાથે લઈ સિદ્ધેશ્વર મહાત્મા બગીચામાં ગયા. વાંચકબંધુઓ ! એ બગીચાનું વારંવાર વર્ણન કરવાની હવે જરૂર નથી.

જે ઠેકાણે રાજકુમાર વીરસિંહે પૂર્વે મૃગલોચનીની તસ્વીર સમક્ષ દરબાર ભરાયલો જોયો હતો એ ઠેકાણે જ સિદ્ધનાથજી મહાત્મા સર્વેને લઈ ગયા. એ દીવાનખાનું હમ્મેશાંના કરતાં આજે અતિશય સુસજ્જિત થઈ રહેલું જોવામાં આવતું હતું. દિવાનખાનાના મધ્યભાગમાં એક મૂલ્યવાન ગાદી બિછાવવામાં આવી હતી. મહાત્માએ એનાપર જ રાણા દેવીસિંહ, જયસિંહ અને રાજકુમાર વીરસિંહને બેસાડીને તેમની બન્ને બાજુએ બહુરૂપીઓને પણ તેમની યોગ્યતાનુસાર બેસાડયા. પછીથી સર્વની સ્હામે એક મૃગચર્મપર યોગી મહાત્મા બેઠા, અને

વાતચિતનો આરંભ થયો. મહાત્માએ રાણા દેવીસિંહ અને જયસિંહના મ્હોં તરફ જોઇને પૂછ્યું:-" આપ સર્વે કુશળ છો ને ? "

" આપની કૃપાથી આનંદ છે એટલું જ નહિ પરંતુ આપના આજના મિલનથી અમને જે આવર્ણનીય આનંદ થયો છે તેનું બ્યાન અમારાથી થઇ શકે તેમ નથી જ. " બન્ને રાજાઓએ કહ્યું.

" આપને અહીં સુધી આવવામાં જે શ્રમ ઉઠાવવો પડ્યો છે એ માટે મ્હને માફી આપજો. " મહાત્માએ કહ્યું.

" એમાં અમે સહજ પણ શ્રમ અનુભવ્યો નથી. ઘણી પ્રસન્નતાપૂર્વક જ અમે અત્રે આવ્યા છીએ. જો આપની કૃપા ન હોત તો અમે અહીં આવી શકત નહિ, અને જીવનપર્યંત અમારે રાજકુમારીના વિયોગની વ્યથા ભોગવવી પડત. " જયસિંહે કહ્યું.

" હવે આપની સાથે સત્વર રાજકુમારીનું મિલન થશે. એ માટે આપ ચિંતા કરશો નહિ. જો કદાચ આજે આપ રાજકુમારીનું દર્શન નહિ કરી શકો તો આવતી કાલે અવશ્ય કરી શકશો. હવે આપ સર્વે સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થાઓ; ત્યાં સુધીમાં ભોજનની વ્યવસ્થા થઈ જશે. પછીથી આપણે શાન્તિથી સઘળી વાતચિત કરીશું. " મહાત્માએ કહ્યું.

આ સમયે યોગી મહાત્માએ એક સેવિકાને બોલાવીને કહ્યું કેઃ—" તું જઈને તળાવ વાળા બગીચામાં સર્વના સ્નાનાદિની વ્યવસ્થા કર. "

સેવિકાએ જઇને સઘળી તૈયારી કરી એટલે યોગી મહાત્મા સઘળા મહેમાનોને સાથે લઇ એ બગીચામાં ગયા. સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઈ એ બાગમાં ઉત્તર દિશાએ જે ઇમારત આવેલી હતી એ ઇમારતમાં સર્વે ગયા. એ સ્થળે ભોજન કરીને તેઓ જે ઓરડામાં

પૂર્વે વીરસિંહની આંખ ઉઘડી હતી એ ઓરડામાં ગયા અને બેઠા. આજે પણ એ ઓરડો પહેલાંના જેવો સુસજ્જિત જણાતો હતો; માત્ર ફર્ક એટલોજ હતો કે, આજે એમાં રાજકુમારી મૃગલોચનીની તસ્વીર નહોતી.

સર્વે જ્યારે નિશ્ચિંત થઇને બેઠા ત્યારે રાણા દેવીસિંહે યોગી-મહાત્માને પૂછ્યું:—"આ સુંદર ગુફા કે જેમાં ન્હાના મ્હોટા ઘણા બાગ-બગીચા છે તે અમારા ઇલાકામાં હોવા છતાં આજ સુધી મ્હારી જાણમાં નહોતી. આ ગુફામાંથી બ્હાર નીકળવાના બીજા રસ્તાઓ પણ છે કે શું?"

"ગુફાનો માર્ગ ઘણો ગુપ્ત હોવાથી અંદર કોઇ આવી શકતું નથી. જેને આ ગુફાની માહિતી છે તે જ અંદર આવી શકે છે. જે રસ્તેથી આપ સર્વે અહીં આવ્યા છો એ સિવાય બીજો પણ એક રસ્તો અહીંથી બ્હાર જવાનો છે; પરંતુ એ રસ્તો ઘણો ગુપ્ત છે." યોગી મહાત્માએ ઉત્તર આપ્યો.

"આપ કેટલા સમયથી આ એકાન્ત સ્થાનમાં નિવાસ કરો છો?" દેવીસિંહે પૂછ્યું.

"ઘણા થોડા દિવસથી જ હું આ ગુફામાં આવીને રહ્યો છું, અને વળી હું કાંઇ મ્હારી ખુશીથી અહીં આવીને રહ્યો નથી—માલિક-ના કામથી જ આવીને રહેલો છું." મહાત્માએ કહ્યું.

"આપ કોના નોકર છો?" અત્યંત આશ્ચર્ય પામીને દેવી-સિંહે પૂછ્યું.

"એ હકીકત પણ થોડા સમયમાં જ આપ જાણી શકશો." ગંભીરતાપૂર્વક મહાત્માએ ઉત્તર આપ્યો.

રાણા જયસિંહે દેવીસિંહ તરફ ઇશારો કરીને કહ્યું:—"મહાત્મા

શ્રીના કહેવાપરથી એમ માલૂમ પડે છે કે, આ ઘણી રહસ્યમય તેમજ સુંદર ગુફા છે. વળી આ ગુફાની અંદરની સઘળી કારીગરી જોતાં એમ લાગે છે કે, આ સ્થાનનો કોઈ માલિક ન હોય એ સર્વથા અસંભવ છે. જો આ સ્થાનનો માલિક કોઇ ન હોય તો પછી અહીં આવી સુંદર ઇમારતો કોણે શા માટે તૈયાર કરાવી છે ?"

મહારાણા જયસિંહના આ પ્રશ્નોનો ઉત્તર યોગીમહાત્મા સિદ્ધેશ્વરે આપ્યો નહોતો એવામાં સ્હામેથી વનલતાને પોતાના તરફ આવતી સર્વેએ જોઈ. તેની બન્ને બાજૂએ બે સખીઓ અને પાછળ દસબાર દાસીઓ પણ આવતી હતી.

સિદ્ધેશ્વર મહાત્માએ વનલતા તરફ અંગુલિનિર્દેશ કરીને કહ્યું:– "જુઓ, આ પહાડી ગુફાની અધીશ્વરી આ તરફ જ આવે છે."

આ વાક્ય સાંભળી બન્ને રાણાઓ અને સઘળા બહુરૂપીઓ અપાર આશ્ચર્ય પામી વનલતા તરફ જોવા લાગ્યા. આ સમયે રાજકુમાર વીરસિંહ અને જ્યોતિસિંહ પણ મંત્રમુગ્ધ બની જઇને વનલતા તરફ જોઇ રહ્યા. જ્યારે તેમણે બન્નેએ મહાત્માના મુખે એમ સાંભળ્યું કે, આ પહાડી ગુફાની અધીશ્વરી વનલતા છે ત્યારે પૂર્વેના સઘળા બનાવો તેમને યાદ આવ્યા. વીરસિંહ મસ્તક નીચું કરી એવો જ વિચાર કરવા લાગ્યો કે, તેની પ્રણયપ્રતિમા મનોહારિણી મૃગલોચની વનલતાની કેદમાં જ હોવી જોઇએ! એ બિચારી ભયંકર ખંડેરમાં આવીને ફસાઇ પડી ત્યારે જ આ સ્થાનની અધીશ્વરી વનલતાએ તેને કેદ કરી રાખી હશે. આવા વિચારો ઉપજવાથી સ્વગત તે કહેવા લાગ્યો:—"વનલતા સાથે હું સહજ પણ સ્નેહસંબંધ રાખીશ નહિ; કેમ કે મૃગલોચનીને કેદ કરીને તેણે મ્હારી સાથે દુશ્મનાવટ કરી છે." અંતે

વીરસિંહને ઘણો ક્રોધ ઉપજ્યો, તથા તેણે ક્રોધદર્શક દૃષ્ટિ વનલતાના વદનમંડળપર સ્થાપિત કરી.

રાજકુમારના અંતરમાં વનવિહારિણી વનલતા માટે પણ પુષ્કળ પ્રેમ ઉપજ્યો હતો. એ પ્રેમમાં ફર્ક માત્ર એટલો જ હતો કે, એ જ્યારે રાજનન્દિની મૃગલોચનીના વિચારોમાં નિમગ્ન બની જતો હતો ત્યારે વનલતાની કલ્પના સુદ્ધાં તેના અંતરમાં ઉપજતી નહોતી; છતાં તે જ્યારે વનલતાનું દર્શન કરતો હતો ત્યારે પાછો બેચેન બની જતો હતો. કોણ જાણે કે કયા અદ્ભુત આકર્ષણથી વીરસિંહના અંતરને પોતાના તરફ આકર્ષવામાં વનલતા શક્તિવતી થતી હતી!

આ સમયે પણ વીરસિંહની એવી જ સ્થિતિ થઇ. વનલતાના મુખમંડળનું દર્શન કરતાં જ તેના અંતરમાં ઉપજેલો ક્રોધ સર્વાંશે અદૃશ્ય થઇ ગયો. તે પુનઃ વિચારવા લાગ્યોઃ—"ના ના-વનલતાએ મ્હારી સાથે કોઇ પણ પ્રકારની દુશ્મનાવટ કરી નથી. તેણે પ્રત્યેક સંકટ પ્રસંગે મ્હને સહાયતા કરી છે; છતાં હું કોઈ કોઇ પ્રસંગે તેને મ્હારી શત્રુ સમજું છું એ મ્હારી એક પ્રકારની કૃતઘ્નતા છે. જો એણે મ્હને સહાયતા ન કરી હોત તો હું ખંડેરનો ભેદ કાળાંતરે પણ જાણી શકત નથી, અને તેથી જીવનપર્યંત મ્હારે રાજકુમારી મૃગલોચનીના વિયોગની દારુણ વ્યથા વેઠવી પડત."

આ સમયે માત્ર રાજકુમારના જ નહિ; પરંતુ સર્વના અંતરમાં એવો વિચાર ઉપજ્યો કે, આ સુંદરી કે જે આ પહાડી ગુફાની અધીશ્વરી છે તેણે જ રાજકુમારી મૃગલોચનીને અહીં કેદ કરી રાખી હશે. અંતે રાણો જયસિંહ ધીરજ ધારણ કરી શક્યો નહિ. તેણે યોગી મહાત્માને ઉદ્દેશીને કહ્યું:—"હું ધારું છું કે, બિચારી મૃગલોચની આ સ્થાને ફસાઈ પડી આ સુંદરીની કેદમાં સપડાઈ ગઈ હશે!"

"ના ના, જ્યારે રાજકુમારી આ ગુફામાં સપડાઇ ગઇ હતી એ સમયે આ સ્થાનનું માલિક કોઇ નહોતું. ત્યાર પછીથી જ આ પહાડી ગુફા અને સઘળાં સુંદર મકાનો આ સુંદરીને મળ્યાં છે." યોગી મહાત્માએ ઉત્તરમાં કહ્યું.

આ ઉત્તર સાંભળી સર્વે વિશેષ ભ્રમમાં પડી ગયા. રાજકુમારનો જીવ સુદ્ધાં ગભરાવા લાગ્યો. જો રાણો જયસિંહ અને દેવીસિંહ આ પ્રસંગે અત્રે હાજર ન હોત તો રાજકુમાર જરૂર કાંઇ નવાજુની કરી બેસત; પરંતુ સમય વિચારી લજ્જાથી તેણે પોતાનું મ્હોં બંધ કરી દીધું તથા તે નીચું જોઇને બેસી રહ્યો.

રાણા જયસિંહ અને દેવીસિંહથી શાન્ત રહી શકાયું નહિ. સિદ્ધેશ્વર મહાત્મા તરફ જોઇને કહ્યું:—"મહાત્મન્! હવે કૃપા કરીને આપ આવા રહસ્યમય અને ભેદ ભરેલા ઉત્તર નહિ આપતાં સઘળી સ્પષ્ટ હકીકત અમને જણાવો. તે સાથે સ્હામેથી જે સુંદરી આવે છે તે કોણ છે, તેને કોણે આ પહાડી ગુફાની અધીશ્વરી બનાવી છે તથા મૃગલોચની ક્યાં છે એ સઘળી હકીકત પણ અમને કહો?"

રાણા જયસિંહ અને દેવીસિંહના પ્રશ્નો સાંભળી મહાત્માએ સ્મિતહાસ્ય કર્યું, તથા વનલતા તરફ જોઈ હસ્તસંકેત કરી તેમણે તેને પોતાની પાસે બોલાવી. વનલતા પોતાની બન્ને સખીઓ કે જેમાંની એકનો પોષાક લીલારંગનો અને બીજીનો કિરમજી રંગનો હતો તેમને સાથે લઇ મહાત્મા પાસે આવી. આ સમયે યોગીમહાત્માએ વનલતાના મ્હોંપરથી ચામડી જેવી એક કોથળી ત્વરાથી ખેંચી કાઢીને તેને રાણા જયસિંહ પાસે ઉપસ્થિત કરી તથા કહ્યું:—"મહારાજ! આપની પ્રેમમયી પુત્રી મૃગલોચનીને હું આપને સ્વાધીન કરું છું!"

મૃગલોચની ઓળખાતાં સર્વના આનંદનો પાર રહ્યો નહિ. રાણા જયસિંહે હર્ષાતિશયથી મૃગલોચનીને પોતાના હૃદય સાથે દબાવી રાખી તેના મસ્તકપર ઘણાં ચુંબનો કર્યા. પછીથી સંન્યાસી મહાત્માએ પેલી બે દાસીઓના મ્હોંપરથી પણ ચામડી જેવી કોથળીઓ ખેંચી લીધી, એટલે સર્વે સ્પષ્ટ સમજી શકયા કે એ બન્ને સુંદરીઓ મૃગલોચનીની પ્રાણાધિકા સખીઓ-કિશોરી અને પુષ્પાવતી હતી. આવા આકસ્મિક મિલનથી સર્વના અંતરમાં અત્યંત આનંદ ઉપજ્યો. આજના જેવો અવર્ણનીય આનંદ પૂર્વે કોઇએ અનુભવ્યો નહોતો. રાણા જયસિંહના કહેવાથી મૃગલોચનીએ શરમાતાં શરમાતાં રાણા દેવીસિંહને પ્રણામ કર્યા. રાણાએ તેને શુભાશીર્વાદ આપી પોતાની પાસે પ્રેમપૂર્વક બેસાડી, અને ઘણા કાળ સુધી ત્યાં આનંદાનંદાનંદ થઈ રહ્યો!

આ સમયે આપણા નવલનાયક વીરસિંહની કેવી સ્થિતિ થઈ ગઇ હશે તેનું શાબ્દિક ચિત્ર, અમારી નિર્જીવ લેખિનીથી અમે ચીતરી શકીએ તેમ નથી. ખરેખર, જો યોગી મહાત્માએ ડહાપણ વાપરી પ્રથમથી જ તેનું મૃગલોચની સાથે મિલન ન કરાવ્યું હોત તો આ સમયે તે લજ્જા કે શરમને આધીન થઇ રહેત નહિ.

ઘણો કાળ આનંદમાં પસાર કર્યા પછી રાણા જયસિંહ અને દેવીસિંહના પૂછવાથી રાજકુમારી મૃગલોચની ખંડેરમાં ફસાઈ પડીને આવી હાલતમાં કેવી રીતે આવી પહોંચી તેનું રહસ્યમય વર્ણન યોગી-મહાત્મા કરવા લાગ્યા. એ વર્ણન સર્વે અત્યંત લક્ષ્યપૂર્વક સાંભળવા લાગ્યા.

-o-o-

# પ્રકરણ ૧૦ મું.

## રહસ્યમય વર્ણન.

યોગી મહાત્મા ગંભીરતાસૂચક સ્વરે કહેવા લાગ્યા:—" આ પહાડી ગુફા પણ વિવધ પ્રકારનાં જાદુઈ રહસ્ય કિંવા માયા-પ્રાબલ્યથી પરિપૂર્ણ છે. એ સિવાય રામગઢના રાજ્યની સરહદમાં પણ એક અદ્‌ભુત ભેદભરમોથી ભરપૂર ખંડેર છે એ હું જાણતો જ હતો. જેના હાથે એ ખંડેર તૂટશે કિંવા જે એ ખંડેરનો ભેદ ઉકેલશે તેની સાથે જેનાં લગ્ન થવાનાં હશે તે કન્યાના હાથે જ આ ગુફાનું રહસ્ય ખુલ્લું થવું જોઇએ તથા એ કન્યા પોતાનું લગ્ન થતાં પૂર્વે જ આ સ્થાનની અધીશ્વરી થવી જોઇએ એવા સંયોગોથી જ આ સ્થાન નિર્માણ થયેલું હતું. " યોગી મહાત્માએ કહ્યું.

" પરંતુ મહાત્મન્! આવાં સ્થાનો કોણે નિર્માણ કર્યાં હશે?" રાણા દેવીસિંહે પૂછ્યું.

" જે માણુસ પાસે પુષ્કળ સંપત્તિ હોય છે તેનું જો કોઇ વારસ નથી હોતું તો તે આવાં સ્થાનો તૈયાર કરાવે છે. આવી રીતે કોઇ માણુસ જ્યારે આવવું ભેદ ભરેલું ગુપ્ત સ્થાન તૈયાર કરાવે છે ત્યારે તે હોશિયાર નજુમીઓ અને જ્યોતિષીઓને બોલાવી પોતાના કુટુંબમાં કોઇ પ્રતાપશાળી વીર પુરુષ ઉત્પન્ન થશે કે કેમ એ સંબંધી પૂછપરછ કરે છે. જ્યોતિષીઓ અને નજુમીઓ પોતાની વિદ્યાથી ગણના કરી એ પ્રકાર શોધી કાઢીને જણાવે છે કે, આટલા કાળ પછી તેના કુટુંબમાં કોઈ પ્રતાપશાળી વીર પુરુષ ઉત્પન્ન થનાર છે. એ વીર પુરુષની જન્મપત્રિકા પણ પ્રથમથી જ તૈયાર કરાવવામાં આવે છે, જેથી તે પુરુષના નામપર સઘળી સંપત્તિ રાખી આવું રહસ્યમય સ્થાન તૈયાર કરવામાં આવે છે મહારાજ! પ્રાચીનકાળમાં આ રિવાજ

આપણા ભારતવર્ષમાં ઘણો પ્રચલિત હતો. આજકાલ જૂદી જાતનાં સ્થાનો જ દ્રવ્યવાન્ લોકો તૈયાર કરાવે છે. આજકાલના બિનવારસ શ્રીમંત લોકો પોતાની સઘળી સંપત્તિ ચરુઓમાં ભરી તેને ઘર નીચેના ભોંયરામાં રાખી અંધશ્રદ્ધાને આધીન થઈ તેના પર એક બે માણસોનાં ખૂન કરી નાખે છે. એ મૃત મનુષ્યો પ્રેત કિંવા સર્પયોનીમાં જન્મ ધારણ કરી એ સંપત્તિનું નિરંતર રક્ષણ કર્યા કરે છે એવી તેમની માન્યતા હોય છે. પ્રાચીનકાળમાં કોઈ રાજા વગેરેને પોતાની સંપત્તિ માટે આવી વ્યવસ્થા કરવી પડતી ત્યારે તે મ્હોટા મ્હોટા તાંત્રિકો, પંડિતો, વિદ્વાન્ જોશીઓ અને ચાલાક કારીગરોને પોતાના દરબારમાં બોલાવતો હતો. તેમના કહેવા પ્રમાણે પ્રથમ તો આવું સ્થાન તૈયાર કરવા માટે જમીન શોધવામાં આવતી હતી, તથા એવી યોગ્ય જમીન શોધી કાઢી તેમાં સઘળો ખજાનો યથાસ્થિત ગોઠવી તેનાપર સઘળું બાંધકામ કરવામાં આવતું હતું, તથા તેમાં જોશીરાજ, નજુમી, કારીગરો અને તાંત્રિકો પોતાની શક્તિ અનુસાર એ ખજાનો છુપાવી રાખવાના ઉપાયો બતાવતા હતા; પરંતુ એ સઘળું કરતાં પૂર્વે જે માણસ એ સઘળી સંપત્તિનો અધીશ્વર થવાનો હોય તેના ગ્રહો અને નક્ષત્રોપર સંપૂર્ણ ધ્યાન આપવામાં આવતું. મહારાજ! રાજકુમાર વીરસિંહજીએ હમણાં આવા જ એક ન્હાના રહસ્યમય સ્થાનનો ભેદ ઉકેલ્યો છે. તેમના મુખે સઘળી હકીકત સાંભળી આપ વિચાર કરશો તો જાણી શકશો કે, જોશીઓ, કારીગરો અને નજુમીઓ પ્રાચીનકાળમાં કેવું અદ્દ્ભુત શક્તિસામર્થ્ય ધરાવતા હતા.”

“ મહાત્મન્! એ સઘળી હકીકત જો કે રાજકુમારના મુખે પછીથી પણ અમારા સાંભળવામાં આવશે; પરંતુ તે પૂર્વે આપ રાજકુમારીની આવી સ્થિતિ કેવી રીતે થઈ તથા રાણો કનકસિંહ ગુફામાંથી

કેવી રીતે મુક્ત થયો એ સઘળી હકીકત અમને કૃપા કરી વિસ્તાર-પૂર્વક કહી સંભળાવો." મહારાણા જયસિંહે આતુરતાથી કહ્યું.

"એ પણ હું આપને જણાવું છું. જ્યારે રાજકુમારી બગલાના પેટમાં પડી ફસાઈ ગઈ ત્યારે તેણે બે દિવસ સુધી તો ઘણું દુઃખ ભોગવ્યું; પરંતુ એ પ્રકાર ત્રીજે દિવસે મ્હારા જાણવામાં આવ્યો એટલે તરત જ હું અહીં આવી પહોંચ્યો. જે સ્થળેથી મ્હેં રાજકુમારીને બચાવી છે એ સ્થાન પણ હું આપને બતાવીશ." યોગી મહાત્માએ કહ્યું. પછીથી થોડા સમય સુધી શાન્ત રહી પાછા તેઓ કહેવા લાગ્યા:-"આ સ્થાનની અધીશ્વરી થવામાં રાજકુમારીને વિશેષ દુઃખ ભોગવવું પડયું નથી; કેમ કે જે ખંડેરનો સઘળો ભેદ રાજકુમારે ઉકેલ્યો છે તેની સાથે આ ગુફાનો સંબંધ છે. જો એ ખંડેરનો કોઈ પણ ભેદ રાજકુમારથી ઉકેલી શકાયો ન હોત તો આ સ્થાન કદાપિ ખૂલી શકત જ નહિ!" યોગી મહાત્માએ જણાવ્યું.

"પરંતુ મહારાજ! આપ રાજકુમારી પાસે ક્યા રસ્તેથી આવ્યા હતા? રાજકુમારીને પર્વતશૃંગપર સપડાયલાં જોઇ એ સંકટમાંથી તેમને મુક્ત કરવાના અમે ઘણા પ્રયત્નો કર્યા હતા; છતાં અમને એકે માર્ગ સૂઝયો નહોતો." વીરસિંહે આતુરતાથી કહ્યું.

"રાજકુમાર! તમને રાજકુમારી પાસે જવાનો માર્ગ ન સૂઝયો તેનું એક કારણ છે. માત્ર વિચારમગ્ન સ્થિતિમાં ઉભા રહેવાથી કાંઇ સઘળો ભેદ ઉકેલી શકાતો નથી. મૃગલોચની સંકટમાં ફસાઈ પડી છે, તમે સર્વ તેને મુક્ત કરવાના અનેકવિધ પ્રયત્નો કર્યા છતાં તેનો સંકટ-માંથી ઉદ્ધાર કરી શકતા નથી એ સઘળો પ્રકાર હું જાણતો જ હતો. જો કે હું રાજકુમારીને મુક્ત કરી શકું તેમ હતો; પરંતુ અત્યાર સુધી મ્હારી તેમ કરવાની ઇચ્છા નહોતી." યોગી મહાત્માએ ઉત્તરમાં કહ્યું.

"શા માટે આપની એવી ઇચ્છા નહોતી?" રાણા જયસિંહે અધીરતાથી પૂછ્યું.

"અહીંનો સઘળો ખજાનો રાજકુમારીને મળે એવી જ મ્હારી મહત્વાકાંક્ષા હતી. જો એ સમયે જ મ્હેં રાજકુમારીને મુક્ત કરી આપને સ્વાધીન કરી દીધી હોત તો અહીં જે સઘળો ખજાનો છે તેને શોધવાનો કશો પ્રયત્ન આપ કરત નહિ."

આ સમયે રાણા દેવીસિંહે પૂછ્યું:—"હવે મહારાજ! આપ રાજકુમારી પાસે કયા માર્ગેથી આવ્યા હતા તે જણાવવાની કૃપા કરશો કે?"

"પ્રથમ તો ગુફાનો દરવાજો ઉઘાડીને હું અંદર આવ્યો, અને પર્વત ઉપર રાજકુમારીને નિરાધાર સ્થિતિમાં ઉભી રહેલી મ્હેં જોઇ. મ્હારા ગુરુદેવના મુખે મ્હેં એમ સાંભળ્યું હતું કે, આ ગુફામાં કેટલાક બાગબગીચાઓ એવા છે કે, જેમાં પેલા વહેતા ઝરાની અંદરથી આવી શકાય છે; તેથી તરત જ હું લંગોટ મારી ઝરામાં ઉતર્યો ને માર્ગ શોધવા લાગ્યો. આવી રીતે શોધ કરતાં ઝરાના મધ્યભાગમાં પાણીમાં એક દરવાજો જમીનમાં આવેલો મ્હને માલૂમ પડયો. ડૂબકી મારી મ્હેં એ દરવાજામાં પ્રવેશ કર્યો, અને હું આઠ દશ હાથ પાણીમાં ઉતરી ગયો. ત્યાર પછી પાણી ઓછું થવા લાગ્યું તથા કમરપુર પાણીમાં હું માર્ગ કાપવા લાગ્યો. એ સમયે હું કોઇ સુરંગનો ઊંચો ચઢાવ ચઢતો હોઉં એમજ મ્હને લાગ્યું. આવી રીતે એ સુરંગમાં અડધા કલાક સુધી ચાલ્યા પછી હું આ બાગના વાયવ્ય ખુણામાં આવી પહોંચ્યો." આટલું કહી દરબારના ઓરડાની દિવાલ તરફ અંગુલિનિર્દેશ કરીને તેમણે કહ્યું:—"જુઓ, દિવાલમાં પેલી જે આલમારી દેખાય છે એ એક દરવાજો છે, તથા એનાપર લત્તાપ્રહાર કરવાથી એ દરવાજો ખુલ્લો

થઈ જાય છે. હું જ્યારે એ સ્થળે પહેલવહેલો આવ્યો ત્યારે અનાયાસે જ મ્હેં એનાપર લાત મારી જેથી તે ખુલ્લો થઇ ગયો. એની અંદર ઘણો અંધકાર હતો. અંધકારમાં લગભગ બસો પગલાં આગળ વધ્યા પછી ત્યાં એક દિવાલ મ્હારા જોવામાં આવી. એ દિવાલપર લાત મારતાં ત્યાંનો એક દરવાજો પણ ખુલ્લો થયો. પછીથી હું જે સ્થળે રાજકુમારી અને કિશોરી હતાં એ સ્થળે જઇ પહોંચ્યો. મ્હને જોતાંની સાથે જ તેઓ બન્ને ઘણાં ગભરાયાં; પરંતુ મ્હેં જ્યારે એવો ખુલાસો કર્યો કે, હું તેમનો શત્રુ નથી ત્યારે તેમના અંતરમાં ધૈર્ય ઉપજ્યું. પછીથી હું તેમને હિમ્મત આપી અહીં લઇ આવ્યો."

"પરંતુ એ પ્રકાર આપે રાજકુમારને કેમ જણાવ્યો નહિ. રાજકુમારીને આપે ગુપ્ત રીતે અહીં કેમ રાખ્યાં હતાં?" જ્યોતિસિંહે નમ્ર સ્વરે પૂછ્યું.

"એનો ઉત્તર હું પ્રથમથી આપી ચુકયો છું; છતાં આપને પુનઃ જણાવું છું કે, માત્ર હું જ નહિ પરંતુ સર્વ જાણે છે કે, માત્ર રાજનન્દિનીને છોડાવવા માટે જ રાજકુમારે રામગઢની સરહદમાં આવેલા ગુપ્ત ખંડેરનો ભેદ ઉકેલવા માંડયો હતો. અઢળક ખજાનો મેળવવાનો કાંઇ રાજકુમારનો વિચાર નહોતો; તેથી જો રાજકુમારીને છોડાવી મ્હેં રાણા જયસિંહજીને સ્વાધીન કરી દીધી હોત તો કિંવા મ્હેં એ સઘળો ભેદ રાજકુમારને જણાવી દીધો હોત તો તેઓ ખંડેરનો સંપૂર્ણ ભેદ ઉકેલત નહિ અને જે અઢળક ખજાનો તેમણે મેળવ્યો છે એ તેમને મળત નહિ. હું આપનો સર્વેનો શુભેચ્છક હોવાથી એવો પ્રકાર મ્હારાથી કેવી રીતે જોઇ શકાય? મ્હારી આ ઇચ્છા મ્હેં રાજકુમારીને જણાવી, તથા તેને એવો ભય પણ દર્શાવ્યો કે જો તે મ્હારા આદેશાનુસાર નહિ વર્તે તો હું એને આ બગીચામાં મૂકીને જ ચાલ્યો

જઇશ; તેથી મ્હારી ઇચ્છા વિરુદ્ધ નહિ વર્તવાની તેણે પ્રતિજ્ઞા કરી."

"પછીથી આ સ્થાનનો સઘળો ખજાનો આપને કેવી રીતે મળ્યો?" જ્યોતિસિંહે પૂર્વવત્ સ્વરે પ્રશ્ન કર્યો.

"આ સ્થાનનો ખજાનો ક્યાં છુપાવી રાખેલો હશે તેની પ્રથમ મ્હને પણ ખબર નહોતી; કિન્તુ રાજકુમારી આ સ્થાનની અધીશ્વરી થવી જ જોઇએ એવી મ્હને સંપૂર્ણ ખાત્રી હોવાથી ખજાનો ક્યાં છુપાવેલો હશે તેના વિચારોમાં જ મ્હેં બે દિવસો પસાર કર્યા. એ સમયે બગીચાની સ્થિતિ પણ ઘણી ખરાબ હતી; કિન્તુ અમારા સદ્‌ભાગ્યે બેચાર ફળોનાં વૃક્ષો સારી સ્થિતિમાં હોવાથી અમારે ત્રણેને ક્ષુધાની દારુણ વ્યથા વેઠવી પડતી નહિ. ત્રીજે દિવસે પુર્ણિમા હતી; તેથી હું પેલા બગીચામાં આવેલા તળાવની પાળપર બેસીને વિવિધ વિચારો કર્યા કરતો હતો એવામાં કિશોરીએ મ્હારી પાસે દોડી આવીને કહ્યું:—"જલદી ચાલો, આ બગીચામાં ઘણો આશ્ચર્યજનક દેખાવ જોવામાં આવે છે!"

"તરત જ હું કિશોરીની સાથે જે સ્થળે રાજકુમારી પૂર્વ તરફની દિવાલના તળીઆને જોઇ રહી હતી ત્યાં ગયો. મ્હને જોતાં જ રાજકુમારીએ આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:—"મહાત્મન્! આ દિવાલના સાંધામાં એક છિદ્ર જણાય છે; એમાંથી સફેદ રંગની મ્હોટી મ્હોટી કીડીઓ બ્હાર નીકળે છે!"

"મ્હારા ગુરુજીના મુખે મ્હેં સાંભળ્યું હતું કે, જ્યાં સફેદ કીડીઓ દેખાય ત્યાં કોઈ ખજાનો અથવા ખજાનાની કુંચી હોવી જ જોઇએ! એ વાત યાદ આવતાં જ મ્હારી કમરપરથી ખંજર કાઢી, રાજકુમારીના હાથમાં આપી તેની પાસે જ મ્હેં ત્યાંની જમીન ખોદાવી. માત્ર એક હાથનો ખાડો ખોદતાં ત્યાં કાચની એક હાંડી નીકળી. એ હાંડી

મ્હેં રાજકુમારીના હાથે જ તોડાવી એટલે તેમાં ભરવામાં આવેલું એક પ્રકારનું પ્રવાહી તેલ વહી ગયું, તથા કુંચીઓનું એક મ્હોટું ઝુમખું મળી આવ્યું. એથી મ્હને અપાર આનંદ થયો. એ ઝુમખામાં ત્રીસ કુંચીઓ હતી. એ કુંચીઓ ક્યાં ક્યાં લગાડવી તેની તપાસ અમે બીજે દિવસે કરવા માંડી. આવી રીતે કેટલાક દિવસ સુધી શોધ કરીને અમે એકંદરે ત્રીશ તાળાં ઉઘાડ્યાં. ત્રણ દરવાજા તો ઉપરના માર્ગેથી જ ગુફાની બ્હાર જવાના અમારા જોવામાં આવ્યા. બીજા ચાર બગીચા અને તેવીશ ઓરડાઓ કે જેમાં સર્વ પ્રકારની સુખસ્વચ્છંદતાની સામગ્રી તૈયાર હતી તેનો પત્તો લાગ્યો. ઉપરના માર્ગેથી બ્હાર જઇ શકાય છે એવો પ્રકાર જ્યારે મ્હારા જાણવામાં આવ્યો એટલે રાજકુમારી અને કિશોરીને અહીં રાખી હું રાજકુમારી માટે કેટલીક દાસીઓ અને આવશ્યકીય વસ્તુઓ લઇ આવ્યો. અહીંના એકાન્તવાસથી વિરક્ત બની જઇને રાજકુમારી પણ બ્હાર ફરવા જવાની પોતાની ઇચ્છા વારંવાર મ્હને જણાવવા લાગી. એ માટે જો કે હું ઘણો નારાજ હતો; પરંતુ રાજકુમારીનો જીવ નહિ દુભવવાના વિચારથી મ્હેં તેને ગુફાની બ્હાર ફરવા જવાની રજા આપી; કિન્તુ તેને તથા તેની સખીઓને કોઇ ઓળખી ન જાય એટલા માટે મ્હેં તેમનું સર્વેનું સ્વરૂપ પરિવર્તિત કરી નાખ્યું, તથા તેમના માટે ત્રણ ઘોડાઓ લાવ્યો. એ ઘોડાઓપર સવાર થઈ વારંવાર તેઓ ગુફાની બ્હાર ફરવા જતાં હતાં. આમ છતાં પણ મ્હેં તેમને પોતાનો પરિચય કોઇને નહિ આપવાની સૂચના કરી હતી. મ્હારી આજ્ઞાનુસાર છેવટ સુધી તેમણે, કોઇને પોતાનો સત્ય પરિચય આપ્યો નથી. એ સમય દરમ્યાન રાજકુમાર વીરસિંહે પણ રામગઢવાળા ગુપ્ત ખંડેરનો ભેદ ઉકેલ્યો, તથા તેમાંનો સઘળો ખજાનો મેળવ્યો, તથા અહીંનો સઘળો ખજાનો રાજકુમારીએ મેળવ્યો. ”

આટલું કહી રાણા જયસિંહને ઉદ્દેશીને યોગી મહાત્માએ કહ્યું:—"મહારાજ ! આજ સુધી રાજકુમારી મૃગલોચની મ્હારી પુત્રીની માફક જ મ્હારી પાસે રહી હતી; તેને હું હવે તમારે સ્વાધીન કરું છું. આ સ્થળે મ્હારે એટલું જણાવવું જોઇએ કે, રાણા કનકસિંહની રાણીપર દયા દર્શાવીને જ રાજકુમારીએ તેમને છોડી દીધાં હતાં. એ સમયે તેણે કનકસિંહ પાસે એવી પ્રતિજ્ઞા કરાવી હતી કે, તે ભવિષ્યમાં કદાપિ રાજકુમાર વીરસિંહજી સાથે દુસ્મનાવટ કરશે નહિ ! પરંતુ એ પાપિષ્ઠે પોતાની પ્રતિજ્ઞા પાળી નહિ અને પુનઃ વિશ્વાસઘાત કરીને રાજકુમારની ગેરહાજરીમાં તેણે તેમના લશ્કરપર હુમલો કર્યો. એથી તેને ફરીથી કેદ પકડવાની અમને ફરજ પડી. હવે બીજી જે હકીકત આપને પૂછવી હોય તે બેલાશક પૂછો !"

" ઉદારચિત્ત મહાનુભાવ ! આ પ્રસંગે અમને જે અવર્ણનીય આનંદ ઉપજ્યો છે તેનું શબ્દોદ્વારા વર્ણન થઈ શકે તેમ નથી જ. આનંદમાં અમે એટલા બધા લીન થઈ ગયા છીએ કે હવે આપને શું પૂછવું એ જ અમને સુઝતું નથી. હવે આપ અમને એટલું જ જણાવો કે, આપ કોણ છો, ક્યાં રહો છો અને મૃગલોચનીને આપે આટલી બધી સહાયતા કેમ કરી છે ? " રાણા દેવીસિંહે પ્રસન્નતાપૂર્વક પૂછ્યું.

" ખરું છે, જ્યાં સુધી આપ અમને કૃપા કરીને આપના પરિચયથી અજ્ઞાત રાખશો ત્યાં સુધી અમે નિશ્ચિંત થઇશું નહિ. આપે એમ જણાવ્યું કે, આપ યોગી યા તો મહાત્મા નથી તેથી ગંભીર વિચારમાં પડી ગયા છીએ. " રાણા જયસિંહે અંતરોદ્દગાર કાઢ્યા.

" હું આપને મ્હારો પરિચય આપું તે પહેલાં રાજકુમારીને આ સ્થળેથી કેવી વસ્તુઓ મળી છે તેનું આપ મ્હારી સાથે આવીને દર્શન

તો કરો." આમ કહીને સિદ્ધેશ્વરજી સર્વેને બીજા બગીચામાં લઈ ગયા. એ બગીચામાંની સઘળી વસ્તુઓ, ઇમારતો અને ખજાનો વગેરે જોતાં સર્વે આશ્ચર્યસહ અત્યાનંદ પામ્યા. સર્વના મુખમાંથી 'વાહવાહ'-ના જ ઉદ્ગાર નીકળતા હતા. આ બગીચામાં નિદ્રાધીન સ્થિતિમાં આવીને વીરસિંહે જે દિવાનખાનામાં મૃગલોચનીની તસ્વીર જોઈ હતી, તેજ દિવાનખાનામાં અને તેની નીચેના ભોંયરામાં વિશેષ ખજાનો અને ઝવેરાત હતું. બે દિવસ સૂધી સિદ્ધેશ્વરજીએ સર્વેની સાથે ફરીને આ સ્થાનની પ્રત્યેક વસ્તુ બતાવી, અને સઘળા ગુપ્ત રસ્તાઓ પણ બતાવ્યા. ત્રીજે દિવસે તેઓ સર્વ દરબારના દિવાનખાનામાં બેઠા એટલે સિદ્ધેશ્વરજીએ પોતાનો ભેદ ખુલ્લો કરવા માંડયો.

પ્રથમ તો સિદ્ધેશ્વરજીએ એક સીટી વગાડી એટલે તરત જ ત્રણ ચાર દાસીઓ તેમની પાસે આવીને ઉભી રહી, એટલે તેમણે તેમને આજ્ઞા કરી કે:—" પાસેની ઓરડીમાં સ્નાન કરવાનું જળ અને મ્હારાં પહેલાંનાં વસ્ત્રોની પેટી લઇ આવીને મૂકો. આજથી જ હું આ મૃગચર્મ અને દાઢી જટાને દેશવટો આપનાર છું !"

દાસીઓ નમન કરી ત્વરાથી ચાલી ગઈ, અને સઘળી વ્યવસ્થા કરી આવીને એ સંબધીની સિદ્ધેશ્વરજીને તેમણે ખબર આપી એટલે સિદ્ધેશ્વર બન્ને રાણાઓની રજા લઇને પાસેની ઓરડીમાં ગયા, તથા દ્વાર બંધ કરી, સ્નાનાદિથી નિવૃત્ત થઇ વસ્ત્રો પહેરી બ્હાર આવ્યા. સિદ્ધેશ્વર કેવા વેશમાં બ્હાર આવશે એ વિચારથી સર્વ અધીરા બની ગયા હતા. માત્ર મૃગલોચની સ્વસ્થ હતી. સિદ્ધેશ્વરજી સ્નાનાદિથી નિવૃત્ત થઈ બ્હાર આવ્યા એટલે સર્વેએ તેમને વિજયગઢના દિવાન કિંવા જ્યોતિસિંહના પિતા અજીતસિંહના સ્વરૂપમાં જોયા. વાંચકબંધુઓ ! હવે અમે પણ અજીતસિંહને યોગી મહાત્મા સિદ્ધેશ્વરજીના સંબોધનથી

નહિ સંબોધતાં તેના નામથી જ સંબોધીશું. રાણો દેવીસિંહ અજીત-સિંહને જોતાંની સાથે જ બોલી ઉઠયો:—"તમે મ્હારા ભાઈ કરતાં પણ મ્હને વિશેષ પ્રિય છો. અનેક પ્રસંગોએ તમે તમારો જીવ જોખમમાં નાખીને પણ મ્હને સહાયતા કરી છે." આમ કહી અજીત સિંહને આલિંગન કરીને તેણે કહ્યું:—"જ્યારે રાણા કનકસિંહ અને રાજકુમાર વીરસિંહ વચ્ચે યુદ્ધ થયું હતું ત્યારે તમે માત્ર પાંચસો સવારોસહ કુમારને સહાયતા કરી હતી. આજે તમે રાજકુમાર કરતાં પણ વિશેષ કીર્ત્તિ મેળવી છે, તથા અમને બન્ને રાજાઓને ઘણા આભારી કર્યા છે."

પછીથી મહારાણો જયસિંહ પણ ઘણા જ પ્રેમથી અજીતસિંહને ભેટયો. જ્યોતિસિંહ, વીરસિંહ તથા બીજા બહુરૂપીઓએ અત્યંત પ્રસન્નતાપૂર્વક અજીતસિંહને પ્રણામ કર્યા.

હવે એમ જાહિર થયું કે, રાજનન્દિની મૃગલોચનીના જીવનનું સંરક્ષણ કરનાર, રત્નગઢ અને વિજયગઢ રાજ્યને સંકટ પ્રસંગે સહાયતા કરનાર, આ ન્હાની ગુફાનું રહસ્ય જાણી તેમાંનો અખૂટ ખજાનો રાજકુમારીને મેળવી આપનાર, આજ સુધી મ્હોટા મ્હોટા ઉસ્તાદ બહુરૂપીઓને પણ ભૂલથાપ ખવડાવનાર તથા રામગઢ રાજ્યમાં વિજયનો ડંકો વગાડનાર યોગી સિદ્ધેશ્વર અજીતસિંહ જ હતો.

આ સમયે સર્વના આનંદની સીમા રહી નહોતી. સર્વે આનંદમાં એટલા બધા લીન બની ગયા હતા કે બીજા કોઇ પ્રકાર પ્રત્યે કોઇનું લક્ષ્ય નહોતું. રાજકુમાર વીરસિંહ મૃગલોચનીને મળવા માટે એટલો બધો અધીરો બની ગયો હતો કે ન પૂછો વાત!

આ પ્રસંગે રાણા દેવીસિંહનો એક બીજા પ્રત્યેનો સ્નેહસંબંધ કેટલો બધો વૃદ્ધિંગત થઇ ગયો હશે તેની કલ્પના વાંચકબંધુઓએ

જ કરી લેવી. અત્યંત આનંદ પૂર્વક રાણાજયસિંહે મૃગલોચનીનો હાથ પકડયો તથા તેણે તેની પાસે દેવીસિંહને પ્રણામ કરાવી, નેત્રોમાંથી હર્ષાશ્રુઓ ટપકાવતાં ગદ્દગદ કંઠે કહ્યું:—"મહારાજ ! હવે જો આપ આજ્ઞા આપતા હો તો હું રાજકુમારીને રત્નગઢ લઈ જઈ, સઘળા સગાં વ્હાલાં તથા વિદ્વાન્ પંડિતો સમક્ષ હું એને રાજકુમાર વીરસિંહની સાથે પરણાવી દેવાની વ્યવસ્થા કરું, અને કન્યાઋણમાંથી મુક્ત થઉં."

"આપ જેમ બને તેમ ત્વરાથી રત્નગઢ પધારો; કેમ કે રાજકુમારીના વિયોગથી મહારાણીજી અપાર વ્યથા અનુભવતાં હશે." દેવીસિંહે કહ્યું.

થોડા સમય સુધી સર્વે મૌન ધારણ કરી બેસી રહ્યા. પછીથી દેવીસિંહે અજીતસિંહને પૂછ્યું:—"હવે આપણે શું કરીશું ?"

"હવે આપણે બનતી ત્વરાથી નગર તરફ જવું જોઇએ. મ્હારા વિચાર પ્રમાણે અહીંનો ખજાનો હમણાં સાથે લઇ જવાની જરૂર નથી; કેમ કે, એ ખજાનો રાજકુમારી સિવાય બીજા કોઈના ઉપયોગમાં આવી શકે તેમ નથી. વળી સઘળાં તાળાંઓની કુંચીઓનું ઝુમખું પણ રાજકુમારી પાસે છે. અહીંનાં હવા પાણી રાજકુમારીને ઘણાં માફક આવેલાં છે; તેથી તેઓ પુનઃ જો અહીં આવીને થોડા દિવસ સુધી રહેશે તો તેમનું સ્વાસ્થ્ય ઘણું ઉન્નત થશે." અજીતસિંહે યથાર્થ ઉત્તર આપ્યો. તેની આ સલાહ સર્વને પસંદ પડી.

બીજા ત્રણ દિવસ ત્યાં આનંદમાં જ પસાર થઇ ગયા. ચોથે દિવસે સર્વ ગુફામાંથી પોતાના નગર તરફ જવા નીકળ્યાં. એ ગુફાના પહાડી માર્ગે સવારીથી જવાય તેમ નહિ હોવાથી, તથા ઉપરના રસ્તેથી જતાં ઘણું ચક્કર ફરવું પડે તેમ હોવાથી અજીતસિંહે મૃગલોચની માટે એક પાલખી તૈયાર કરાવી, તથા બન્ને રાજાઓ માટે બે

અશ્વ સુસજ્જિત કરાવ્યા. બીજા સર્વે લોકો પગે ચાલવા લાગ્યા. અજીતસિંહ સાથે દક્ષિણના માર્ગે જતાં તેઓ એક મ્હોટા બંધ દરવાજા પાસે જઇ પહોંચ્યા. એમાં બન્ને બાજુએ લોખંડની બનેલી બે સુંદર પુતળીઓ હતી. જમણા હાથની પુતળી પાસે જઇ અજીતસિંહે તેની ડાબી આંખમાં આંગળી નાખી કે તરતજ બે દરવાજા ઉઘડે તેમ તેનું પેટ ફાટી ગયું, તથા તેમાં એક ચાંદીની મુઠ સર્વના જોવામાં આવી. એ મુઠ અજીતસિંહે ફેરવવા માંડી એટલે પેલો દરવાજો ધીમે ધીમે જમીનમાં ઉતરી ગયો, તથા બ્હાર એક સુંદર વિશાળ મયદાન આવેલું સર્વની નજરે પડ્યું. અજીતસિંહે કહ્યું:—" મહારાજ ! આ રસ્તેથી જ આપણે ગુફાની બ્હાર નીકળી જઇશું."

સર્વે દરવાજાની બ્હાર નીકળ્યાં ત્યારે દિવસ અડધી ઘડીથી વિશેષ વીત્યો નહોતો. બન્ને રાજાઓના ઘોડાઓની વચ્ચે અજીત સિંહ ચાલતો હતો અને તેમની પાછળ જ્યોતિસિંહ બહુરૂપીઓની સાથે વાતચિત કરતો ચાલતો હતો. આવી રીતે એક પ્રહર સુધી માર્ગક્રમણ કર્યા પછી તેઓ ગુફાની બ્હાર તેમની છાવણી પાસે જઇ પહોંચ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### શુભ લગ્ન.

એ રાત્રે ત્યાંજ મુકામ કરી બીજે દિવસે ત્યાંથી કૂચ કરવામાં આવી. આ સ્થળેથી કેટલાક ભોઇઓ મૃગલોચનીની પાલખી ઊચકી લઇને રાણા જયસિંહ તથા તેના સૈન્યસહ રત્નગઢ તરફ વિદાય થયા. આજ સુધી મૃગલોચની સાથે ગુફામાં રહેલી અજીતસિંહની દાસીઓ પણ અજીતસિંહ અને દેવીસિંહની આજ્ઞા લઇ સ્નેહાતિશયથી મૃગલો-

ચની સાથે રત્નગઢ તરફ ગઇ. રાણો દેવીસિંહ, વીરસિંહ તથા પોતાના સમસ્ત સૈન્યસહ વિજયગઢ જઇ પહોંચ્યો અને પ્રથમ જ તેણે ઘણી ધામધૂમથી વીરસિંહ પાસે પોતાની કુળદેવીનું પૂજન કરાવ્યું. પછીથી રાજમહાલયમાં જઇ વીરસિંહ તેની માતાને મળ્યો. નગરમાં પહોંચ્યા પછી રાણા જયસિંહ તરફથી આવેલું તિલક શુભ મુહૂર્ત જોઈ વીરસિંહને ઘણી ધામધૂમથી ધારણ કરાવવામાં આવ્યું. રાણો દેવીસિંહ કેવા ઠાઠમાઠથી જાન કહાડી વીરસિંહને પરણાવવા રત્નગઢ ગયો તેનું વિસ્તૃત વર્ણન કરવાની જરૂર નથી. વિજયગઢથી રત્નગઢ સુધીનો રસ્તો ઘણા મજુરો પાસે સ્વચ્છ કરાવી તેના પર ગાલિચા બિછાવવામાં આવ્યા હતા. માર્ગની બન્ને બાજુએ સુંદર રોશની કિંવા દીપમાળાઓ કરવામાં આવી હતી. એ સઘળી સૌન્દર્યશોભાનું જો અમે આ પ્રસંગે વર્ણન કરવા બેસીએ તો અમારે એક બીજી મ્હોટી નવલકથા જ લખવી પડે ! ગુફામાંનો અખૂટ ખજાનો પ્રાપ્ત થયા પછી રાજવંશમાંના આ પ્રણયીયુગ્મનું લગ્ન કેવી રીતે થયું હશે એની કલ્પના વાંચકબંધુઓ સહેલાઇથી કરી શકે તેમ છે.

રત્નગઢમાં પણ ઘણી ધામધૂમ કરવામાં આવી હતી. રાજકુમાર વીરસિંહની જાન ત્યાં જઇ પહોંચે તે પૂર્વે જ ત્યાં ઘણો વિશાળ અને મનોહર મંડપ બાંધવામાં આવ્યો હતો. સંગીત અને નૃત્યકળામાં નિપુણા ગાયિકાઓને તથા નર્તકીઓને દેશવિદેશમાંથી નિમંત્રિત કરવામાં આવી હતી. જે સમયે જાન રત્નગઢ જઈ પહોંચી એ સમયે રત્નગઢ નગરે ઇંદ્રલોકનું જ શોભાસૌન્દર્ય ધારણ કર્યું હોય એવો પ્રેક્ષકના અંતરમાં તત્કાળ ભાસ થતો હતો. વિવિધ વાજીંત્રોનો સુમધુર સુર, શરણાઇઓનો અવાજ, દુંદુભીનો સ્વર, સ્ત્રીઓના મંગળગીતધ્વનિ વગેરેથી સર્વત્ર આનંદકોલાહલ થઇ રહ્યો હતો.

જાનની આગળ રાણો કનકસિંહ અશ્વપર બેસી, કમરમાં તલ-

વાર લટકાવી હાથમા ઝંડો લઈ જાનીવાસા* પાસે જઈ પહોંચ્યો. રાજકુમાર ધીમેથી ઘોડાપરથી ઉતરી જાનીવાસામાં જવા લાગ્યો. એ-વામાં બ્હાર ખળભળાટ થયો; સર્વે આશ્ચર્યચકિત બની જઇને જોવા લાગ્યા કે, બે કનકસિંહો એક બીજાની સાથે લઢતા હતા બન્ને ઘણી ચાલાકીથી પોતાની તલવારને ફેરવતા હતા, તથા બન્નેના મુખમાંથી એવું વાક્ય નીકળતું હતું કે, " અમારી મદદે કોઈ આવશો નહિ. સર્વે દૂર ઉભા રહીને તમાશો જોયા કરો. "

હાથમાં વાવટો લઇને કુમારની આગળ ઘોડાપર સવાર થઈ જે ચાલતો હતો તે રાણો કનકસિંહ હતો, ત્યારે બીજો એક સામાન્ય વેશવાળો કનકસિંહ બહાદુરીથી પેલા કનકસિંહની સાથે યુદ્ધ કરતો હતો. થોડા સમયમાં જ જે કનકસિંહે હાથમાં ઝુંડો પકડી રાખેલો હતો તેણે સુયોગ સાધીને પોતાના હરિફ થયેલા કનકસિંહને પરાજીત કરી, એક કપડાથી તેના હાથ પગ બાંધી તેને જાનીવાસીમાં લઈ ગયો. શો પ્રકાર છે તે જાણવા માટે ઘણા લોકોએ અધીરચિત્તે જાનીવાસામાં પ્રવેશ કર્યો.

જે કનકસિંહે પોતાના હાથના ઝુંડો પકડી રાખેલો હતો તેણે પોતાના હરિફને એક થાંભલા સાથે બાંધી દીધો. પછીથી તેના હાથમાં એક મશાલ આપી. એ ઝુંડાવાળો કનકસિંહ વીરસિંહ પાસે જઇને બેઠો, અને તેણે મ્હોં ધોઈ નાખ્યું તો તે જયોતિસિંહ જ છે એવી સર્વની ખાત્રી થઇ.

આવો આશ્ચર્યજનક પ્રકાર જોઈ સઘળા લોકો ખડખડાટ હસી પડ્યા. જયોતિસિંહ પ્રથમથી જ મહારાણા કનકસિંહનો વેશ ધારણ કરી ઘોડેસવાર થઈ રાજકુમારની આગળ ચાલતો હતો ત્યારે બીજી તરફ મહારાણો કનકસિંહ કે જે તપશ્ચર્યા કરવાનું અસત્ય કારણ દર્શા-

* શુદ્ધઃ—જનવાસ.

વી દેવીસિંહના પંઝામાંથી મુક્ત થઇ ગયો હતો તે વીરસિંહની જાન જોવા આવ્યો. હજી સૂધી તેણે પોતાની લુચ્ચાઇનો ત્યાગ કર્યો નહોતો.

જો કે કનકસિંહ જાન જોવા આવ્યો ખરો; પરંતુ જાનની આગળ જ જ્યોતિસિંહને પોતાનો વેશ ધારણ કરી આગળ વધતો જોઈ આ કોઇ બહુરૂપીની ચાલાકી છે એમ તેણે વિચાર્યું. તેને ઘણો ક્રોધ ઉપજ્યો. ધૈર્ય ધારણ નહિ કરી શકાયાથી સમશેરને મ્યાન બ્હાર ખેંચી કાઢી તે જ્યોતિસિંહપર તૂટી પડયો. અંતે પરિણામ એ આવ્યું કે, જાનીવાસામાં તેને મશાલચી બનવું પડયું, અને રાજકુમાર વીરસિંહનું લગ્ન રાજકુમારી મૃગલોચની સાથે ઘણી ધામધૂમથી થયું. પાઠક ! ચાલો, આપણે પણ આ પ્રસંગે એ પ્રણયીયુગ્મપર આશીર્વાદકુસુમની વૃષ્ટિ વર્ષાવીએ.

---

# પ્રકરણ ૧૨ મું.

## ઇન્દ્રજીત અને આનન્દસિંહ.

ગયા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે વિજયગઢના મહારાણા દેવીસિંહના પુત્ર વીરસિંહનું લગ્ન રત્નગઢરાજનન્દિની સાથે ઘણી ધામધૂમથી થઇ ગયું. જાનીવાસામાં જ્યોતિસિંહે ચાલાકીથી વિશ્વાસઘાતક ક્રૂરસિંહને મશાલચી બનાવ્યો. એ સમયે સર્વના અંતરમાં એવો વિચાર ઉપજ્યો કે, હજી સૂધી રાણા કનકસિંહનું હૃદય સાફ થયું નથી માટે તેને કેદ જ કરી રાખવો જોઇએ; પરંતુ મહારાણા દેવીસિંહે સર્વનાઆ વિચારને અસંમત થઇને કહ્યું કેઃ—" અમે રાણા કનકસિંહને તેના સઘળા ગંભીર ગુન્હાઓની માફી આપીને છોડી મૂક્યો છે. જ્યોતિ-

સિંહ સાથે તેનું જે યુદ્ધ થયું છે એમાં તેની લુચ્ચાઈ નથી. ગમે એવો પણ તે એક ક્ષત્રિય પુરુષ છે. જ્યોતિસિંહે જ્યારે એનો વેશ ધારણ કરી તેની પ્રતિષ્ઠાનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે પછી એ પ્રકાર જોઈ તે કેવી રીતે ધૈર્ય ધારણ કરી શકે? વળી હું એમ પણ નથી કહેતો કે, એનું હૃદય સર્વાંશે સ્વચ્છ થઇ ગયું છે. જો એનું હૃદય સ્વચ્છ થઈ ગયું હોત તો તે આ લગ્નક્રિયા જોવાને માટે છુપી રીતે કેમ આવત? છતાં જ્યોતિસિંહ સાથે તેણે પ્રથમની દુશ્મનાવટથી યુદ્ધ કર્યું નથી તેથી જ આપણે પુનઃ તેને છોડી દેવો જોઇએ. ભવિષ્યમાં એ આપણી સાથે શત્રુતાચરણ આચરશે તો તેથી પણ શું નુકસાન છે? આપણે એને એનાં કાર્યોનો બદલો આપવાને સદૈવ શક્તિવાન્ છીએ."

રાણા કનકસિંહને પુનઃ છૂટો કરવામાં આવ્યો તથા થોડા સમયમાં જ તે ક્યાં અદ્રશ્ય થઈ ગયો એ પ્રકાર કોઇના જાણવામાં આવ્યો નહિ. વીરસિંહનું લગ્ન થઇ ગયા પછી દેવીસિંહ અને જયસિંહના એકમતથી કિશોરીનું જ્યોતિસિંહ સાથે અને પુષ્પાવતીનું લક્ષ્મણસિંહ સાથે લગ્ન થઇ ગયું. પુષ્પાવતી દૂરના સંબંધથી કિશોરીની બ્હેન થતી હતી.

બીજા સઘળા બહુરૂપીઓનાં લગ્ન પ્રથમથી જ થયેલાં હતાં. એમનો ગૃહસંસાર રામગઢમાં જ હતો. લગ્ન થયા પછી વીરસિંહને ઘણી ધામધૂમથી રામગઢના રાજસિંહાસન પર બેસાડવામાં આવ્યો, તથા તે રાજકુમારને બદલે રાજા તરીકે ઓળખાવા લાગ્યો. જ્યોતિસિંહને તેના દીવાનના માનનીય સ્થાનપર મુકરર કરવામાં આવ્યો. આમ થયાથી બીજા બધા બહુરૂપીઓને પણ પુનઃ રામગઢમાં જઇને રહેવું પડ્યું.

પોતાના એકના એક પુત્ર વીરસિંહને રાણો દેવીસિંહ પોતાની દૃષ્ટિ બહાર રાખવાને ઇચ્છતો નહોતો. નિરુપાયે વિજયગઢની ગાદી ઉપર-

સિંહને સ્વાધીન કરી તે પોતે પણ રામગઢ જઇને રહેવા લાગ્યો; છતાં રાજ્યનું સઘળું કામકાજ વીરસિંહ જ કરતો હતો. પ્રસંગાનુસાર કેટલાંક મહત્વનાં કાર્યો તે પિતાની સલાહ લઇને કરતો હતો. જ્યોતિસિંહનો પિતા અજીતસિંહ પણ ઘણી શાન્તિમાં રામગઢમાં રહેવા લાગ્યો. દેવીસિંહ અને અજીતસિંહનો એક બીજા પ્રત્યેનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો ગયો. અજીતસિંહ ઘણો લાયક પુરુષ હતો. તેની જેટલી કદર કરવામાં આવે તેટલી થોડી જ ગણી શકાય.

× × × ×

લગ્ન થઈ ગયા પછી બે વર્ષના અંતરે મૃગલોચનીએ એક સુંદર સુકુમાર પુત્રને જન્મ આપ્યો. એ વર્ષે કિશોરી અને પુષ્પાવતીએ પણ એક એક પુત્રને જન્મ આપ્યો. પછીથી ત્રણ વર્ષના અંતરે મૃગલોચનીને એક બીજો પુત્ર પ્રાપ્ત થયો. મૃગલોચનીના મ્હોટા પુત્રનું નામ ઇન્દ્રજીત અને નાના પુત્રનું નામ આનન્દસિંહ હતું. કિશોરીના પુત્રનું નામ તેજસિંહ અને પુષ્પાવતીના પુત્રનું નામ તારાસિંહ રાખવામાં આવ્યું.

જ્યારે આ ચારે છોકરાઓ મ્હોટા થયા અને બોલતાં ચાલતાં શીખ્યા ત્યારે તેમને સારી વિદ્યા મળે એવી સર્વ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી. રાણા દેવીસિંહે એ ચારે છોકરાઓને અજીતસિંહની સંભાળમાં મૂક્યા.

તેજસિંહ અને તારાસિંહ બહુરૂપીની વિદ્યામાં ઘણા હોશિયાર નીવડયા. અજીતસિંહ અત્યંત લક્ષપૂર્વક એમને બહુરૂપીની વિદ્યા ભણાવતો હતો. ધીમે ધીમે એ બન્ને છોકરાઓ એવા ઉસ્તાદ બહુરૂપી બની ગયા કે બીજા સઘળા બહુરૂપીઓને તેઓ ભુલથાપ ખવડાવવા લાગ્યા.

તેજસિંહ અને તારાસિંહમાંથી વિશેષ ચાલાક કોણ હતો એનો

અહીં ખુલાસો કરવાની જરૂર નથી. પ્રસંગાનુસાર એ પ્રકાર આપોઆપ વાંચકબંધુઓના જાણવામાં આવશે. માત્ર અત્રે એટલું કહેવાની જરૂર છે કે, તેજસિંહની સાથે ઇન્દ્રજીતસિંહનો અને તારાસિંહ સાથે આનન્દસિંહનો ઘણો સ્નેહસંબંધ સંધાયો હતો.

ચારે છોકરાઓ હોશિયાર થયા. ઇન્દ્રજીતસિંહ, તેજસિંહ અને તારાસિંહની ઉમ્મર અઢાર વર્ષની અને આનન્દસિંહની ઉમ્મર પંદર વર્ષની થઇ. આટલાં વર્ષ સુધી રામગઢના રાજ્યમાં ઘણી શાન્તિ રહી; છતાં શયતાન કનકસિંહનાં કારસ્થાનોનું હજી સુધી કોઇના અંતરમાંથી વિસ્મરણ થયું નહોતું.

ઇન્દ્રજીતસિંહને શિકારનો ઘણો શૉખ હતો. બનતા સુધી તે હમ્મેશાં શિકાર ખેલવા જતો હતો. એક દિવસે એક વનરક્ષકે ઇન્દ્રજીત સમક્ષ ઉપસ્થિત થઇને નમ્રતાપૂર્વક કહ્યું:—“ કુમાર બહાદુર ! હમણાં અમુક અરણ્યની શોભા ઘણી વધી ગઇ છે. એમાં ઘણાં જાનવરો વિચરણ કરે છે. જો આપ એક મહિના સુધી એ અરણ્યમાં શિકાર કરશો તો આપનો એક પણ દિવસ શિકાર સિવાય ખાલી નહિ જાય.”

આ હકીકત સાંભળી ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ અત્યંત પ્રસન્ન થયા. તેમણે વીરસિંહ પાસેથી શિકાર ખેલવા જવાની રજા મેળવવા માટે કહ્યું:—“ અમારો વિચાર આઠ દશ દિવસ સુધી જંગલમાં જ રહીને શિકાર કરવાનો છે.”

આ વાક્યના ઉત્તરમાં વીરસિંહે કહ્યું:—“ એટલા દિવસ સુધી જંગલમાં રહીને શિકાર કરવાની હું તમને રજા આપી શકતો નથી. તમે તમારા દાદાની રજા મેળવીને જાઓ.”

આવો ઉત્તર સાંભળી બંને ભાઈ રાણા દેવીસિંહ પાસે ગયા, અને તેમણે શિકાર કરવા જવાની રજા માગી. દેવીસિંહે તેમને શિકાર કરવા જવાની રજા આપીને કેટલાક અનુચરોને એવી આજ્ઞા કરી કે,

" જંગલમાં બંને રાજકુમાર માટે તંબૂ ઠોકવાની વ્યવસ્થા કરો, તથા જ્યાં સુધી રાજકુમારો જંગલમાં રહે ત્યાં સુધી પાંચસો સૈનિકોએ તેમની પાસે રહેવું."

રામગઢથી પાંચ ગાઉના અંતરે આવેલા એક ભયાનક જંગલમાં જઇ પહોંચીને બન્ને રાજકુમારોએ ત્યાં મુકામ કર્યો. દિવસ થોડો જ બાકી રહ્યો હતો; તેથી તે દિવસે આરામ લઇ બીજે દિવસે સ્હવારે શિકાર કરવા જવાનો નિશ્ચય થયો; પરંતુ રાજકુમારોએ વનરક્ષકને એજ વખતે સિંહની શોધમાં મોકલ્યો.

બીજે દિવસે બન્ને રાજકુમાર શિકાર ખેલવા જવા માટે વહેલા ઉઠયા, અને વસ્ત્રો પહેરી સુસજ્જિત બની ગયા; પછીથી તેઓ શિકારની શોધમાં ગયેલા વનરક્ષકના પુનરાગમનની રાહ જોવા લાગ્યા. એક પ્રહર દિવસ ચઢયો એટલે વનરક્ષક આવી પહોંચ્યો, તથા તેણે કહ્યું—" મહારાજ ! આ અરણ્યમાં સિંહ તો છે; પરંતુ રાત્રિના સમયે હું તેની શોધમાં ગયેલો હોવાથી તે મ્હારી નજરે પડયો નથી. જો આજનો દિવસ શિકારે જવાને મુલતવી રાખો તો હું બરાબર તપાસ કરી આવું."

બન્ને રાજકુમારોએ એ દિવસે પણ શિકારે જવાનો વિચાર માંડી વાળ્યો. મધ્યાન્હકાળે વિશ્રાંતિ લીધા પછી એક પ્રહર દિવસ બાકી રહ્યો હતો એવા સમયે બન્ને રાજકુમાર પોતાના બન્ને બહુરૂપીઓની સાથે ઘોડેસવાર થઇને ફરવા નીકળી પડયા. તેઓ વાતચિત કરતા મૃદુગતિથી માર્ગક્રમણ કરતા હતા એવામાં તેમના ડાબા હાથ તરફ આવેલા ઘીચ જંગલમાંથી સિંહની ગર્જનાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. એ અવાજ સાંભળવામાં આવતાં ચારે જણા ઉભા રહ્યા, તથા જે તરફથી એ ભયંકર અવાજ આવતો હતો એ તરફ

તેઓ જોવા લાગ્યા. આ સમયે તેમણે લગભગ બસો હાથના અંતરે એક સાધુને સિંહપર સવાર થઈ ચાલ્યો જતો જોયો. આ સાધુના મસ્તકપરની સુવિસ્તૃત જટા તેની કમર સુધી ઝૂલી રહી હતી. તેણે પોતાના એક હાથમાં એક ત્રિશૂળ અને બીજા હાથમાં શંખ પકડી રાખ્યો હતો. જે સિંહપર એ સાધુ સવાર થયો હતો એ સિંહ પણ ઘણો બળવાન્ હતો. તેની ગરદનપરની કેશની લટો પૃથિવીને સ્પર્શ કરતી હતી. તેની પાછળ થોડે છેટે એક બીજો સિંહ ચાલ્યો જતો હતો. તેની પીઠપર બોજો લાદેલો જોવામાં આવતો હતો. આ સમયે સંધ્યાકાળના આછા અંધકારનો વસુંધરાપર વિસ્તાર થયેલો હોવાથી એ સાધુના મુખનું બરાબર દર્શન કરી શકાતું નહોતું; છતાં તેને જોઇ બન્ને રાજકુમારો અને તેમની સાથેના બહુરૂપીઓના અંતરમાં ઘણું આશ્ચર્ય ઉપજ્યું. તેઓ આ પ્રકારનું દર્શન કરી પોતાના અંતરમાં અનેકવિધ તર્કવિતર્ક કરવા લાગ્યા.

"ભાઈ! આવી રીતે સિંહપર સવાર થઇ ઇચ્છાનુસાર ફરવું એ કાર્ય તો મ્હને ઘણું મુસ્કિલ લાગે છે." ઇન્દ્રજીતસિંહે કહ્યું.

"એ કોઈ યોગી મહાત્મા હશે." આનન્દસિંહ બોલ્યો.

"વળી પાછળનો સિંહ પણ આજ્ઞાધારક નોકરની માફક ભાર ઉપાડી કેવી રીતે ચાલ્યો જાય છે!" તેજસિંહે વિસ્મય દર્શાવ્યો.

"એ મહાત્મા પાસે જઈ તેમનાં દર્શન કરવાની પ્રબળ ઇચ્છા મ્હારા અંતરમાં ઉપજી છે." ઇન્દ્રજીતે પોતાની ઇચ્છા દર્શાવી.

"હા ચાલો, આપણે એ સિંહોને પણ જોઇએ." આનન્દસિંહે કહ્યું.

"જો આપણે તેમની પાસે જઇશું તો એ મહાત્માનો પરિચય પણ પ્રાપ્ત કરી શકીશું." તારાસિંહે કહ્યું.

પછીથી તેજસિંહની સૂચનાથી એ સર્વે આડા રસ્તેથી, સિંહપર

સવાર થયેલા સાધુના માર્ગમાં જ જઇ પહોંચીને ઉભા રહ્યા. તેમને પોતાના માર્ગમાં ઉભા રહેલા જોઈ સાધુએ સિંહને ઉભા રાખ્યા. પ્રથમ તો રાજકુમારના અશ્વો સિંહને જોઈ મસ્તી કરવા લાગ્યા; પરંતુ એડી મારવામાં આવતા તેઓ આગળ વધ્યા. થોડે દૂર જઈ બન્ને રાજકુમારો ઘોડાપરથી ઉતરી પડયા. તેમના સાથીદારોએ ઘોડાઓને એક વૃક્ષના થડ સાથે બાંધી દીધા. પછીથી તેઓ ચારે જણા પાછા સાધુ પાસે આવી હાજર થયા. આ સમયે સાધુએ હાસ્યમુખે કહ્યું:—"કેમ ઇન્દ્રજીતસિંહજી અને આનન્દસિંહજી, તમે કુશળતામાં છોને ?"

"આપ જેવા મહાત્માની કૃપાથી અમે કુશળતામાં જ છીએ." ઇન્દ્રજીતે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો. આનન્દસિંહ અને બન્ને બહુરૂપીઓએ પ્રણામ કર્યા, એટલે બન્ને બહુરૂપીઓ તરફ જોઇને સાધુએ પૂછ્યું:—"કેમ તેજસિંહ અને તારાસિંહ, તમે પણ આનંદમાં છોને ?"

"આપની કૃપાથી આનંદ જ છે." તેજસિંહે પોતાના બન્ને હાથ જોડી ઉત્તર આપ્યો.

"રાજકુમાર ! હું પોતે જ તમારી પાસે આવવાનો હતો. સિંહનો શિકાર કરવાના વિચારથી આપે આ જંગલમાં આવીને મુકામ કર્યો છે એ પ્રકાર મ્હારા જાણવામાં આવ્યો છે. હું અનેક સ્થળોએ તીર્થયાત્રા કરીને હમણાં અહીં આવી પહોંચ્યો છું. આ અરણ્ય મ્હને અત્યંત રમણીય તેમજ શાન્ત લાગે છે; તેથી કોઇ સારું સ્થાન જોઈ ત્યાં બે ત્રણ દિવસ રહેવાનો મ્હારો વિચાર છે. મ્હારી સાથે સવારી માટે તથા સરસામાન ઊંચકાવવા માટે કેટલાક સિંહ છે; તેથી હું તમને સૂચના કરી રાખું છું કે, તમે મ્હારા એકકે સિંહનો શિકાર કરશો નહિ. જો મ્હારી આ સૂચના તરફ તમે દુર્લક્ષ્ય કરશો તો તમારા ઉપર ભયંકર સંકટ આવશે અને હજારો સિંહો ઉશ્કેરાઇ જઇ તમારા

સૈન્યની પાયમાલી કરી નાખશે. મહાપ્રતાપી મહારાણા દેવીસિંહના પુત્ર વીરસિંહજીના તમે પુત્રો છો એટલા માટે જ મ્હેં પ્રથમથી તમને ચેતાવ્યા છે."

"આપના સિંહો કયા છે એ અમે કેવી રીતે જાણી શકીશું?" આપ માત્ર બે ત્રણ દિવસ જ આ અરણ્યમાં નિવાસ કરવાના છો તેથી અમે શિકાર ખેલવાનું બે ત્રણ દિવસ સૂધી મુલતવી રાખીશું." ઇન્દ્રજીતે કહ્યું.

"ના ના, તમને શિકાર કરતા અટકાવવાની મ્હારી ઇચ્છા નથી. મ્હારા સિંહોને તમે ભૂલથી મારશો નહિ એટલી તમને મ્હારી સૂચના છે." સાધુએ જણાવ્યું.

"ત્યારે આપના સિંહો અમારે કેવી રીતે ઓળખવા?" આનન્દસિંહે પૂછ્યું.

"મ્હારા સિંહોને તમે ઓળખી શકો એટલા માટે હું તેમને અહીં હાજર કરું છું. તેમને જોઇને તમે ઓળખી રાખજો." આમ કહીને સાધુએ પોતાના હાથમાંનો શંખ મ્હોટેથી વગાડયો. શંખના અવાજથી સમસ્ત વનપ્રદેશ ગાજી ઉઠયો. એ અવાજ વાયુમાં વિલીન થઈ ગયો એટલે ચોતરફથી વિકાળ સિંહોની હૃદયને કંપાવે એવી ગર્જનાઓ સંભળાવા લાગી. થોડા સમયમાં જ પાંચ સિંહ સાધુ પાસે ઉપસ્થિત થયા. બન્ને રાજકુમારો અને બહુરૂપીઓ બહાદુર તથા સાહસિક હતા. ભય કોને કહે છે એ તેઓ જાણતા જ નહોતા. સિંહોને પોતાની પાસે આવેલા જોઇને પણ તેઓ બિલકુલ ભય પામ્યા નહિ. આ સમયે રાજકુમારોના અશ્વ છૂટા થઈ જવા માટે તોફાન કરવા લાગ્યા; છતાં રેશમના મજબુત દોરડાથી વૃક્ષના થડ સાથે તેમને બાંધેલા હોવાથી તેઓ છૂટા થઈ શક્યા નહિ. સિંહો પણ ગંભીર ગર્જનાઓ

કરી તોફાન કરવા લાગ્યા અને રાજકુમારો તથા બહુરૂપીઓના અંગ-પર ધસવાનો પ્રયત્ન કરવા લાગયા; આ સમયે સાધુએ એક મ્હોટી હાંક મારી એટલે ઉન્મત્ત સિંહોએ શાન્ત સ્વરૂપ ધારણ કર્યું, તથા બકરાંઓની માફક ઠંડા બની જઇને તેઓ ઉભા રહ્યા. પછીથી રાજ-કુમારોને ઉદ્દેશીને સાધુએ કહ્યું:—"જુઓ, આ મ્હારા પાળેલા સિંહો છે એમને તમે બરાબર ઓળખી રાખો. આ સિવાય મ્હારા બીજા ચાર સિંહો છે; પરંતુ શંખનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો નથી તેથી તેઓ ઘણે દૂર નીકળી ગયા હોય એમ લાગે છે. હમણાં હું આ અરણ્યમાં જ છું તેથી તમને એ ચાર સિંહો પણ બતાવીશ. રાજકુમાર! માત્ર કાલનો દિવસ જ તમે શિકાર ખેલવો બંધ રાખજો."

"જેવી આજ્ઞા." ઇન્દ્રજીતે ઉત્તર આપ્યો.

"પરંતુ મહાત્મન્! આપ ક્યાં મુકામ કરશો ?" તેજસિંહે પૂછ્યું.

"આ સ્થાન જ મ્હને અત્યંત રમણીય અને શાન્ત લાગે છે. કાલે પણ હું તમને આ સ્થળે જ મળીશ." સાધુએ ઉત્તર આપ્યો, અને તે સિંહપરથી નીચે ઉતરી પડ્યો. સઘળા સિંહો સાધુની ચોતરફ વીંટળાઇ જઇ લાડથી તેનું શરીર ચાટવા લાગ્યા. રાજકુમારો અને બહુરૂપીઓ સાધુ પાસેથી વિદાય લઇ પોતાની છાવણીમાં ચાલ્યા ગયા.

રાત્રે જ્યારે સર્વ નિદ્રાધીન થઇ ગયા ત્યારે બન્ને રાજકુમારો પોતાની બહુરૂપીઓ પાસે બેસી પેલા સાધુ સંબંધીની વાતચિત કરવા લાગ્યા; અંતે શું કરવું તેનો તેમણે નિર્ણય કર્યો. હમણાં અમે એમના નિર્ણયનો સ્ફોટ કરીશું નહિ.

પ્રભાતકાળ થતાં જ ઈંદ્રજીત અને આનન્દસિંહ બન્ને બહુરૂપી-ઓની સાથે તંબૂની બ્હાર નીકળ્યા તથા પોતાના સૈન્ય સાથે આવેલા સરદાર કંચનસિંહને થોડી હકીકત સમજાવી તેઓ ચારે સાધુ પાસે

જવા લાગ્યા. છાવણીથી થોડે દૂર ગયા પછી આનન્દસિંહ, તેજસિંહ અને તારાસિંહ સાથે રામગઢ તરફ રવાના થયો અને એકલો ઇંદ્રજીત-સિંહ સાધુને મળવા ગયો.

આગલા દિવસે સાધુએ જે સ્થાન બતાવ્યું હતું તે જ સ્થાને આજે. પણ ઇંદ્રજીત તેની મુલાકાત કરી શક્યો. સાધુ સિંહોની વચ્ચે ધુણી કરી માળા ફેરવતો બેઠો હતો. બે સિંહો જાણે કે પહેરો ભરતા હોય એવી રીતે તેની આસપાસ ફરતા હતા. રાજકુમાર ઇંદ્રજીતે સાધુ સમક્ષ ઉપસ્થિત થઇને તેને પ્રણામ કર્યાં એટલે તેણે તેને આશીર્વાદ આપી બેસવાનો સંકેત કર્યો. ગઇ કાલ કરતાં આજે સાધુ પાસે બે સિંહ વધારે હતા. થોડા સમય સુધી રાજકુમારને મૌનાવલંબન કરી બેસી રહેવું પડ્યું. ત્યાં સુધીમાં સાધુએ માળા ફેરવી લીધી. પછીથી તેઓ વાતચિત કરવા લાગ્યા:—

" કેમ કુમાર ! તમારા ન્હાના ભાઇ અને બન્ને બહુરૂપીઓ આજે ક્યાં છે ? " સાધુએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

" જંગલમાં ઠંડી લાગવાથી આનન્દસિંહને સામાન્ય જ્વર આવ્યો હતો તેથી તે શય્યાવશ હોઇ બન્ને બહુરૂપીઓ પણ તેની પાસે છે, અને હું એકલો જ આપને મળવા માટે આવ્યો છું." ઇંદ્રજીતે ગંભીર-તાથી ઉત્તર આપ્યો.

" એ માટે તમે ચિંતા કરશો નહિ. આજે સંધ્યાકાળ પૂર્વે જ આનન્દસિંહને આરામ થઈ જશે. તમારા રાજ્યમાં પણ સર્વ કુશળતા-માં છેને ? " સાધુએ કહ્યું.

" આપની કૃપાથી સર્વત્ર આનંદ જ છે. "

" આપના પિતા વીરસિંહજીએ ઘણાં કષ્ટ વેઠયાં છે. તેમની કીર્ત્તિ આ સંસારમાં ચિરસ્થાયી થઇ છે. એક હજાર વર્ષમાં તેમના જેવો

એકકે રાજા જન્મ્યો નથી, કે જેણે તેમની માફક કોઇ ખંડેરનો ભેદ ઉકેલ્યો હોય! પરંતુ રાજકુમાર! હજી એક બીજા ગુપ્ત ખંડેરનો ભેદ કોઇએ ઉકેલ્યો યથી. એ કાર્ય ઘણું કઠિન હોવાથી સામાન્ય શક્તિવાળા માણસથી બની શકે તેમ પણ નથી." સાધુએ કહ્યું.

"મ્હારા પિતાજીનું કહેવું એવું છે કે, એ ગુપ્ત ખંડેરનો ભેદ અમે ઉકેલી શકીશું." ઇંદ્રજીતે કહ્યું.

"ખરું છે. રાજકુમાર! ઇશ્વરકૃપા હશે તો તમે એ ગુપ્તખંડેરના ભેદને ઉકેલવાના કાર્યનો આરંભ એક બે દિવસમાં જ કરી શકશો; કેમ કે, એ સ્થાનની કુંચી હું જ છું. ઘણાં વર્ષથી હું એ સ્થાનની સંભાળ રાખું છું. મ્હારા ગુરુના પણ ગુરુ આ સ્થાનની સંભાળ રાખતા હતા. જ્યારે મ્હારા ગુરુજીનો અંતકાળ પાસે આવી પહોંચ્યો ત્યારે એ સ્થાનની કુંચી મ્હને આપીને ત્યાંની સંભાળ રાખવાનું જોખમદારી ભરેલું કાર્ય તેમણે મ્હને સોંપ્યું. હવે એ કુંચી હું તમને આપીશ; કેમ કે, એ સ્થાન તમારા માટે જ નિર્મિત થયેલું છે."

"મહાત્મન્! ત્યારે આપ હવે એ સ્થાનની કુંચી મ્હને આપવામાં વિલંબ કેમ કરો છો?" ઇંદ્રજીતે અધીરતાથી કહ્યું.

"ના ના—હું આ શુભકાર્યમાં વિલંબ કરવાને ઇચ્છતો નથી. આવતી કાલથી જ તમે તમારા કાર્યનો આરંભ કરજો; પરંતુ તે પૂર્વે મ્હારે તમને તમારા લાભની એક વાત જણાવવી જોઇએ. એ સ્થાનનો ભેદ ઉકેલતી વખતે તમે તમારા કનિષ્ટ બંધુ આનન્દસિંહને પણ તમારી સાથે જ રાખજો. એમ કરવાથી તમને બમણી સંપત્તિ મળશે અને તમારાં બન્નેનાં નામ અમર થશે!" સાધુએ ગંભીરતાપૂર્વક કહ્યું.

"પરંતુ મહાત્મન્! ભાઇનું શરીર સારું નથી!" ઇંદ્રજીતે અડચણ દર્શાવી.

" એ માટે તમે નિશ્ચિંત રહો. હમણાં જઇને તમે આનન્દસિંહને અત્રે લઈ આવો જેથી હું તેમને સાજા બનાવી દઇશ. આજે જ તમે બન્ને ભાઈ મ્હારી સાથે એ રહસ્યમય સ્થાને ચાલો, અને આવતી કાલથી તેનો ભેદ ઉકેલવા માંડો. જો આમ નહિ કરો તો એક વર્ષ સુધીમાં પુનઃ તમને આવો સુયોગ પ્રાપ્ત થશે નહિ. આજના ગૃહ તમને બન્ને ભાઇઓને ઘણા અનુકૂળ છે. આવો યોગ પુનઃ બાર મહિના પછીથી જ થશે; માટે સત્વર જઇને આનન્દસિંહને અહીં લઇ આવો. " સાધુએ આદેશ કર્યો.

" પરંતુ મહારાજ! એમ કરવામાં એક મ્હોટી અડચણ છે. મ્હારા કનિષ્ટ બંધુની ઉન્નતિ થયેલી હું જોઇ શકું તેમ નથી. મ્હારી સાથે રહી એ સ્થાનનો ભેદ ઉકેલી એ પણ અક્ષય કીર્ત્તિ મેળવે એ મ્હારાથી જોઈ શકાય તેમ નથી. " ઇંદ્રિજીતે કહ્યું.

" રાજકુમાર! તમારે તમારા અંતરમાં આવા અનુચિત વિચારને સ્થાન આપવું જોઇએ નહિ. આ સંસારમાં ભાઈ જેવું સંબંધી બીજું કોઇ નથી. " સાધુએ ઉપદેશવાક્ય ઉચ્ચાર્યું.

" એ ઠીક છે, પણ આ સંસારમાં ભાઇના જેવું કોઇ સંબંધી નથી હોતું તેમ તેના જેવો બીજો કોઈ પ્રચંડ પ્રતિસ્પર્ધી પણ નથી હોતો. મહાત્મન્! જણાવવાને દિલગીર છું કે, કોઈ પણ પ્રકારે હું મ્હારો વિચાર ફેરવી શકું તેમ નથી જ. " ઇંદ્રજીતે સાધુના ઉપદેશ વાક્ય પ્રતિ દુર્લક્ષ્ય કરીને કહ્યું.

" રાજકુમાર! તમારે તમારો વિચાર ફેરવવો જ પડશે. આનન્દસિંહને સાથે રાખ્યા સિવાય તમે એ સ્થાનનો ભેદ ઉકેલી શકશો નહિ. " સાધુએ મ્હોટી અડચણ દર્શાવી.

" જ્યારે એમજ છે ત્યારે પછી એ સ્થાનનો ભેદ ઉકેલવાની

મ્હારી ઇચ્છા નથી.” ઇંદ્રજીતે દઢતાથી કહ્યું. આનન્દસિંહને સાથે લેવા માટે સાધુએ તેને ઘણો સમજાવ્યો; પરંતુ તેણે જ્યારે પોતાનો વિચાર ન જ ફેરવ્યો ત્યારે સાધુએ પ્રસન્નતાસૂચકસ્વરે કહ્યું:—“કુમાર! હું તમને તમારી આવી દઢતા જોઈ અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. અત્યાર સુધી મ્હેં તમારી કસોટી કરી છે અને મ્હારી કસોટીમાં તમે પસાર થયા છો. તમારા જેવા દઢચિત્તવાળા રાજકુમાર સિવાય અન્ય કોઇ પણ વ્યક્તિ એ સ્થાનનો ભેદ ઉકેલી શકે તેમ નથી. એ સ્થાનની કુંચી હું તમને આપીને તમારી સાથે આવી તેના સઘળા માર્ગ બતાવીશ.” સાધુએ ઇંદ્રજીતની પ્રશંસા કરીને કહ્યું.

ઇંદ્રજીતને પણ અત્યંત આનન્દ થયો. ખંડેરનો ભેદ ઉકેલવા જવાને તે ઘણો અધીરો બની ગયો. સાધુ સાથે એકલો જવાને તે તત્કાળ તૈયાર થયો. સાધુએ પોતાના સઘળા સરસામાનની એક ગાંસડી બાંધી દઇ એ ગાંસડી એક સિંહપર ગોઠવી. પછીથી તેણે બીજા એક સિંહને ઉદ્દેશીને કહ્યું:—“બચ્ચા ગંગારામ! અહીં આવ.”

તરત જ એ સિંહ સાધુ પાસે આવ્યો એટલે સાધુએ ઇંદ્રજીતને તેના પર સવાર થઇ જવાની આજ્ઞા કરી. ઇંદ્રજીતસિંહ પણ કૂદકો મારી તેના પર સવાર થઇ ગયો. સાધુ પોતે એક બીજા સિંહપર સવાર થયો. પછી તેઓ સર્વ દક્ષિણના માર્ગે જવા લાગ્યા.

સઘળા સિંહ પાછળ રહી ગયા; માત્ર સાધુ અને ઇંદ્રજીત જે સિંહપર સવાર થયા હતા તે સિંહો જ આગળ પહોંચી ગયા. આવી રીતે મધ્યાન્હકાળ સુધી તેમણે માર્ગક્રમણ કર્યું; પછીથી જ્યારે દિવસ નમતો થયો ત્યારે સાધુએ ઇંદ્રજીતને ઉદ્દેશીને કહ્યું:—“રાજકુમાર! હવે આપણે અત્રે રોકાઇને આહાર કરી લેવો જોઇએ.”

આ વાક્યના ઉત્તરમાં ઇન્દ્રજીતે કહ્યું:—“મહાત્મન્! ખાવા-

પીવાની હમણાં કશી જરૂર નથી. મ્હને હજી સુધી ક્ષુધા લાગી નથી એટલે પછી અહીં રોકાવાની શી જરૂર છે? આપણે જે કાર્યાર્થે અગ્રેસર થયા છીએ એ કાર્યમાં હવે આપણે બિલકુલ વિલંબ કરવો જોઇએ નહિ."

"શાહબાશ ! તમે ઘણા બહાદુર છો. જો તમારું હૃદય અને મન આટલાં બધાં દૃઢ ન હોત તો તમે એ ગુપ્ત ખંડેરનો ભેદ ભાગ્યે જ ઉકેલી શકત." સાધુએ પુનઃ પ્રશંસા વાક્યો ઉચ્ચાર્યાં.

અંતે તેઓ, એક પ્રહર બાકી રહ્યો હશે એવામાં એક ગુફા પાસે જઇ પહોંચ્યા. એ સ્થળે રોકાઇને સાધુએ પુનઃ પોતાના હાથમાંનો શંખ વગાડયો. થોડા સમયમાં જ એ વનપ્રદેશની ચોતરફથી સેંકડો પહાડી લૂંટારા ખુલ્લાં હથિયારો લઇને આવતા નજરે પડ્યા. તેમના દરેકના હાથમાં ભાલાઓ હતા. તે સાથે જ પૂર્વ દિશા તરફથી રાણો કનકસિંહ વીસ પચીસ માણસોને લઇને આવતો જોવામાં આવ્યો. તેને જોતાંની સાથે જ ઇંદ્રજીતસિંહે ઉચ્ચસ્વરે કહ્યું:—"એને હું સારી રીતે ઓળખું છું. એ રાણો કનકસિંહ છે. એની તસ્વીર મ્હારા વિશ્રામભુવનમાં છે. દાદાએ એની તસ્વીર મ્હને બતાવીને કહ્યું હતું કે, એ અમારો મ્હોટામાં મ્હોટો દુશ્મન છે. અફસોસ કે આ સાધુ કોઇ બહુરૂપી જ નીકળ્યો ! પ્રથમ મ્હારા અંતરમાં જે આશંકા ઉપજી હતી તે ખરી પડી; પરંતુ ફિકર નહિ—આ ઇંદ્રજીતસિંહને કેદ કરવાનું કાર્ય કાંઇ સામાન્ય નથી."

ઇંદ્રજીત આ પ્રમાણે બોલતો હતો. એવામાં કનકસિંહે તેની પાસે ઉપસ્થિત થઇને કહ્યું:—"હા—શ. મ્હારું હૃદય થોડા ઘણા અંશે શાન્ત થયું છે; પરંતુ જો તમે બન્ને ભાઇઓ મ્હારા પંઝામાં ફસાયા હોત તો મ્હને વિશેષ આનંદ થાત !"

" તમે એમ ન સમજશો કે ઇંદ્રજીતસિંહ હવે તમારા પંઝામાં ફસાયો છે. સિંહના બહાદુર બાળકને કેદ કરવાનું કાર્ય તમે સામાન્ય સમજતા હો તો એ તમારી ગંભીર ભૂલ થાય છે. " ઇંદ્રજીતસિંહે કહ્યું.

" છોકરા ! બહાદુરીનાં બણગાં ફુકતાં તો તને ઠીક આવડે છે !" કનકસિંહે ઉપહાસસૂચક સ્વરે કહ્યું.

" કનકસિંહ ! જે કાંઈ બોલો તો પૂરતો વિચાર કરીને બોલજો નહિ તો ભવિષ્યમાં ઘણા પસ્તાશો. હું કદાપિ મ્હારું અપમાન થયેલું સહન કરી શકીશ નહિ. " ઇંદ્રિજીતે ક્રોધકર્કશ સ્વરે કહ્યું.

## પ્રકરણ १३ મું.

### કનકગઢની સ્થાપના.

આ સ્થળે રાણા કનકસિંહની પણ કેટલીક હકીકતનો ઉલ્લેખ કરવાની આવશ્યક્તા છે. રાણા કનકસિંહને સર્વ પ્રકારોમાં રાજકુમાર વીરસિંહની પ્રતિસ્પર્ધામાં પરાજિત થવું પડ્યું, તેથી લાચારીથી તેણે નગરનો ત્યાગ કર્યો તથા રામગઢ જઈ પોતાના પ્રથમના કેટલાક સોબતીઓને સાથે લઇને તે રામગઢની દક્ષિણ તરફ રવાના થયો.

રામગઢની દક્ષિણે થોડા અંતરપર એક ઘનઘોર ભયાનક વન્ય-પશુપરિપૂર્ણ અરણ્ય આવેલું હતું. આ જંગલમાં ઘણા પહાડો, પર્વતો નદીઓ, ઝરાઓ અને ગુફાઓ વગેરે આવેલું હતું. આ જંગલનો વિસ્તાર એટલો બધો હતો કે, એ સંબંધીનો કશો નિર્ણય થઈ શકે તેમ નહોતો. એ જંગલમાં બબ્બે ચાર ચાર ગાઉના અંતરે કેટલાંક ન્હાનાં ગામ પણ આવેલાં હતાં. કેટલાક પહાડોપર છિન્ન ભિન્ન થઈ ગયેલા,

પરંતુ ભારતના ભૂતકાળના ગૌરવની કીર્તિકથા પ્રદર્શિત કરતા કોટ કિલ્લા જોવામાં આવતા હતા. રામગઢની દક્ષિણે આઠ ગાઉના અંતરે પ્રાચીન કાળનું એક કિલ્લાવાળું ખંડેર નજરે પડતું હતું. એ કિલ્લાની આધુનિક સ્થિતિનું દર્શન કરતાં અંતરમાં અનેકવિધ કલ્પનાઓ ઉપજતી હતી. એ કિલ્લો પૂર્વે ચાર ગાઉ જેટલા ઘેરાવાનો હોય એવો તેને જોતાં તત્કાળ ભાસ થતો હતો. એ કિલ્લો કાશીના મશહૂર રાજા અમરેન્દ્રસિંહના અધિકારમાં હતો. પોતાની રાણી, કેટલાક પરિચિત માણસો તથા તેમનાં કુટુંબોસહ મહારાણા કનકસિંહે રામગઢથી લગભગ પચાસ ગાઉ દૂર જઇને એક રમણીય પહાડપર આવેલા પ્રાચીન અને છિન્ન ભિન્ન થઈ ગયેલા મજબુત કિલ્લામાં મુકામ કર્યો અને તેણે તેનું નામ પોતાના નામ પ્રમાણે જ કનકગઢ રાખ્યું. આ કિલ્લામાં રહી શકાય એવી વ્યવસ્થા હતી. આ ન્હાના પહાડની આસપાસ કેટલાક ગગનચુંબિત પહાડો આવેલા હોવાથી આ સ્થાનનો કોઇ એકાએક પત્તો મેળવી શકે તેમ નહોતું.

આ સમયે રાણા કનકસિંહની સાથે માત્ર વીસ પુરુષો હતા. એમાં ત્રણ મુસલ્માન બહુરૂપીઓ પણ હતા. એ લોકો અકબરઅલ્લી અને યુસફઅલ્લીના સગા સંબંધીઓ જ થતા હતા. તેઓ એવા વિચારથી કનકસિંહના આશ્રયમાં રહ્યા હતા કે, કોઈ પણ પ્રસંગે તેમનાથી રાણા વીરસિંહનું વૈર વાળી શકાશે. વળી આ બેઇમાન બહુરૂપીઓને રાણા કનકસિંહ સિવાય અન્ય કોઈ આશ્રય આપે તેમ નહિ હોવાથી તેમણે તેનો જ આશ્રય સ્વીકાર્યો. એ ત્રણે બહુરૂપીઓનાં નામ અનુક્રમે અમીરઅલ્લી, યાકુબઅલ્લી, અને મહમદઅલ્લી હતાં.

કનકસિંહે વીરસિંહ પ્રત્યેના શત્રુભાવને પોતાના મનમાંથી દૂર કર્યો નહિ; પરંતુ યોગ્ય પ્રસંગ પ્રાપ્ત નહિ થવાથી ઘણા કાળ સુધી તે

મૌનાવલંબન કરી બેસી રહ્યો. પોતાની ચાલાકીથી તે એ જંગલમાં રહેતા, પહાડી, ભીલ્લ, કોળી વગેરે નિમ્નશ્રેણિના લોકોનો રાજા બની ગયો, તથા એ જંગલી લોકો પાસેથી વિવિધ પ્રકારનો માલ, જેવો કે, અનાજ, ઘી વગેરે કર તરીકે વસુલ કરી એ માલ તેમની માર્ફત જ નગરમાં વેચાવી પૈસા પ્રાપ્ત કરવા લાગ્યો. વળી એ જંગલી લોકોમાં જેટલા બળવાન્ અને કદાવર હતા તેમને તે લઢાઇનું શિક્ષણ શીખવવા લાગ્યો. આવી રીતે કાળક્રમે તેણે મ્હોટું સૈન્ય તૈયાર કર્યું. કાળના પ્રવાહ સાથે આ જંગલી લોકો પણ સુધરતા ગયા અને તેઓ પણ કર ભરતાં બાકી જે માલ તેમની પાસે સિલ્લકે રહેતો હતો તે નગરમાં વેચી આવી દ્રવ્ય સંપાદન કરવા લાગ્યા. એથી ધીમે ધીમે કનકગઢની સ્થિતિ ઘણી સુધરી ગઈ. બીજી તરફથી અમીરઅલ્લી વગેરે બહુરૂપીઓએ રામગઢથી પોતાની સાથે આવેલા લોકોને બહુરૂપીની વિદ્યા શીખવાડી દીધી. એ સમય દરમ્યાન રાણા કનકસિંહને એક પુત્ર અને એક પુત્રી ઉત્પન્ન થઈ.

સુયોગ મળતાં ઘણા માણસો અને બહુરૂપીઓને સાથે લઇને રાણો કનકસિંહ કનકગઢની બ્હાર નીકળી પડ્યો, અને રાણા વીરસિંહનું વૈર વાળવાને કેટલાક મહિના સુધી જંગલમાં ભટક્યો. હવે રાણા કનકસિંહની વિશેષ પૂર્વકથાનો આપણી વાર્ત્તા સાથે સંબંધ નહિ હોવાથી અમે પ્રિય વાંચકબંધુઓનું બનતા બનાવ તરફ લક્ષ્ય ખેંચીએ છીએ.

ઇંદ્રજીતસિંહ કેદ પકડાયા પછી પેલા બનાવટી સિંહોએ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું, અને તેઓ મૂળ સ્વરૂપમાં અમીરઅલ્લી, યાકુબઅલ્લી અને મહમદઅલ્લી બહુરૂપી જ નીકળ્યા. પોતાના બહુરૂપીઓને વિજયી થઇ આવેલા જોઇ અતિ આનંદ પામીને કનકસિંહે કહ્યું:—

" હવે મ્હારો ભાગ્યોદય થયો છે. મ્હને લાગે છે કે, થોડા કાળમાં જ રામગઢનું રાજ્ય પુનઃ મેળવી શત્રુઓનો બદલો હું લઈ શકીશ. "

ઇંદ્રજીતસિંહને કેદ કરી કનકગઢ લઇ જવામાં આવ્યો. ઇંદ્રજીતે કેદી બનતી વખતે સહજ પણ તોફાન કર્યું નહિ તેથી સર્વને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. તેણે કોઈના પર ક્રોધ કર્યો નહિ, તથા કોઈના પર હથિયાર ઉગામ્યું નહિ. વીરસિંહ જેવા બહાદુર પુરુષનો પુત્ર આવા પ્રસંગે મૌનાવલંબન કરે એ કાંઈ સામાન્ય આશ્ચર્યની વાત નહોતી !

———:o:———

## પ્રકરણ ૧૪ મું.

## મુદ્રિકાની મોહિની.

રામગઢના કિલ્લામાં આવેલા વિશાળ રાજમહાલયના એક એકાન્ત ઓરડામાં બેસીને મહારાણો દેવીસિંહ, વીરસિંહ અજીતસિંહ, લક્ષ્મણસિંહ અને આનન્દસિંહ બેઠા બેઠા વાતચિત ચલાવી રહ્યા હતા.

" તેજસિંહે ઘણું સાહસિક કાર્ય કર્યું છે. તેણે ઇંદ્રજીતનો વેશ ધારણ કરી કનકસિંહના બહુરૂપીઓને બરાબર ફસાવ્યા છે. " અજીતસિંહે કહ્યું.

" કનકસિંહના બહુરૂપીઓએ ચાલાકી તો ઘણી કરી હતી; પરંતુ તેમનો હેતુ સફળ થયો નહિ. " દેવીસિંહે પ્રસન્ન મુખે કહ્યું.

" પરંતુ હવે આપણે તેજસિંહને સત્વર શત્રુઓના પંઝામાંથી છોડાવવો જોઇએ. " ઇન્દ્રજીતે કહ્યું.

" રાજકુમાર ! એ માટે તમે ગભરાશો નહિ. તમારા દોસ્તને કોઇ પણ પ્રકારનું દુઃખ પડવાનું નથી. હમણાં એ શત્રુઓ પાસે રહે

એજ ઉત્તમ છે. વળી તેજસિંહ એવો ચાલાક છે કે, તે કોઈની મદદ સિવાય પણ શત્રુઓની જાળમાંથી છૂટી આવે તેમ છે. તદુપરાંત અઘોરનાથ, ભૈરવનાથ, બદ્રીનાથ, કપટશંકર અને જ્યોતિષીજીને એની મદદે મોકલ્યા છે. હવે જોઇએ છીએ કે શું થાય છે? આટલા દિવસ સૂધી ચૂપ બેસી રહી કનકસિંહે પુનઃ પોતાનું પૂર્વ સ્વરૂપ ધારણ કર્યું છે. જાતિસ્વભાવ જવો એ કાંઈ સામાન્ય પ્રકાર નથી." અજીતસિંહે કહ્યું.

"રાજકુમારની સાથે જે સૈન્ય જંગલમાં મોકલવામાં આવ્યું હતું તેને શી આજ્ઞા છે?" લક્ષ્મણસિંહે પૂછ્યું.

"હમણાં એ સૈન્યને જંગલમાં રહેવા દેવાની જ જરૂર છે, કેમ ખરું છે ને જ્યોતિસિંહ?" અજીતસિંહે કહ્યું.

જ્યોતિસિંહે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—"જી હા, આપનું કહેવું ખરું છે; જંગલમાં સૈન્ય પડયું રહેશે તો આપણે આપણું કાર્ય ઘણી સહેલાઈથી કરી શકીશું."

"જો કોઈ બહુરૂપી કનકગઢથી પાછો આવી પહોંચે તો સઘળી હકીકત આપણે જાણી શકીએ." દેવીસિંહે અધીરતાથી કહ્યું.

"પરમ દહાડા સૂધીમાં કોઈ નહિ ને કોઇ અવશ્ય આવી પહોંચશે." જ્યોતિસિંહે વિચારશીલવદને કહ્યું.

એક પ્રહર કરતાં પણ વિશેષ સમય સૂધી વાતચિત ચાલ્યા કરી. એ સઘળી વાતચિતનું અહીં વિવેચન કરવાની જરૂર નથી. વળી અજીતસિંહે જ્યોતિસિંહને ઉઠતી વખતે જે વાત સમજાવી તેની અમને પોતાને પણ માહિતી નથી.

ગંગા નદીના કિનારાપર આવેલા પોતાના મહેલના ઝરુખામાં બેસીને ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ જળતરંગોનું દર્શન કરી રહ્યા હતા. વર્ષાઋતુ હોવાથી સરિતામાં પુષ્કળ જળ ભરાઈ ગયેલું હતું.

કિલ્લાની દિવાલના નીચેના ભાગ સુધી પાણી આવી ચઢ્યું હતું. એ દિવાલ સાથે જળતરંગો અથડાતા હતા અને જોતજોતાંમાં તેનું ફીણ થઈ જતું હતું. સૂર્યદેવ પશ્ચિમદિશાના જળરાશીમાં જ જાણે કે ડુબી જવાની તૈયારી કરતા હોય એવો ભાસ થતો હતો. સર્વત્ર શાન્તિ જણાતી હતી. ઝરુખામાં બન્ને રાજકુમારો સિવાય બીજું કોઈ નહોતું.

"હજી ગંગાજીમાં પાણી વધશે, કેમ?" ઇન્દ્રજીતે આનન્દસિંહને પ્રશ્ન કર્યો.

"હા ગયે વર્ષે આથી પણ વિશેષ પાણી થયું હતું. એ સમયે દાદાજીએ આપણને તરીને સ્હામી પાર જવાની આજ્ઞા કરી હતી એ વાત તમને યાદ હશે. એ દિવસે આપણને કેટલો બધો આનંદ થયો હતો! તેજસિંહ તરીને સર્વથી આગળી નીકળ ગયો હતો. બદ્રીનાથે તેનાથી આગળ જવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો; પરંતુ એ પ્રયત્નમાં તેઓ ફાવ્યા નહોતા. આપણે બન્ને જણા પણ દાદાજીની નૌકા સાથે જ તરીને લગભગ એક ગાઉ સુધી ગયા હતા." આનન્દસિંહે પૂર્વ-કથાનું સ્મરણ કરાવીને કહ્યું.

"બરાબર છે. એ પ્રસંગ પછી આપણે કદાપિ તરવા પડયા નથી." ઇંદ્રજીતસિંહે કહ્યું.

"અઘ કાલે જ આપણને તરવા જવાની આજ્ઞા આપવા માટે મ્હેં દાદાજીને કહ્યું હતું." આનન્દસિંહે કહ્યું.

"તેમણે આજ્ઞા આપી કે?" ઇંદ્રજીતે અધીરતાથી પૂછ્યું.

"તેમણે એમ કહ્યું કે, હવે આપણે તરવા પડીએ એ ઠીક કહેવાય નહિ. એમ કરવાથી હવે આપણી હાંસી થાય તેમ છે. તરવું એ પણ એ પ્રકારની કળા છે તથા એ કળામાં આપણે પૂર્ણ પ્રવીણ થયા છીએ. દાદાજીએ એમ કહ્યું છે કે જો જળભ્રમણ કરવાં જવાનો આપણો

વિચાર હોય તો આપણે નૌકારોહણ કરીને જવું." આનન્દસિંહે ઉત્તર આપ્યો.

"દાદાજીએ ખરું કહ્યું છે. ચાલો, આપણે નૌકામાં બેસીને થોડે સુધી ફરી આવીએ" ઇન્દ્રજીતે કહ્યું.

આવી રીતે વાતચિત કરી બન્ને બંધુઓ જળભ્રમણ કરવા જતા હતા એવામાં એક ચોપદારે આવી પ્રણામ કરી નમ્રતાસૂચક સ્વરે કહ્યું:—"રાજકુમાર! એક વૃદ્ધ ઝવેરી આવ્યો છે તે આપને મળવા ઇચ્છે છે. આ સમય મુલાકાતનો નથી એમ વિચારી મ્હેં તેને પાછા ચાલ્યા જવા માટે કહ્યું; પરંતુ એ ઝવેરી ઘણા કાળથી દરબારમાં મહારાજની સેવા બજાવે છે અને મહારાજશ્રીની પણ તેના-પર કૃપા છે. તે એંશી વર્ષનો વયોવૃદ્ધ પુરુષ છે, તથા જણાવે છે કે, આ નગરમાં હમણાં જ તે આવ્યો છે. મહારાજશ્રીનાં દર્શન કરી આવી હવે તે આપનાં દર્શન કરવાને ઇચ્છે છે; કેમ કે, મહારાજનાં દર્શન કર્યા પછીથી જ તે ઉતારો કરે છે."

"ત્યારે તેને હમણાં જ અહીં લઈ આવ." ઇન્દ્રજીતે રજા આપી.

ચોપદાર પુનઃ પ્રણામ કરી બહાર ચાલ્યો ગયો, અને થોડા સમયમાં જ વૃદ્ધ ઝવેરી રાજકુમારો પાસે ઉપસ્થિત થયો. રાજકુમારોની પાસે આવીને તેણે નમન કરીને બન્ને રાજકુમારોને એકેક મૂલ્યવાન્ મુદ્રિકા ભેટ આપી. મુદ્રિકાઓનો સ્વીકાર કર્યા પછી આનન્દસિંહના કહેવાથી તે જમીન પર બેઠો. પોતાના પિતાના દરબારમાં આવતા આ ઝવેરીનું બન્ને રાજકુમારોએ ઘણું સંમાન કર્યું. ઝવેરી પ્રવાસના શ્રમથી અત્યંત શ્રમિત થઇ ગયેલો હોવાથી થોડી વાતચિત થયા પછી રાજ-કુમારોએ તેને ઉતારે જવાની રજા આપી, તથા બીજે દિવસ પુનઃ મળવા આવવાને કહ્યું. ઝવેરી પ્રણામ કરીને ચાલ્યો ગયો.

ઝવેરીએ બન્ને રાજકુમારોને જે એકેક મુદ્રિકા ઉપહાર તરીકે આપી હતી તેમાંની આનન્દસિંહની મુદ્રિકામાં ખુલ્લા રંગનું એક સુંદર માણિક્ય જડેલું હતું. ઇન્દ્રજીતસિંહની મુદ્રિકામાં એક ન્હાની તસ્વીર હતી. એ તસ્વીરનું દર્શન કરી ઇન્દ્રજીતસિંહ ઘણા વિચારમાં પડી ગયો. તે દિવસે તેણે જળભ્રમણ કરવા જવાનું મુલતવી રાખ્યું. રાત્રે પોતાના એકાન્ત શયનગૃહમાં પ્રવેશ કરી ઉજ્વળ દીપકના પ્રકાશની સહાયતાથી ઇન્દ્રજીત પુનઃ એ મુદ્રિકામાંની મનમોહિની મૂર્ત્તિનું એકાગ્રદૃષ્ટિથી દર્શન કરવા લાગ્યો. એ એક અદ્વિતીય રૂપસુંદરીની આકર્ષણીય તસ્વીર હતી. તસ્વીર જો કે ઘણી ન્હાની હતી: કિન્તુ તેના ચિત્રકારે તેમાં પોતાની સંપૂર્ણ પ્રતિભા પ્રદર્શિત કરી હતી. ઇન્દ્રજીત એ તસ્વીર જોવામાં એટલો બધો તન્મય બની ગયો હતો કે અન્ય કોઈ પણ પ્રકાર પ્રતિ હમણાં તેનું લક્ષ્ય નહોતું. તેને એમજ લાગ્યું કે એ નાજનીન, ઇંદ્રલોકની અપ્સરા, બેહસ્તની હુરી અને ગાંધર્વની કિન્નરી પ્રત્યક્ષ સ્વરૂપે તેની સમક્ષ ઉપસ્થિત થઇ છે.

એવામાં ઇન્દ્રજીત સહજ સ્વસ્થ થયો. પોતાની બેવકૂફીપર તે અફસોસ કરવા લાગ્યો; છતાં પાછું અલ્પકાળ પછી એ મોહિની મૂર્ત્તિનું પ્રાબલ્ય તેના અંતરમાં સ્થાપિત થઇ ગયું. થોડા કાળ પૂર્વે તેના અંતરમાં શિકાર કરવા જવાના, નૌકામાં બેસી જળભ્રમણ કરવા જવાના, કસરત કરવાના વગેરે વિવિધ વિચારો ઘુમી રહ્યા હતા; પરંતુ આ સુંદર તસ્વીર નજરે પડતાં જ રાજકુમારની બાલ્યાવસ્થાનો સરળ ભાવ અદ્રશ્ય થઇ ગયો. હવે તે એ સુંદરીને મેળવવાના જ વિચારો કરવા લાગ્યો. કનકગઢ ગયેલા બહુરૂપીઓ કેવો વિજય મેળવે છે, હવે પુનઃ શિકારે જવાનો સુયોગ ક્યારે મળે છે વગેરે વિચારોનું સર્વાંશે વિસ્મરણ થઇ ગયું. હમણાં તો તે આ આ તસ્વીર વિષયક વિચારો જ કરવા

લાગ્યો કે, " એ વૃદ્ધ ઝવેરીને આ ગુલેગુલાબ બુલબુલવાળી મુદ્રિકા ક્યાંથી મળી હશે? જે ચિત્રકારે આ અંતરને ઉન્મત્ત બનાવી દે એવી મનમોહન મૂર્ત્તિ ચિતરી છે તે તેણે કલ્પનાની સહાયતાથી ચિતરી હશે કે કોઈ પ્રત્યક્ષ આકૃતિપરથી ચિતરી હશે? સોદાગરદ્વારા હું આ સુંદરીનો પત્તો મેળવી શકીશ કે? બ્રહ્માએ આ મનોહારિણી મૂર્ત્તિના અવયવો ઘડતી વખતે એ કાર્યમાં સંપૂર્ણ લક્ષ્ય આપ્યું હોય એમ લાગેછે."

આજથી રાજકુમાર ઇન્દ્રજીતસિંહ ઇશ્કદર્દી બની ગયો. તેનું મસ્તિષ્ક ભ્રમિત થઈ ગયું. ભોજનાદિપરથી મન ઉઠી ગયું. કોઇની સાથે વાતચિત કરવામાં અણગમો લાગવા માડયો. એ રાત્રે તેણે પલંગમાં પાસાં ફેરવવામાં જ સમસ્ત રાત્રિ પસાર કરી.—તે એક ક્ષણ માટે પણ રાત્રે નિદ્રાસુખ અનુભવી શક્યો નહિ.

સ્હવારે ઉઠતાં જ ઇન્દ્રજીતસિંહે ઝવેરીને હાજર કરવાની એક ચોપદારને આજ્ઞા કરી. એક કલાકમાં ચોપદારે પાછા આવી નમ્રતાપૂર્વક એવો ઉત્તર આપ્યો કે, " આખા શહેરમાં મ્હેં તપાસ કરી; પરંતુ એ વૃદ્ધ ઝવેરીનો પત્તો લાગતો નથી. "

" એણે ક્યાં ઉતરવાનું કહ્યું હતું. " ઇન્દ્રજીતે પૂછ્યું.

" ધર્મશાળામાં " ચોપદારે ઉત્તર આપ્યો.

" ત્યારે ધર્મશાળામાં એ નથી કેમ, ? " ચિંતાતુર મુખે ઇન્દ્રજીતે પ્રશ્ન કર્યો.

" જી ના, ધર્મશાળાનો રક્ષક એમ કહે છે કે હમણાં ધર્મશાળામાં એકે વૃદ્ધ ઝવેરી આવીને ઉતર્યો નથી. " ચોપદારે કહ્યું.

" ત્યારે એ બીજા કોઈ સ્થળે ઉતર્યો હશે. ફરીથી તું જઇને સર્વત્ર તપાસ કરી આવ. " ઇન્દ્રજીતે વિષણ્ણવદને આજ્ઞા કરી.

"જેવી આજ્ઞા." કહીને ચોપદાર ચાલ્યો ગયો; પરંતુ ઇન્દ્રજીતસિંહ ગંભીર વિચારમાં ડૂબી ગયો. એવામાં કોઇનાં પગલાંનો અવાજ સાંભળી તે ચમકી ઉઠયો અને દ્વાર તરફ દૃષ્ટિ કરી તો આનન્દસિંહને પોતાની પાસે આવતો તેણે જોયો.

"ભાઇ ! સ્નાનનો સમય થઈ ગયો છે." આનન્દસિંહે કહ્યું.

"હા—આજે વિલંબ થયો છે." ઇન્દ્રજીતે કહ્યું.

"આજે તમારી તબિયત પણ અસ્વસ્થ હોય એમ જણાય છે." આનન્દસિંહે વિચારમગ્ન બની જઇને કહ્યું.

"આજે મ્હેં સમસ્ત રાત્રિ મસ્તકનું દર્દ અનુભવવામાં પસાર કરી છે." ઇન્દ્રજીતે નિરુપાયે અસત્ય વાક્યોચ્ચાર કર્યો.

"હવે કેમ છે ?"

"દર્દ કાંઇક અંશે ઓછું થયું છે."

"કાલે તમને પેલા ઝવેરીએ જે મુદ્રિકા ઉપહારસ્વરૂપ આપી હતી તેમાં એક મનોહારિણી સુંદરીની તસ્વીર જડેલી હતી. કેમ ?" આનન્દસિંહે હાસ્યમુખે પૂછ્યું.

"હા હતી." ઇન્દ્રજીતે ટૂંકો ઉત્તર આપ્યો.

"એ કેવી તસ્વીર છે ?"

"એ મુદ્રિકા કોણ જાણે ક્યાં મૂકી દેવાઈ છે કે તે જડતી જ નથી; મ્હેં પણ તેને દિવસે બરાબર જોવાનો વિચાર કર્યો હતો; પરંતુ એકાએક તે ગૂમ થઇ ગઇ છે !" ઇન્દ્રજીતસિંહે પુનઃ અસત્ય ઉત્તર આપ્યો.

જો ભેદ ખુલ્લો થઈ જવાનો ભય ઇન્દ્રજીતના અંતરમાં ન હોત તો તે ગાઢ નિશ્વાસો મૂક્યા સિવાય અને નયનયુગલમાંથી અશ્રુબિંદુઓ ટપકાવ્યા સિવાય સ્થિર રહી શકત નહિ; પરંતુ તે શું કરે ? લાચા-

રીથી તેને નિત્યકાર્યોદિથી નિવૃત્ત થવું પડયું તથા સર્વની સાથે ભોજન પણ કરવું પડ્યું; પરંતુ જ્હાંજે પાછી તેની બેચેની વધી ગઇ. આખા શહેરમાં શોધ કરાવ્યા છતાં પેલા ઝવેરીનો પત્તો લાગ્યો નહિ, અને તે સાથે જ્યારે એમ જાણવામાં આવ્યું કે, એ ઝવેરીએ જે કાંઇ કહ્યું હતું તેમાં સત્યનો અંશ સુદ્ધાં નહોતો ત્યારે ઇન્દ્રજીત વિશેષ ચિંતાતુર બની ગયો. એ વૃદ્ધ ઝવેરી મહારાણા દેવીસિંહ કે વીરસિંહને પણ મળ્યો નહોતો.

ત્રીજે દિવસે ઇન્દ્રજીતને ઘણો ઉદાસ જોઇ આનન્દસિંહે નૌકામાં બેસી જળભ્રમણ કરવા જવાનો આગ્રહ કર્યો. લાચારીથી ઇન્દ્રજીતને તેનો આગ્રહ માન્ય કરવો પડયો.

એક ન્હાની નૌકામાં બન્ને બંધુઓ બેઠા. પોતાની સાથે અન્ય કોઇને પણ નહિ લઇ જવાની ઇન્દ્રજીતની ઇચ્છા હતી. 'બન્ને ભાઇઓ જ ફરી આવીશું.' એવો તેનો વિચાર હતો; પરંતુ એક જુના નોકરે કે જેણે વીરસિંહને પણ પોતાના ખોળામાં બેસાડીને રમાડયો હતો, તથા હમણાં જે આનન્દસિંહ અને ઇન્દ્રજીતસિંહની સંભાળ રાખતો હતો તેણે ઇન્દ્રજીતની સાથે જવાનો આગ્રહ દર્શાવ્યો; છતાં બન્ને બંધુઓએ જ્યારે તેના આગ્રહ તરફ લક્ષ્ય આપ્યું નહિ ત્યારે તે બળપૂર્વક નૌકામાં બેસી ગયો. એ ઘણો જુનો ખિદમતગાર હોવાથી ઇન્દ્રજીત અને આનન્દસિંહ તેને કાંઈ કહી શકયા નહિ.

જળપ્રવાહમાં નૌકા માર્ગક્રમણ કરવા લાગી. સૂર્યાસ્ત થવાને માત્ર બે કલાકનો જ વિલંબ હતો. આવતી વખતે ચાંદનીમાં આવી શકાય એવો ઇન્દ્રજીતનો વિચાર હતો, તેથી જ તે આ સમયે નીકળ્યો હતો. ચુનારગઢથી બે ગાઉના અંતરે પશ્ચિમ તરફ ગંગા કિનારાપર જ એક

અરણ્ય આવેલું હતું. જ્યારે નૌકા એ અરણ્ય પાસે જઈ પહોંચી ત્યારે બંસરીના મધુર સુર સાથે ગવાતું કર્ણપ્રિય સંગિત નૌકારોહીઓના સાંભળવામાં આવ્યું. એ સંગીતધ્વનિ વાયુને વિકમ્પિત કરી, પશુપંખીઓને વિમુગ્ધ કરી વનપ્રદેશમાં પ્રતિધ્વનિત થતો હતો,

(ગરબી.)

વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ!
વેણુ વાગી ને જાગી જ્યોત જો;
    વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.
તારલાના સંગમાં હું નાચતી રે લોલ,
ચંદ્રનો ત્યાં આવ્યો શો ઉદ્યોત જો!
    વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.
રમતી કેવી હું બાળબાગમાં રે લોલ,
હવાં મ્હારાં દિવ્ય મધુગાન જો;
    વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.
નવલરસ હિંડોળે હવે હિંચવા રે લોલ,
ક્યાંથી આ વેણુ પડી કાન જો?
    વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.
વ્હાલો નચાવે ઉર વેણુમાં રે લોલ,
સાથે નચાવે હીરાનેણુ જો!
    વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.
હૈયું ડોલાવે મ્હારું રાંકડું રે લોલ,
વ્હાલાની વેણુનાં મોહનવેણુ જો;
    વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

વેણુ વગાડે ધીરી વીરલી રે લોલ :
ધીરીને ફરે વ્હીલી અધીર જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ,

વેણુ ઝરે છે સુધાઝરણુમાં રે લોલ :
નયન મ્હારાં નીંતરે નેહનાં નીર જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

વ્હાલા ! વગાડ વેણુ વ્હાલથી રે લોલ.
વેણુનો પ્રાણુ બની ગાઉં જો !
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

અંતરમાં ગાન ઊંડા ઝીલવા રે લોલ,
વ્હાલાની વેણુ ક્યારે થાઉં જો ?
વ્હાલાની વેણુ વાગી વનમાં રે લોલ.

—ખબરદાર.

સંગીત એક એવી આકર્ષણીય વસ્તુ છે કે, તે પ્રત્યેક વ્યક્તિના હૃદયને પોતાના તરફ આકર્ષે છે. જાનવરો સુદ્ધાં સંગીત સાંભળવામાં આવતાં ભાન ભૂલી જાય છે તો પછી મનુષ્ય હૃદયની શી વાત કરવી? આ સંગીત સાંભળવામાં આવતાં ઇન્દ્રજીત આત્મભાન ભૂલી ગયો. જે તરફથી સંગીતધ્વનિ સાંભળવામાં આવતો હતો તે તરફ સર્વે વિમુગ્ધદૃષ્ટિથી જોઈ રહ્યા હતા. કિનારા તરફ જોવાથી કોણુ સંગીત ગાય છે એ સમજી શકાયું નહિ, છતાં એટલી ખાત્રી થઇ ગઇ કે સંગીત ગાનારી વ્યક્તિઓ કિનારાથી વિશેષ દૂર તો નથી જ.

"અહા કેવું સુંદર અને મનહર સંગીત છે?!" ઇન્દ્રજીતથી બોલી જવાયું.

"કેટલીક સુંદરીઓ ગરબો ગાતી હોય એમ મ્હને લાગે છે." આનન્દસિંહે કહ્યું.

ઇન્દ્રજીતે નૌકાનું મ્હોં કિનારા તરફ ફેરવીને કહ્યું:—" એ સુંદરીઓએ ગાવા બજાવવા અને દિલ બહેલાવવા માટે આવી જગ્યા પસંદ કરી છે એ ઘણી આશ્ચર્યજનક વાત છે! આપણે એમની તપાસ તો કરીએ!"

"ભલે ચાલો ત્યારે." આનન્દસિંહે બંધુના વિચારને સંમત થઇને કહ્યું.

વૃદ્ધ નોકરે નૌકા ઉભી રાખવાની અને કિનારે ઉતરી સુંદરીઓની શોધમાં જવાની ના કહી; પરંતુ બન્ને રાજકુમારોએ તેની મનાઈ તરફ લક્ષ્ય આપ્યું નહિ. નૌકાને કિનારે રાખી બન્ને બંધુ ઉતરી પડયા અને પેલી સુંદરીઓની શોધ કરવા લાગ્યા. તેઓ જંગલમાં થોડે દૂર ગયા હશે એવામાં દશપંદર નવયુવાન નાજનીનો તેમની નજરે પડી. તેઓ સર્વ મૂલ્યવાન્ વસ્ત્રાલંકારો પહેરી એક હિંચકાને ઝૂલાવી રહી હતી. એ હિંચકો વૃક્ષની ઊંચી ડાળી સાથે બાંધેલો હતો. એ સુંદરીઓમાંની કોઈ બંસી બજાવતી હતી. કોઈ મૃદંગ બજાવતી હતી તો કોઈ હાથથી તાલ દઇને ગાતી હતી. જાણે કે ઇંદ્રલોકની અપ્સરાઓ આ માયાવી મૃત્યુલોકમાં આવી વિહાર કરતી હતી!

એ સુંદરીઓએ જ્યારે ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહને પોતાના તરફ આવતા જોયા ત્યારે તેઓ સર્વે હિંડોળાપર બેઠેલી ત્રૈલોક્યમોહિની સુરસુંદરીને ત્યાંજ મૂકી આસપાસના વનપ્રદેશમાં પલાયન કરી

ગઇ. આવો પ્રકાર જોઈ આનન્દસિંહે કહ્યું;-" ભાઇ ! એ પરીઓ તો પલાયન કરી ગઈ!"

"હા, હું એ હિંડોળા પાસે જઉં છું. તું પેલી સુંદરીઓ ક્યાં પલાયન કરી ગઇ છે તેની તપાસ કર." ઇન્દ્રજીતે આજ્ઞા કરી અને તે સાથે જ આનન્દસિંહ પેલી સુંદરીઓની શોધમાં ચાલ્યો ગયો.

હિંડોળાપર બેસી રહેલી નવયૌવનાને જોઇ ઇન્દ્રજીતસિંહ આશ્ચર્યથી કંપી ઉઠયો. ચતુર્ચક્ષુનું મિલન થતાં—મોહનાસ્ત્ર સંધાન થતાં નવયૌવનાનું ચંદ્ર સમાન મનોહર મુખમંડળ લજ્જાથી વિશેષ લાલચોળ બની ગયું. ઇન્દ્રજીત અત્યંત આનંદમગ્ન બની ગયો. આશાદેવી આવીને જાણે કે તેના કાનમાં કહેવા લાગી:—" જો જો, જેના માટે તું દીવાનો બની ગયો છે—જેની તસ્વીર મુદ્રિકામાં જોઇ ભાન ભૂલી ગયો છે તે મનોહારિણી માનિની આજ છે!"

આનન્દસિંહ પેલી સુંદરીઓની શોધમાં તો ગયો; કિન્તુ એકકે સુંદરી તેની નજરે પડી નહિ. સ્વપ્નરાજ્યની સુંદરીઓની માફક ક્ષણ માત્રમાં જ એ સઘળી સુંદરીઓ અદ્રશ્ય થઇ ગઇ. અડધા કલાક સુધી શોધ કરી, અંતે નિરાશ બની જઇને આનન્દસિંહ પાછો ફર્યો; પરંતુ પાછા ફરતાં તે પેલી નવયૌવના અને પોતાના ભાઇ ઇન્દ્રજીતસિંહને પણ યથાસ્થાને નહિ જોયાથી અત્યંત વિસ્મય પામ્યો. ગભરાઇ જઇ તે આમતેમ ફરવા લાગ્યો અને ઇન્દ્રજીતના નામનો ઉચ્ચસ્વરે ઉચ્ચાર કરવા લાગ્યો. આવી રીતે રાત્રિ થતાં સુધી આનન્દસિંહે વડિલબંધુની શોધ કરી; પરંતુ ઇન્દ્રજીતનો પત્તો પણ ન જ લાગ્યો. 'વડિલબંધુ રાત્રિ પડવાથી કદાચ નૌકામાં ગયા હશે.' એમ વિચારી તે નૌકા પાસે ગયો તો નૌકામાં એકલો વૃદ્ધ નોકર બેસી રહેલો નજરે પડયો. આનંદસિંહનો જીવ ઘણો બેચેન બની ગયો. સઘળી હકીકતનો વૃદ્ધ

નોકર સમક્ષ ક્રોટ કરીને તેણે કહ્યું:—" જ્યાં સુધી વ્હાલા ભાઇનો પત્તો નહિ લાગે ત્યાં સુધી હું આ સ્થાનનો ત્યાગ કરનાર નથી. જંગલ ખોળીશ, દિશાઓમાં ભટકીશ, સરિતાના જળમાં ડૂબીને શોધ કરીશ; પરંતુ ભાઇનો પત્તો અવશ્ય મેળવીશ. તું રાજમહાલયમાં જઇને આ સંકટના સમાચાર સર્વેને કહી સંભળાવજે."

વૃદ્ધ નોકરે આનન્દસિંહ વિવિધ પ્રકારે સમજાવવાનો પ્રયત્ન કર્યો, અને રાજધાનીમાં પાછા ફરવાનો ઘણો આગ્રહ કર્યો; પરંતુ આનન્દ-સિંહે એ તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. અંતે લાચાર બની જઇ, નૌકાને ત્યાંજ રહેવા દઈ વૃદ્ધ નોકર કલ્પાંત કરતો કરતો પગે ચાલતો રાજધાની તરફ જવા લાગ્યો; કેમ કે, આ સંકટના સમાચાર ત્વરાથી વીરસિંહને જણાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો.



## પ્રકરણ ૧૫ મું.

### અપરિચિતા અબળાનો મૃતદેહ.

વૃદ્ધ નોકરે મહારાણા દેવીસિંહ અને વીરસિંહ પાસે ઉપસ્થિત થઇને રાજકુમાર ઇન્દ્રજીતસિંહના ગૂમ થયાના સમાચાર કે જે તેણે રાજકુમાર આનન્દસિંહના મુખે સાંભળ્યા હતા તે કહી સંભળાવ્યા. એ સમાચાર સાંભળી દેવીસિંહ અને વીરસિંહ ઘણા વ્યથિત થયા. ગભરા-મણની વિશેષતાથી થોડા સમય સુધી તેઓ કશો વિચાર કરી શક્યા નહિ. વળી મધ્યરાત્રિ થવા આવી હતી. અંતે અજીતસિંહ અને જ્યો-તિસિંહને બોલાવી નોકરના મુખે જે સાંભળવામાં આવ્યું હતું તે સઘળું તેમને કહ્યું અને હવે કેમ કરવું તસંબંધી તેમની સલાહ પૂછવામાં આવી.

" એ જંગલમાં જે સુંદરીઓએ ગાવા બજાવવાનો વ્યવસાય ચાલૂ કર્યો હશે તેમાં તેમનો કશો ગુપ્ત ઉદ્દેશ અવશ્ય હોવો જોઇએ." જ્યોતિસિંહે વિચારમગ્ન મુખે કહ્યું.

" જ્યારથી કનકસિંહે પુનઃ આપણી સાથે શત્રુતાચરણ આચરવા માંડયું છે ત્યારથી તેનાપર મ્હને ઘણો સંશય રહે છે. આ કાર્યમાં પણ એ શયતાનનો જ હાથ હોવો જોઇએ એવી મ્હારી માન્યતા છે." દેવીસિંહે કહ્યું.

" પરંતુ એ બન્ને બાળકો કાંઈ એવા નામર્દ નથી કે કોઇ સહેલાઇથી તેમને પકડી લે." વીરસિંહે કહ્યું.

" એ ખરું છે; પરંતુ આનન્દસિંહ સુદ્ધાં આપણને મળ્યા સિવાય ભાઈની શોધમાં નીકળી પડ્યો એ એણે સારું કર્યું નથી." દેવીસિંહે કહ્યું.

" એમ કહો ને કે, બિચારો વૃદ્ધ ખિદમતગાર આગ્રહપૂર્વક તેમની સાથે ગયો હતો એ એક રીતે ઉત્તમ થયું નહિ; તો બન્ને રાજકુમારો કયાં ગૂમ થઈ ગયા હશે તેની કલ્પના સુદ્ધાં આપણે કરી શકત નહિ. હવે સમયને વ્યર્થ ગૂમાવવામાં સાર નથી. જો મ્હને આજ્ઞા મળે તો હું એક હજાર સવારોને લઇ એ અરણ્યમાં જઈ તેને ચોતરફથી ઘેરી લઉં. પછીથી જે થશે તે જોઇ લેવાશે." જ્યોતિસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો.

" તમારો શો અભિપ્રાય છે?" દેવીસિંહે અજીતસિંહને પ્રશ્ન કર્યો.

" જ્યોતિસિંહનું કહેવું બરાબર છે. એને અહીંથી રવાના કરવામાં સહજ પણ વિલંબ કરવાની જરૂર નથી." અજીતસિંહે પુત્રના પ્રસ્તાવને સંમત થઇને કહ્યું.

આજ્ઞા મળતાં જ જ્યોતિસિંહ દીવાનખાનાની ઉપર એક બુરજ-પર ચઢી ગયો. અહીં એક મ્હોટો ડંકો અને તે વગાડવાને એક લાકડી આદિ સરસામાન પડેલો હતો. આકસ્મિક પ્રસંગે જો સૈન્યને ત્વરાથી સજ્જ કરવું હોય તો સૂચનાસ્વરૂપ આ ડંકો વગાડવામાં આવતો હતો, તથા તેને વગાડવામાં જ્યોતિસિંહે કેટલીક સમસ્યાઓ ચોક્કસ કરી રાખી હતી. તેણે હમણાં માત્ર એક જ વખત એ ડંકા ઉપર જોરથી લાકડી મારી; તે સાથે ડંકાનો ગંભીર ધ્વનિ ગાજી ઉઠયો. સેનાપતિ આ ધ્વનિ સાંભળી સમજી ગયો કે એક હજાર સવારોને હમણાં જ તૈયાર કરવાની જરૂર છે; તેથી એ સંબંધીનો સઘળો બંદોબસ્ત તેણે તત્કાળ કરી નાખ્યો. પછીથી જ્યોતિસિંહ રાજમહાલયમાંથી નીકળી પોતાને ઘેર ગયો તથા સર્વ પ્રકારે સુસજ્જિત થઈ કિલ્લાની બ્હાર નીકળ્યો તો એક હજાર સિપાહીઓને તેણે પોતાની રાહ જોતા ઉભા રહેલા જોયા. તેમની સર્વની સાથે જ્યોતિસિંહ પેલા અરણ્ય તરફ અગ્રેસર થયો. પોતાની સાથે તેણે કેટલાક મશાલચીઓ પણ રાખ્યા હતા. એક જ ઠેકાણે મુકામ નહિ કરતાં જ્યોતિસિંહે એ વિસ્તૃત અરણ્યને ચોતરફથી ઘેરી લીધું. પછી થોડા માણસોને સાથે લઈ તેણે રાજકુમારોનું અનુસંધાન કરવા માટે એ ભયંકર અરણ્યમાં પ્રવેશ કર્યો. સમસ્ત રાત્રિ શોધ કર્યા છતાં બન્ને રાજકુમારોમાંથી એકકેનો પત્તો લાગ્યો નહિ. અંતે નિરાશ થઈ જ્યોતિસિંહ ત્વરિતગતિથી માર્ગક્રમણ કરતો હતો એવામાં રાણો દેવીસિંહ અને અજીતસિંહ પણ ત્યાં ઉપસ્થિત થયા. એમણે ત્રણેએ મળી એ જંગલને કપાવી નાખવાનો નિર્ણય કર્યો અને તત્કાળ એ કાર્ય ચાલૂ થઇ ગયું. મધ્યાન્હકાળ થતાં સુધીમાં સમસ્ત અરણ્ય કપાઈ ગયું અને ત્યાં ખુલ્લું મયદાન થઈ ગયું; છતાં રાજકુમારોનો પત્તો તો ન જ લાગ્યો. અરણ્યના છેવટના ભાગમાં

તપાસ કરતાં એક નવ યુવતીની મસ્તક વગરની લાસ તેમને મળી આવી. એ નવયુવતીએ પોતાની સુકુમાર દેહલતાને મૂલ્યવાન્ વસ્ત્રાલંકારો પહેરી વિશેષ મોહક બનાવી હતી. એ મૃતદેહના મસ્તકની સઘળા સવારોએ ઘણી શોધ કરી; કિન્તુ કશો પત્તો લાગ્યો નહિ. અંતે એ મૃતદેહ રાણા દેવીસિંહની હુજૂરમાં હાજર કરવામાં આવ્યો. આ મૃતદેહનું દર્શન થતાં જ તેમની સર્વેની ચિંતા અત્યંત વૃદ્ધિંગત થઈ ગઈ. હરેકનું મન ચિંતામગ્ન બની ગયું. હવે શું કરવું તેનો તે સર્વ વિચાર કરવા લાગ્યા. ઘણા કાળપર્યન્ત વિચાર કર્યા પશ્ચાત્ અજીતસિંહે જ્યોતિસિંહને કહ્યું:–"હવે અમે સૈન્યસહ રાજધાનીમાં પાછા જઇએ છીએ, અને તારાસિંહને મોકલી કનકગઢ ગયેલા આપણા બહુરૂપીઓને આપણે પાછા બોલાવી લઇશું તથા તેમને સર્વેને રાજકુમારોની તપાસમાં મોકલીશું. જ્યોતિસિંહ તું પણ ત્યાં સુધી રાજકુમારોની શોધ કર્યા કરજે તથા શુભ સમાચાર લઇને જ સત્વર રાજધાનીમાં આવજે."

"જેવી પિતાજીની આજ્ઞા." જ્યોતસિંહે નમ્રતાપૂર્વક કહ્યું. પછીથી જ્યોતિસિંહ આવશ્યકીય સરસામાન સાથે લઈ રાજકુમારોની શોધમાં નીકળી પડયો, તથા રાણો દેવીસિંહ વિષણ્ણવદને રાજધાની તરફ પાછો ફર્યો. અજીતસિંહની આજ્ઞાથી પેલી યુવતીના મસ્તકહીન મૃતદેહને પણ કેટલાક સવારોએ પોતાની સાથે લઈ લીધો. પૌત્રવિયોગથી વ્યાકુળ બની ગયેલો મહારાણો દેવીસિંહ યથાસમયે રાજમહાલયમાં જઈ પહોંચ્યો. બન્ને પુત્રોના ગૂમ થયાના વર્ત્તમાન જ્યારથી મૃગલોચનીના જાણવામાં આવ્યા હતા ત્યારથી તેનો જીવ પણ ઘણો ચિંતાતુર બની ગયો હતો. તેણે અનેક સંકટો વેઠેલાં હોવાથી જ આવા શોચનીય પ્રસંગે તે ધૈર્ય ધારણ કરી શકી હતી. કિશોરી અને પુષ્પાવતી પણ

આ પ્રસંગે ઘણી ચિંતાતુર બની ગઈ, તથા તેમણે બન્નેએ કોઈ પણ પ્રકારે આનન્દસિંહ અને ઇન્દ્રજીતસિંહનો પત્તો મેળવવાનો નિશ્ચય કરી લીધો.

પિતાના પુનરાગમનના સમાચાર સાંભળી વીરસિંહ તેની પાસે ઉપસ્થિત થયો. લક્ષ્મણસિંહ પણ ત્યાં હાજર હતો. વીરસિંહની હાજરીમાં જ મહારાણા દેવીસિંહે લક્ષ્મણસિંહને સઘળા સમાચાર પૂછ્યા. અને હવે શું કરવું એ માટે તેનો અભિપ્રાય પૂછ્યો.

" પ્રથમ હું પેલી નવયુવતીના મૃતદેહનું દર્શન કરવાને ઇચ્છું છું." લક્ષ્મણસિંહે કહ્યું.

" ભલે એ મૃતદેહ હમણાં જ હું અહીં મંગાવું છું. " દેવીસિંહે કહ્યું.

વિના વિલંબે એ નવયુવતીના મૃતદેહને ત્યાં મંગાવવામાં આવ્યો પરંતુ ચોપદારે વિષણ્ણવદને પાછા આવીને કહ્યું:—" મહારાજ ! રાજધાનીમાં આવતાની સાથે જ એ મૃતદેહ કોઇ સ્થળે અદ્રશ્ય થઇ ગયો છે–કેટલાક લોકો તેની તપાસમાં ગયા છે; પરંતુ હજી સુધી કશો પત્તો લાગ્યો નથી. "

" હવે એવો પ્રસંગ ઉપસ્થિત થયો છે કે, આપણે સર્વે પ્રકારની સાવધાનતા રાખવાની જરૂર છે. જ્યારે હજારો માણસની હાજરીમાંથી એ મૃતદેહ ગૂમ થયો છે ત્યારે કશો ભયંકર ઉપદ્રવ થવાનો છે એમજ મ્હને લાગે છે! " વીરસિંહે ગંભીરતાથી કહ્યું.

" મ્હને તો એમજ લાગતું હતું કે, આયુષ્યનો અવશિષ્ટ સમય હવે સુખશાન્તિમાં પસાર કરી શકાશે; પરંતુ મ્હારી એ આશા નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ છે. " અજીતસિંહે કહ્યું.

" હવે બીજી વાતો પડતી મૂકી પ્રથમ આપણા કર્ત્તવ્યકર્મનો નિશ્ચય કરી લેવાની જરૂર છે. " દેવીસિંહે કહ્યું.

" મ્હારો વિચાર એવો હતો કે, તારાસિંહને બદ્રીનાથ પાસે મોકલી તેજસિંહને છોડાવી એ લોકો અહીં આવે એવી વ્યવસ્થા કરવી; પરંતુ હવે એમ કરવાની મ્હારી ઇચ્છા નથી. આજનો દિવસ આપ ધીરજ રાખો. પૂરતો વિચાર કરીને આવતી કાલે હું મ્હારો મત જણાવીશ. અજીતસિંહે કહ્યું.

## પ્રકરણ ૧૯ મું.

### અજાયબસિંહનું અદ્ભુત કૌશલ.

ભૈરવનાથ, બદ્રીનાથ અઘોરનાથ અને કપટશંકર તેજસિંહને છોડાવવા માટે કનકગઢ તરફ રવાના થયા. આજ્ઞાનુસાર કંચનસિંહ સેનાપતિએ સિંહપર સવાર થયેલા સાધુની પાછળ દૂત મોકલી તેનો પત્તો મેળવેલો હતો. તે જાણી શક્યો હતો કે, તેજસિંહને કેદ પકડી કનકગઢ લઈ જવામાં આવ્યો છે. સેનાપતિ કંચનસિંહે ઉપરોક્ત બહુરૂપીઓને આ હકીકત કહી સંભળાવી. એ બહુરૂપીઓ ત્વરાથી કનકગઢ જઈ પહોંચ્યા તથા પોતાનો વેશ બદલી શહેરમાં ફરવા લાગ્યા. પાંચે જણાએ એક બીજાની સોબત છોડી દીધી; છતાં અમુક ઠેકાણે પાછા એકઠા થવાનો તેમણે પ્રથમથી જ નિશ્ચય કરેલો હતો.

આખો દિવસ ફરી તેજસિંહનો પત્તો મેળવી સઘળા બહુરૂપીઓ શહેરની બ્હાર આવેલા એક પહાડપર એકઠા થયા, તથા આખી રાત્રિ અરસ્પરસ સલાહ કરવામાં તેમણે પસાર કરી. બીજે દિવસે પુનઃ વેશ

બદલીને તેમણે કનકગઢમાં પ્રવેશ કર્યો. અઘોરનાથ અને કપટશંકરે ચોપદારનો વેશ ધારણ કર્યો હતો, તથા જે સ્થળે તેજસિંહને કેદ કરવામાં આવ્યો હતો એ સ્થળે તેઓ જઈ પહોંચ્યા. થોડા દિવસ સુધી કેદમાં રહ્યા પછી તેજસિંહે જ્યારે કનકસિંહને પોતાનો પરિચય આપ્યો હતો ત્યારે જ તેનો ભ્રમ દૂર થયો હતો. કનકસિંહે તેને એક ઓરડીમાં કેદ કરી રાખ્યો હતો. એ ઓરડીની ત્રણ તરફ દિવાલ અને ચોથી તરફ લોહદ્વાર હતું. એ ઓરડીની સાથે જ બીજી એક ઓરડી આવેલી હોઇ તેમાં એક વૃદ્ધ પુરુષ ગાદી ઉપર આડે પડખે પડેલો હતો. બ્હાર દરવાજાપર ચાર બળવાન્ પહેરેગીરો હાથમાં નગ્ન તલ્વાર લઇ પહેરો ભર્યા કરતા હતા. અઘોરનાથ અને કપટશંકર જે ઓરડીમાં ઉપરોક્ત વૃદ્ધ પુરુષ આડે પડખે બેઠેલો હતો તે ઓરડીના દ્વાર પાસે જઇને ઉભા રહ્યા, તથા નમ્રતાપૂર્વક તેમણે બન્નેએ તેને નમન કર્યું. વૃદ્ધ પુરુષે રૂઆબમાં જ હાથ ઊંચો કરી એ નમનનો ઉત્તર આપ્યો. પછીથી અઘોરનાથે તેને ઉદ્દેશીને કહ્યુંઃ—" કારાધ્યક્ષ મહાશય ! મહારાણીજી આપને યાદ કરે છે ! "

" કેમ, મ્હારું શું કામ પડયું છે ? આવો તમે મ્હારી પાસે બેસો. મહારાજના રંગ પ્રત્યેક પળે બદલાય છે ! " સ્મિતમુખે કારાધ્યક્ષે કહ્યું.

અઘોરનાથ અને કપટશંકર કારાધ્યક્ષ પાસે જઇને બેઠા. પછી અઘોરનાથે કહ્યુંઃ—" આપને શા હેતુથી બોલાવવામાં આવ્યા છે એ સંબંધી અમે કાંઇ જાણતા નથી; પરંતુ તેમણે આપને ત્વરાથી પોતાના સમક્ષ હાજર થવાથી આજ્ઞા કરેલી છે. "

" ભાઇઓ ! મ્હને લાગે છે કે, મહારાણીજીનું ચિત્ત અસ્થિર

બની ગયું છે ! હમણાં થોડા સમય ઉપર જ એક ચોપદાર આવીને એમ જણાવી ગયો છે કે, મહારાજ પોતે જ અત્રે પધારે છે. હવે મ્હારે કયી આજ્ઞા સાચી સમજવી ? ” કારાધ્યક્ષે વિસ્મયતાસૂચક સ્વરે કહ્યું.

“ મહારાજશ્રી અત્રે પધારનાર હતા; પરંતુ તેમનો એ વિચાર ફરી ગયો છે. ” અઘોરનાથે કહ્યું.

“ ભાઇઓ, ત્યારે હું મહારાણાજી પાસે જઈ આવું ત્યાં સુધી તમે અહીં બેસીને આ કેદીપર નજર રાખજો. ” કારાધ્યક્ષે શિરપેચ મસ્તકપર મૂકીને કહ્યું.

“ પરંતુ અમારે બીજા કામે જવાની ઘણી ઉતાવળ છે.” કપટશંકરે અસત્ય વાક્ય ઉચ્ચાર્યું.

“ અરે, હું અલ્પ કાળમાં જ પાછો આવી પહોંચું છું. તમે ચલમભરીને એક બે દમ મારો એટલામાં તો હું આવી પહોંચીશ. ” આમ કહી તેમને બન્ને ત્યાં બેસાડી કારાધ્યક્ષ બ્હાર નીકળ્યો તથા ત્વરાથી એ ઓરડીનું બારણું બ્હારથી બંધ કરી ઠાવકા મુખે તેણે કહ્યું:—
“ જનાબ ! તમે આ બુઢ્ઢાની આંખોમાં પણ ધૂળ નાખવાને ઇચ્છો છો કે શું ? તમે બન્ને બહુરૂપીઓ છો એમ હું ચોક્કસ જાણી શક્યો છું. મહારાણાએ મ્હારી પાસે આવવાનો સંદેશો મોકલ્યો નહોતો; છતાં એવી અસત્ય વાત પૂછી મ્હેં તમને કેવા ફસાવ્યા છે ?! આવી જ રીતે તમે તમારી ચાલાકી ચલાવશો કે ? પરંતુ ભાઇઓ ! હવે તમે ગભરાશો નહિ આ કેદખાનાની હવા ઘણી ઉત્તમ છે. આ અમીરઅલ્લી બહુરૂપી તમારી તહેનાત ઉઠાવવા તૈયાર છે ! ”

આ વચનો સાંભળી ચોપદાર વેશધારી અઘોરનાથ અને કપટશંકર આશ્ચર્યચકિત, વિસ્મિત અને સ્તંભિત બની ગયા, તથા એક

પણ શબ્દનો ઉચ્ચાર નહિ કરતાં મૌનાવલંબન કરી તેઓ બેસી રહ્યા. અમીર અલીએ તેમનો વિશેષ ઉપહાસ કરતાં કહ્યુ:—"લ્યો, તમે શાન્તિથી બેસો. તમારા શુભાગમનના સમાચાર હું મહારાણીજીને જણાવવા જઉં છું."

આ પ્રમાણે કહી અમીરઅલી ત્યાંથી ચાલ્યો ગયો, અને કનકસિંહને મળી તેણે ઉપરોક્ત સમાચાર તેને કહી સંભળાવ્યા. આ સમાચાર સાંભળી કનકસિંહ અત્યંત આનંદિત થયો તથા તેણે પોતાના કંઠમાની મૂલ્યવાન્ મોતીની માળા અમીરઅલીને ઇનામમાં આપી દીધી. પછીથી એ બન્ને બહુરૂપીઓને જોવા માટે કનકસિંહ ગયો.

બીજી તરફ ભૈરવનાથ, બદ્રીનાથ અને જગન્નાથ જ્યોતિષી અઘોરનાથ અને કપટશંકરના કેદ પકડાયાના સમાચાર જાણી શક્યા. હવે એકને બદલે ત્રણ માણસોને છોડાવવાની ચિંઉત્પન્ન થઇ.

રાત્રે એ ત્રણે બહુરૂપીઓ શહેરમાંથી બ્હાર જતા હતા એવામાં કાળાં વસ્ત્રોમાં પોતાના સર્વાંગને છુપાવી એક માણસ તેમની પાસે ઉપસ્થિત થયો અને તેમના તરફ એક પત્ર ફેંકી તેમને પોતાની પાછળ આવવાનો હસ્તસંકેત કરી તે અગ્રેસર થયો.

સડક ઉપરની એક દુકાન પાસે ઉભા રહી દીપકના પ્રકાશમાં બદ્રીનાથે એ પત્ર વાંચી જોયો તો એમાં માત્ર એટલી જ હકીકત લખેલી હતી કે, તેજસિંહ કોઇ પણ યુક્તિથી મુક્ત થઇ શક્યો છે અને તેજ હમણાં તેમની પાસે ઉપસ્થિત થયેલો છે. બદ્રીનાથે તેજસિંહના હસ્તાક્ષર બરાબર ઓળખ્યા.

તેજસિંહ દશ બાર ડગલાં આગળ જઇ આ બહુરૂપીઓની રાહ જોતો ઉભો રહ્યો હતો. બદ્રીનાથ અને તેના સાથીદારો આનંદિત બની જઇ આગળ વધ્યા. આ સમયે તેજસિંહ સાથે કશી વાતચિત થઇ

શકે તેમ નહોતી. આગળ તેજસિંહ ચાલતો હતો અને તેની પાછળ બદ્રીનાથ વગેરે બહુરૂપીઓ ચાલતા હતા. આવી રીતે તેઓ થોડા સમયમાં જ શહેરની બ્હાર નીકળી પડયા.

રાત્રિ અંધકારમયી હતી. મયદાનમાં જઇને તેજસિંહે પોતાના અંગપરનો કાળો ઝભ્ભો ઉતારી નાંખ્યો. ચંદ્રદેવના સુવિમળ સ્નિગ્ધ પ્રકાશમાં બદ્રીનાથ વગેરે તેજસિંહને બરાબર ઓળખી શક્યા, અને તેમણે અત્યંત આનંદિત બની જઇને તેજસિંહને સ્નેહાલિંગન કર્યું. પછીથી એક મ્હોટી પાષાણશિલાપર બેસીને તેઓ વાતચિત કરવા લાગ્યા.

"તેજસિંહ ! તમને જોઇને આ વખતે હું ઘણો ખુશી થયો છું." બદ્રીનાથે-આનંદાતિશયથી કહ્યું.

"હું તો યુક્તિ પ્રયુક્તિથી મુક્ત થઈ આવ્યો છું; પરંતુ અઘોરનાથ અને કપટશંકર ફસાઇ પડેલા છે ! હું તેમને છોડાવવાની જ ચિંતા કર્યા કરું છું." તેજસિંહે વિચારશીલવદને કહ્યું.

થોડા સમય સુધી સર્વ ચૂપ બેસી રહ્યા. પછીથી તેજસિંહે કહ્યું:— "મ્હને હમણાં ઘણી ભૂખ લાગી છે. ક્ષુધાની નિવૃત્તિ કર્યા સિવાય હું શાન્તિથી વાતચિત કરી શકીશ નહિ."

"બે ચાર પેંડા પડ્યા છે તે ખાઇ લ્યો." બદ્રીનાથે કહ્યું.

"બે ચાર પેંડાથી કાંઇ મ્હારી ક્ષુધા શાન્ત થાય તેમ નથી; વળી પાણીની વ્યવસ્થા પણ થવી જોઇએ." તેજસિંહે કહ્યું.

"ત્યારે હવે શું કરીશું ?" વિચારમગ્ન મુખે બદ્રીનાથે કહ્યું.

આ સમયે તેજસિંહે હાથનો ઈશારો કરીને કહ્યું:—"જુઓ, પેલો જે દીપક સળગે છે એ કંદોઇની દુકાન છે. ત્યાંથી તાજી પુરીઓ મળી આવે એવો સંભવ છે. વળી પાણી પણ ત્યાંથી જ મળશે."

"ઠીક છે, હું જઇને લઇ આવું છું." ભૈરવનાથે કહ્યું.

"અમે પણ સાથે જ આવીએ છીએ. હવે તો આપણે સર્વેએ સાથે રહેવાની જરૂર છે. જો કદાચ પુનઃ કોઇ જાણે અજાણ્યે ફસાઇ પડે તો પાછું આપણે વિશેષ કષ્ટ ભોગવવું પડે." તેજસિંહે ઉઠી ઉભા થઇને કહ્યું.

"આ ભૈરવનાથને કોઇ સહેલાઇથી કેદ પકડી શકે તેમ નથી." ભૈરવનાથે ગર્વપૂર્વક કહ્યું.

"પરંતુ અમે સાથે આવીએ તેથી તમને શું નુકસાન છે? ત્રણ જણા થોડે દૂર ઉભા રહીશું અને એક જણ ભોજનસામગ્રી તથા જળ લઇ આવશે." તેજસિંહે કહ્યું.

"હા હા—તેજસિંહનું કહેવું બરાબર છે. ચાલો આપણે સર્વે સાથે જ જઇએ." બદ્રીનાથ બોલ્યો.

બધા બહુરૂપીઓ તેજસિંહ સાથે જવા લાગ્યા, તથા પેલી મીઠાઇની દુકાન પાસે જઈ પહોંચ્યા. એ દુકાન શહેરના છેડાપર આવેલી હતી. બદ્રીનાથ, જ્યોતિષી, અને તેજસિંહ દુકાનથી થોડા અંતરે ઉભા રહ્યા અને ભૈરવનાથ માલ લેવા ગયો. એ ગયો તે પહેલાં જ તેજસિંહે તેને કહ્યું હતું કે, "માટીના વાસણમાં પાણી લેવાની વાત પણ એ દુકાનદારને પ્રથમથી જ કહેજો; નહિ તો માલ લીધા પછી એ કદાચ પાણી આપશે નહિ."

ભૈરવનાથ મીઠાઇવાળાની દુકાને ગયો, તથા તેણે બશેર પુરી અને એક શેર મીઠાઇ માગી. એ સમયે મીઠાઇવાળાએ પોતે જ પૂછ્યું:—"પાણી જોઇશે કે નહિ?"

"પાણી તો અવશ્ય જોઇશે." ભૈરવનાથે ઉત્તર આપ્યો.

"તમારી પાસે એકકે વાસણ છે?" દુકાનદારે પ્રશ્ન કર્યો.

"વાસણ છે; પરંતુ ન્હાનું છે. તમે જ કોઇ માટીના મ્હોટા વાસણમાં પાણી આપો." ભૈરવનાથે ઉત્તર આપ્યો.

"એક ઘડો ભરીને હું તમને પાણી આપીશ તેની કિમ્મતના આઠ આના તમારે જૂદા આપવા પડશે." મીઠાઇવાળાએ મૂલ્ય દર્શાવ્યું.

"આટલું બધું અંધેર? પાણીના પણ પૈસા?! પરંતુ પાણી સિવાય ચાલી શકે તેમ નથી તેથી હું તમને આઠ આના આપું છું." આમ કહી ભૈરવનાથે મીઠાઇવાળાને આઠ આના આપ્યા એટલે તેણે એક ઘડો પાણી ભરી લાવીને ભૈરવનાથને આપ્યું.

પાણીનો ઘડો, મીઠાઇ અને પુરીઓ વગેરે લઈ ચારે બહુરૂપીઓ ત્યાંથી ચાલ્યા જવા લાગ્યા; પરંતુ તેમને એકકેને ખબર નહોતી કે, તેમની પાછળ પાછળ મીઠાઈવાળો પણ બે માણસોને સાથે લઇને આવતો હતો.

મયદાનમાં જઇ એક મ્હોટી પાષાણુશિલાપર બેસી ચારે જણાએ ભોજન કર્યું. પછીથી જળપાન કરી નિશ્ચિંત થઇને તેઓ એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. અડધો કલાક પણ નહિ થયો હોય એવામાં ચારે જણા બેશુદ્ધ બની જઇ એ પાષાણુશિલાપર જ ઢળી પડયા. આ સમયે મીડાઇવાળો પોતાની સાથેના બન્ને માણસો સાથે ત્યાં ઉપસ્થિત થયો. એ માણસોએ, બદ્રીનાથ, ભૈરવનાથ અને જ્યોતિષીજીને મુસ્કેટાટ બાંધી દીધા. પછીથીતેજસિંહને એક પ્રકારનું ઔષધ સુંઘાડી તેને શુદ્ધિમાં લાવીને એક માણસે કહ્યું:—"વાહરે અજાયબસિંહજી! આજે આપે આપના અદ્દ્ભુત બુદ્ધિચાતુર્યનો સંપૂર્ણ પરિચય કરાવ્યો છે. કનકગઢમાં આવેલા પાંચે શત્રુઓ હવે આપણા પંઝામાં ફસાઇ પડયા છે.

# પ્રકરણ ૧૭ મું.

## લક્ષ્મણસિંહનું પ્રયાણ.

સુખ અને દુઃખ બન્ને સહોદર સ્વરૂપ છે. જેવી રીતે આસમાની આકાશમાં ચંદ્ર અને સૂર્યરૂપી બંધુઓ ક્રમાન્વયે દિવસ અને રાત્રિ આનયન કરે છે તેવી જ રીતે ભાગ્યાકાશમાં સુખ અને દુઃખ, સુખરૂપ પ્રકાશ અને દુઃખરૂપ અંધકારનો વિસ્તાર કરે છે. ગગનમંડળ ક્વચિત્ મેઘાચ્છાદિત રહે છે તો ક્વચિત્ સ્વચ્છ રહે છે તેવી જ રીતે ક્વચિત્ દુઃખરૂપ મેઘ આચ્છન્ન થઇને અંધકારમય થાય છે તો ક્વચિત્ સુખના સ્નિગ્ધ પ્રકાશથી પ્રકાશિત થાય છે. ભાગ્ય કદાપિ શૂન્ય થઇ રહેતું નથી. સુખ કિંવા દુઃખનું અસ્તિત્વ ભાગ્યમાં રહેવાનું જ. ઘણું દુઃખ વેઠીને મહારાણા દેવીસિંહ, વીરસિંહ, મૃગલોચની, કિશોરી, જ્યોતિસિંહ અને પુષ્પાવતી તથા લક્ષ્મણસિંહે પોતાનો કેટલોક કાળ સુખાનુભવમાં પસાર કર્યો; પરંતુ તેમના ભાગ્યાકાશમાં પુનઃ દુઃખરૂપ મેઘના અંધકારનો વિસ્તાર થયો. પુનઃ કનકસિંહે તેમની સાથે શત્રુતાચરણ આચરવા માંડયું. બન્ને રાજકુમારો માતપિતા અને સ્વજન સ્નેહીઓના અંતરાત્માને વ્યથિત કરી અદ્રશ્ય થઇ ગયા.

હવે આપણે રાણા દેવીસિંહ તરફ દૃષ્ટિ ફેરવીએ. તે પોતાના એકાન્ત ગૃહમાં ચિંતામગ્ન વદને એક વિરામાસનપર બેસી રહ્યો હતો. એ વિરામાસનની ડાબી બાજૂએ વીરસિંહ બેઠો હતો તથા તે પોતાની સ્હામે બેઠેલા અજીતસિંહના વિષણ્ણ વદનમંડળ તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યો હતો. લક્ષ્મણસિંહ અને તારાસિંહ અજીતસિંહ શી આજ્ઞા કરે છે એ જાણવાની અધીરતાથી એક બાજૂએ બેઠા હતા.

બીજું કોઇ આ સમયે આ સ્થળે હાજર નહોતું. અહીં બેઠેલા માણસો વચ્ચે આ સમય પૂર્વે શી વાતચિત થઈ હશે તે અમે જાણતા નથી. યથા સમયે આ શાન્તિનો ભંગ કરીને મહારાણા દેવીસિંહે કહ્યું:— " આપણે પુષ્પાવતી અને કિશોરીની વાત પણ માનવી જોઇએ."

"જેવી આપની મરજી; પરંતુ હવે લક્ષ્મણસિંહને શો હુકમ છે ?" અજીતસિંહે પૂછ્યું.

" જો લક્ષ્મણસિંહને આપણે કદાચ અહીંથી અન્યત્ર મોકલીએ અને કદાચ અહીં સંકટ આવી પડે તો આપણે શું કરીએ." શંકા-સૂચક સ્વરે દેવીસિંહે કહ્યું.

" મ્હારા ધારવા પ્રમાણે તો અહીં તારાસિંહ એકલો જ બસ છે; છતાં કદાચ વિશેષ ગંભીર સંકટ ઉપસ્થિત થશે તો હું મ્હારી વૃદ્ધા-વસ્થામાં પણ કાંઈ નવાજુની કર્યા સિવાય રહીશ નહિ.

આશાતુર દૃષ્ટિથી અજીતસિંહના મુખમંડળ તરફ જોઇને દેવીસિંહે કહ્યું:—" વારું, તમને જેમ ઠીક લાગે તેમ બેલાશક કરો."

અજીતસિંહે લક્ષ્મણસિંહને ઉદ્દેશીને કહ્યું:—" જાઓ, હવે તમને પણ તમારી બહાદુરી બતાવવાનો સુયોગ આપીએ છીએ. અમે જોઇએ છીએ કે, તમે શું કરી આવો છો ?"

આ સમયે લક્ષ્મણસિંહ ઉઠી દેવીસિંહ અને અજીતસિંહને પ્રણામ કરી ત્યાંથી વિદાય થઈ ગયો.

# પ્રકરણ ૧૮ મું.



## અબળાનો અત્યાચાર અને ગેબી મદદગાર !

પોતાના ભાઈ ઇન્દ્રજીતસિંહના વિયોગથી વ્યાકુળ બની જઈ આનન્દસિંહ એજ વખતે એ જંગલ પસાર કરી ગયો અને મયદાનમાં જઈ ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. પશ્ચિમ તરફ બે સ્ત્રીઓને ઘોડેસવાર થઇને જતી તેણે જોઈ. એ સ્ત્રીઓને પકડવા માટે ત્વરાથી તે તેમના તરપ જવા લાગ્યો. લગભગ બે ગાઉ જેટલો માર્ગ તેણે કાપ્યો; કિન્તુ એ ઘોડેસવાર સુંદરીઓને તે પકડી શક્યો નહિ; એમ બન્યું કે, એક મ્હોટા પહાડ પાસે જઇને એ બે સુંદરીઓ ઉભી રહી. ત્યાંથી આનન્દસિંહનું દર્શન કરી તેઓ ક્ષણુમાત્રમાં જ એટલામાં અદ્રશ્ય થઇ ગઇ.

ચાંદની રાત્રિ હોવાથી એ બન્ને સુંદરીઓની પાછળ પાછળ ઉપરોક્ત પહાડ સુધી આવી પહોંચ્યો હતો; પરંતુ એ સુંદરીઓ અદ્રસ્ય થઈ ગઇ તેથી તે ઘણો ચિંતાતુર બની ગયો. એની આવી ચિંતાતુર સ્થિતિ જોઇને નિર્દય ચંદ્રદેવ પણ આસમાની આકાશમાં અદ્રસ્ય થઇ ગયા અને સર્વત્ર ઘોર અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ગયું. હવે આનન્દસિંહ ક્યાં જાય ? કોની પાસેથી તે ઇન્દ્રજીતનો પત્તો મેળવી શકે ?

એવામાં દૂરથી પ્રકાશ જોવામાં આવ્યો. લક્ષ્યપૂર્વક જોતાં માલૂમ પડયું કે, કોઇ એક ઝુંપડી પાસે તાપણી સળગતી હતી. આનન્દસિંહ એ ઝુંપડી પાસે જઈ પહોંચ્યો તો તેણે ઝુંપડીની બ્હાર આઠ દસ માણસોને બેસી રહેલા જોયા. એ માણસોની લાંબી દાઢીઓ તથા તેમનો પહેરવેશ જોઇ તેઓ મુસલ્માન હોવા જોઇએ એવી આનન્દસિંહ

તત્કાળ કલ્પના કરી શક્યો. એ માણસો જ્યાં બેઠા હતા ત્યાં પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. એ પ્રકાશની સહાયતાથી એક માણસ ફારસી શેર વાંચી સંભળાવતો હતો ત્યારે બીજા બધા 'વાહવાહ'ની ધૂન લગાવી રહ્યા હતા. એક તરફ બે માણસો ભોજનસામગ્રી બનાવતા હતા. આનન્દસિંહ અધીરતાથી એ સ્થળે જઇ પહોંચ્યો. તે જોતાંની સાથે જ સઘળા લોકો ઉઠી ઉભા થઇ ગયા તથા તેમણે તેનો સત્કાર કરી પોતાની પાસે બેસાડયો. જે માણસ ફારસી શેર વાંચી સંભળાવતો હતો તેણે ઉઠી ઉભા થઇને પોતાની રંગિલી ભાષામાં કહ્યું:—"ખુદાકા શુક્ર હૈ કિ શાહજાદએ રામગઢને ઇસ મજલિસમેં પહુંચ કર હમ લોગોંકી ઇજ્જતકો ફલકે હફતુમ* તક પહુંચાયા, ઇસ જંગલ બિયાબાનમેં હમ લોગ કયા ખાતિર કર સકતે હૈં સિવાય ઇનકે કદમોંકો અપની આંખોં પર જગહ દેં ઔર ઇત્ર વો ઇલાયચી પેશકશ કરે."

માત્ર આટલું જ કહીને તેણે ઈત્રિદાન અને ઇલાયચીની ડબ્બી આનન્દસિંહ પાસે ધરી. આનન્દસિંહ એ માણસનું અપમાન કરી શક્યો નહિ. તેણે અત્તર સુંઘ્યું તથા બે ઇલાયચી પણ લઇને ખાધી. પછીથી પાછો એ માણસ ફારસી કવિતા વાંચવા લાગ્યો.

અત્તરની વિચિત્ર ખુશબોએ આનન્દસિંહને મસ્ત બનાવી દીધો. તેનાં નેત્રોમાં ઘેન ભરાવા લાગ્યું. ધીમે ધીમે તેનું મસ્તિષ્ક પણ ભમવા લાગ્યું અને થોડા સમયમાં જ તે બેશુદ્ધ બની જઇ જ્યાં બેઠો હતો ત્યાં જ ઢળી પડયો. બીજે દિવસે મધ્યાન્હકાળે જ્યારે તે જાગ્રત થયો ત્યારે તેણે પોતાને એક બીજા સુસજ્જિત મકાનમાં પલંગમાં સુતો રહેલો જોયો. વ્યાકુળતાથી તે પલંગમાં બેઠો થઇ જઇ પોતાની ચો તરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો. આ સમયે તેણે પાંચ ગુલેગુલાબ સુંદરી ઓને પોતાની સ્હામે ઉભી રહેલી જોઈ. એ સુંદરીઓમાની એક

સુંદરીના વસ્ત્રાલંકારો એટલા બધા મૂલ્યવાન્ હતા કે બીજી સુંદરીઓ તેની સેવિકાઓ જ હોય એવો તત્કાળ ભાસ થતો હતો. એ નાજુક નવયૌવના અદ્વિતીય રૂપવતી હતી. તેનું રૂપસૌન્દર્ય જોઇ આનન્દસિંહ દીવાનો બની ગયો. તેના હૃદયભેદક કટાક્ષોએ રાજકુમારના કોમળ હૃદયને વીંધી નાખ્યું. એનાં સ્મિતહાસ્યે વિજળીના જેવી અસર કરી. એ નવયૌવનાએ આ સમયે આગળ વધી પોતાના બન્ને હાથ જોડી લજ્જાથી નમ્ર બની ગયેલા સ્વરે કહ્યું:—" શું આપ મ્હારાપર ક્રોધે ભરાયા છો ? "

આ પ્રશ્ન સાંભળતાં જ આનન્દસિંહ બંધુવિયોગની વ્યથા, રાત્રે બનેલો પ્રકાર, પોતાનું બહુરૂપીઓની જાળમાં ફસાવું વગેરે સર્વ પ્રકારો સર્વાંશે ભૂલી ગયો. તે આ ત્રિભુવનમોહિનીના દર્શનથી સર્વ પ્રકારોનું ક્ષણ માત્રમાં જ વિસ્મરણ કરી શક્યો. તેણે કહ્યું:—" સુંદરિ ! તમારા દર્શનથી હું મ્હારી સઘળી વ્યથાનું વિસ્મરણ કરી શક્યો છું. "

એ નવયૌવના પલંગપરે બેસી આનન્દસિંહના ગળામાં હાથ નાખીને બોલી:—" હું ખુદાનું નામ ઉચ્ચારીને કહું છું કે, એક વર્ષથી મ્હારા અંતરમાં આપના માટે પ્રેમ ઉપજ્યો છે. આ એક વર્ષ મ્હેં અપાર દુઃખનો અનુભવ કરવામાં જ વીતાડ્યું છે. ખાનપાન તથા આહાર નિદ્રાપરથી પણ આજ સુધી મ્હારું મન ઉઠી ગયું હતું; પરંતું હું શું કરું ? આજ સુધી તમને મળવાનો સુયોગ પ્રાપ્ત નહિ થવાથી હું લાચાર હતી. "

" શું તમે મુસલ્માન છો કે ખુદાનું નામ ઉચ્ચારો છો ? " વિસ્મિત બની જઇને આનન્દસિંહે પ્રશ્ન કર્યો.

" હા, મુસલ્માનો ખરાબ હોય છે કે ? " ઉત્તર મળ્યો અને પ્રતિપ્રશ્ન થયો.

" અફસોસ, જો તમે મુસલ્માન ન હોય તો આ સમયે જ હું મ્હારું હૃદયસર્વસ્વ તમને સમર્પણ કરત; છતાં દિલગીર છું કે, એ સુંદરીના પ્યાર માટે હું મ્હારા પવિત્ર ધર્મનો ત્યાગ કરી શકું તેમ નથી. " આનન્દસિંહે દુઃખિત હૃદયે કહ્યું.

" જુઓ, આવાં અયોગ્ય વચનો ન ઉચ્ચારો. હું સત્ય જ કહું છું કે, હવે તમારી જૂદાઇનું દારુણ દુઃખ હું વેઠી શકું તેમ નથી. " નવયૌવનાએ કહ્યું.

" હું સત્ય જ કહું છું કે, આ જીવનમાં હું તમને મ્હારો પ્રેમ અર્પણ કરી શકું તેમ નથી જ. " આનન્દસિંહે દૃઢતા દર્શાવી.

" શું આ તમે સાચું જ કહો છો ? "

" હા—પ્રતિજ્ઞાપૂર્વક સાચું જ કહું છું. "

" જો જો પસ્તાશો—એક અબળાની પ્રણયનિરાશા કેવી ભયંકર હોય છે તેનો તમને બિલકુલ અનુભવ નથી—તમારું હૃદય પાષાણથી પણ વિશેષ કઠિન છે. "

" સુંદરી, ધર્મ વિરુદ્ધના પ્રત્યેક પ્રકારનો હું અંતઃકરણપૂર્વક તિરસ્કાર કરું છું. "

" ત્યારે તમે મ્હારો ત્યાગ કરી ચાલ્યા જશો કે ? "

" હા, અવશ્ય ચાલ્યો જઇશ. "

" તમે અહીંથી બીજા સ્થળે જઇ શકો તેમ નથી ! "

" મ્હને રોકી રાખવાની ત્હારામાં શી શક્તિ છે ? " આમ કહીને આનન્દસિંહ એ ઓરડાની બ્હાર નીકળ્યો, તથા એ ઓરડાની એક દિવાલમાંની બારી ઉઘાડીને એ સુંદરીઓ ત્યાંથી નીકળી ગઇ. આનન્દસિંહ એવા વિચારથી એટલામાં ફરવા લાગ્યો કે, જો કોઇ

રસ્તો જોવામાં આવે તો તે બ્હાર નીકળી જાય; પરંતુ અફસોસ કે, બ્હાર નીકળવાનો એકકે રસ્તો તેના જોવામાં આવ્યો નહિ.

એ મકાન વિશેષ લાંબું કે પહોળું નહોતું. એ સ્થળે આવેલા ઓરડાની આજૂબાજૂ ઊંચી દિવાલો આવેલી હતી. એ દિવાલોની બ્હાર નીકળવાનો એકકે માર્ગ નહોતો. અંતે લાચાર બની જઈ આનન્દસિંહ પુનઃ એ ઓરડામાં ગયો. આ સમયે પેલી સઘળી સુંદરીઓને એ સ્થળેથી અદ્રશ્ય થઈ ગયેલી જોઇને તે વિશેષ વ્યાકુળ બની ગયો. સુંદરીઓ કયા રસ્તેથી અદ્રશ્ય થઇ હશે તેની તે શોધ કરવા લાગ્યો; પરંતુ કશો પત્તો લાગ્યો નહિ. ઘણો ગભરાઈ જઇ તે શય્યાવશ થયો, તથા, વિવિધ પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યો:—" અફસોસ કે એ સુંદરીઓએ મ્હને સર્વાંશે ફસાવ્યો છે. હું મ્હારા ધર્મને તિલાંજલિ આપી, મ્હારી જાતિનો તથા સગાં સંબંધીઓનો સ્નેહ છોડી એ સુંદરીના પ્યારને સ્વીકારી શકું તેમ નથી. જો કોઈ પણ રીતે હું અહીંથી મુક્ત નહિ જ થઈ શકું તો આ ખંજરની તીક્ષ્ણધાર હૃદયમાં ખોસી દઇ હું આત્મઘાત કરીશ."

આમ કહીને જેવો આનન્દસિંહે પોતાના કમરપટ્ટાપર હાથ નાખ્યો કે પેલું ખંજર ત્યાં તેના જોવામાં આવ્યું નહિ. આથી નિરાશ બની જઈ તે સ્વગત કહેવા લાગ્યો:—" અરેરે ! મ્હારી પાસેથી મ્હારું ખંજર સુદ્ધાં તેમણે લઈ લીધું છે. હવે હું શું કરીશ ? જો એ બેરહમ મ્હારી પાસે આવે તો હું એનો કંઠ દબાવીને જીવ લઉં; ના ના—હું વીર ક્ષત્રિય થઈ એક સુંદરી પર હાથ ઉઠાવું ?! મ્હારાથી એવું નૃશંસ કાર્ય કદાપિ બની શકનાર નથી—આ ભીષણ કષ્ટમાંથી મ્હારો ઉદ્ધાર થનાર નથી. ત્યારે શું અંતે મ્હારે ક્ષુધા તૃષ્ણાના દુઃખ વેઠીને આ મનુષ્યજીવનનો ત્યાગ કરવો પડશે ? એક યવન

સુંદરીને ત્યાં હું ભોજન પાણી કેવી રીતે સ્વીકારી શકીશ ? કોઇ પણ પ્રકારે મ્હારે આ સ્થળેથી સત્વર મુક્ત થવું જ જોઇએ." આમ કહીને વળી તે પાછો એ સ્થળે માર્ગ શોધવા લાગ્યો. બારી પાસે જઇ ચઢતાં તેણે વિચાર્યું કે, પેલી સુંદરીઓ પણ ત્યાંથીજ ગૂમ થઇ ગયેલી હોવી જોઈએ. આવો વિચાર કરી તેણે એ બારી ઉઘાડવાનો પ્રયત્ન કર્યો; કિન્તુ બારી ઉઘડી શકી નહિ; એથી નિરાશ બની જઈ પાછો તે પલંગપર બેઠો; તથા એ બારીમાંથી પુનઃ પેલી સુંદરીઓ જ્યારે પોતાની પાસે આવે ત્યારે બળપૂર્વક ત્યાંથી જ પલાયન કરી જવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. આવી રીતે ક્ષુધા અને તૃષાની વ્યથા અનુભવવામાં આખો દિવસ વીતી ગયો. રાત્રિનું સામ્રાજ્ય સ્થાપિત થવા લાગ્યું અને વસુંધરાપર ગાઢ અંધકારનો વિસ્તાર થવા લાગ્યો. એવામાં ઉપરોક્ત બારી ઉઘડી અને પેલી નવયૌવના પોતાની ચારે દાસી સહિત એ ઓરડામાં ઉપસ્થિત થઇ. તેઓમાંની એકના હાથમાં દીપક, બીજીના હાથમાં જળપૂર્ણ પાત્ર તથા ત્રીજીના હાથમાં વિવિધ પ્રકારની મીઠાઇ અને પકવાન્નથી ભરેલો ચાંદીનો થાળ હતો. ચોથી એક સુવર્ણની તાસકમાં મુખવાસની સામગ્રી લાવી હતી.

એ સુંદરીઓને જોતાંની સાથે જ આનન્દસિંહ પલંગપરથી ઉઠી ત્યાંથી બ્હાર નીકળી પડવા માટે બારી તરફ દોડયો. આ સમયે પેલી સુંદરીઓમાંની કોઇએ તેને બારી તરફ જતો અટકાવ્યો નહિ. બ્હાર નીકળી પડવાની આશામાં આનન્દસિંહ બારીમાંથી નીકળી પડયો; પરંતુ કર્મધર્મસંયોગે તે એવા સ્થળે જઇ ચઢયો કે, જ્યાં પુષ્કળ અંધકારનો વિસ્તાર થઇ રહેલો હતો. હાથથી ફાંફાં મારી તપાસ કરતાં તેને માલૂમ પડયું કે, તે એક ન્હાની ઓરડીમાં આવી ચઢયો હતો.

ચોતરફ શોધતાં એ ઓરડીમાંથી બ્હાર નીકળવાનો માર્ગ તેના જોવામાં આવ્યો નહિ. એ ઓરડીને માત્ર એક જ દરવાજો હતો; તેને ઉઘાડવાનો ઘણો પ્રયત્ન કરવા છતાં તે ઉઘડયો નહિ; એથી થાકી જઇ તથા નિરાશ બની જઇ તે પાછો ઉપરોક્ત ઓરડામાં ગયો. તેને ઓરડામાં પાછો આવેલો જોઇ પેલી નવયૌવનાએ હાસ્ય કરીને ઉપહાસ સૂચક સ્વરે કહ્યું:—" હું તમને પ્રથમથી જ કહી ચુકી છું કે, આ સ્થળેથી તમે કોઈ પણ રીતે મુક્ત થઈ શકો તેમ નથી. મ્હારા જાનોજીગર ! આ દાસીપર દિલમાં રહમ લાવો અને ઇશ્કનો જે પ્રચંડ અગ્નિ મ્હારા અંતરમાં સળગી ઉઠયો છે. તેને બુઝાવો. ખુદાએ તમને મ્હારા માટે જ દુનિયામાં ઉત્પન્ન કર્યો છે. મહજબને લીધે તમે મ્હારી આજીજી તરફ ધ્યાન આપતા નથી તેથી તમારો જીવ જોખમમાં છે. જાનોજીગર ! હૈયાના હાર, આવો બેસો તથા ખાઈ પીને આ રાસકા સાથે મૉજમઝા ઉડાવો હું આપના માટે સ્વાદિષ્ટ ભોજનસામગ્રી બનાવી લાવી છું. આવો દિલબર! આપણે બન્ને જણાં સાથે બેસીને જ ભોજન કરીએ. "

" ઓ બેરહમ પાષાણી સુંદરિ ! હું ક્ષત્રિય વીર ત્હારા જેવી એક પતિતા અને ધર્મભ્રષ્ટા સુંદરી સાથે બેસીને ભોજન કરું ? સુંદરિ ! ત્હારી આ હવાઈ આશા કદાપિ સફળ થનાર નથી—જે ખાદ્ય સામગ્રીને ત્હારા કલંકિત હસ્તનો સ્પર્શ થયો છે તેને હું સ્પર્શ કરનાર નથી. " તિરસ્કારસૂચક સ્વરે આનન્દસિંહે કહ્યું.

" શાહજાદા, એમાં શી અડચણ છે. પ્રેમમાં જાત કજાતનો પ્રશ્ન રહેતો નથી. સઘળાં માણસો ખુદા યા તો પરમાત્માનાં બાળકો જ છે એ ન્યાયને ભૂલી જઇ શામાટે મ્હને આવી રીતે નિરાશ કરો છો ? ", નવયૌવનાએ વિહ્વળતાથી કહ્યું.

" હા, પ્રભુએ હાથીને ઉત્પન્ન કર્યો છે ને ગધેડાને પણ ઉત્પન્ન કર્યો છે એટલે શું એમની બન્નેની સમાનતા સમજવી જોઇએ કે ?" આનન્દસિંહે કહ્યું.

" ભલે, તમારે જેમ કહેવું હોય તેમ કહો; પરંતુ તમે એટલું યાદ રાખજો કે, મ્હને આવી રીતે નિરાશ કરી—તિરસ્કૃત કરી તમે ઘણા પસ્તાશો. અંતે તમારે મ્હારી માગણી નિરુપાયે મંજૂર કરવી જ પડશે. મ્હારા હાથનું પકાવેલું ભોજન આજે તમે કદાચ નહિ ખાઓ તો કેટલા દિવસ સુધી તમે ભૂખનું દારુણ દુઃખ વેઠી શકો છો એ હું પણ જોઇશ. લ્યો, હવે તમે તમારા દુરાગ્રહનું દુઃખ ભોગવો—હું વિદાય થઉં છું ! " આમ કહી દાસીઓના હાથમાંના સઘળા થાળ અને જળપાત્ર ત્યાં મૂકાવી એ નવયુવતી પોતાની સેવિકાઓસહ ઉપરોક્ત બારીમાંથી ચાલી જવા લાગી. આ સમયે આનન્દસિંહે પણ બળપૂર્વક તેની સાથે જવાનો વિચાર કર્યો. નવયૌવના તેના આ વિચારને સમજી જઈ એ બારીમાં જ એક પગ પેલી તરફ અને બીજો પગ આ તરફ રાખીને બેઠી, તથા પુનઃ આનન્દસિંહ સાથે વાતચિત કરવા લાગી. તેણે કહ્યું:—" રાજકુમાર ! મ્હારી સાથે શાદી કરવાનો તમારો વિચાર નથી તો ભલે તેમ ન કરશો; પરંતુ મ્હારો તમારી માશુક તરીકે તો તમે સ્વીકાર કરશો ને ? "

" ના ના–હું ત્હારો સ્વીકાર કરનાર નથી—ત્હારી પૈશાચિક મહત્વાકાંક્ષા ફળનાર નથી. " આનન્દસિંહે દ્રઢતાથી કહ્યું.

" ત્યારે તમારી પાછળ પેલી જે નવયુવાન નાજનીન ઉભી રહી છે તેને તમે તમારી બીબી બનાવશો કે ? એ હિન્દુ જાતિની છે. " નવયૌવનાએ કહ્યું.

પોતાની પાછળ એકકે સુંદરી નહિ હોવા છતાં આ બીજી સુંદરી ક્યાંથી આવી એ જાણવાની ઉત્કટ જીજ્ઞાસાથી આનન્દસિંહે પાછળ ફરીને જોયું. આ સુયોગને વ્યર્થ નહિ જવા દેતાં ઉપરોક્ત નવયૌવના ત્વરાથી એ બારીમાંથી નીકળી પડી અને ક્ષણ માત્રમાં જ તેણે પાછળથી બારી બંધ કરી દીધી આનન્દસિંહે પોતાની પાછળ કોઇ નજરે નહિ પડયાથી બારી તરફ જોયું તો પેલી સુંદરીઓ પોતાને બનાવી અદ્રસ્ય થઇ ગઇ છે એમ તેને માલૂમ પડયું. તેની હિમ્મત જતી રહી. નિરાશ બની જઇ તે પુનઃ પલંગપર પડયો. ક્ષુધાની અસહ્ય વ્યથાથી તે અસ્થિર બની ગયો હતો. પાણી સિવાય તેનો કંઠ સુકાતો હતો. જો કે સઘળી સ્વાદિષ્ટ ભોજનસામગ્રી અને જળ તેની પાસે જ પડેલું હતું; છતાં એ સઘળું તેને જહર કરતાં પણ અધિક અપ્રિય લાગતું હતું. પોતાને ક્ષુધા અને તૃષ્ણાની વ્યથાથી જ પોતાના અમૂલ્ય માનવજીવનનો ત્યાગ કરવો પડશે એવી તેની ખાત્રી થઈ ગઈ. અસ્વસ્થ ચિત્તે તે પલંગમાં પડી રહ્યો. મધ્યરાત્રિ વીતી ગઈ હતી. આનન્દસિંહને એક ક્ષણ માટે પણ નિદ્રા આવતી નહોતી. મધ્યરાત્રિ પસાર થઇ ગયા પછી આ સંકટમાંથી પોતાનો ઉદ્ધાર થાય એવા ઉદ્દેશથી તે ઇશ્વરસ્તવન કરવા લાગ્યો. એક પ્રહર રાત્રિ બાકી રહી હશે એવામાં ઓરડાની બ્હાર ચોગાનમાં, છાપરાપરથી કોઇ કૂદી પડયું હોય એવો તેને ભાસ થયો. થોડા સમયમાં જ લગભગ ચાળીશેક વર્ષની ઉમ્મરના એક પુરુષને સૈનિકના વેશમાં તેણે પોતાના તરફ આવતો જોયો. એ પુરુષની કમરપર મુસાફરીની ઝોળી ઝૂલી રહી હતી. પોતાના હાથમાં તેણે એક લોટો પકડી રાખેલો હતો તેની કમરપર તિક્ષ્ણ ધાર વાળી કટાર જોવામાં આવતી હતી. એ પુરુષે આનન્દસિંહ પાસે આવીને કહ્યું: " અફસોસ! રાજકુમાર ! આપ રાજકુળમાં જન્મીને એક બહુરૂપીના જેવું કામ

કરવા નીકળ્યા છો ? આપની આવી સાહસિકતાના પરિણામે જ આપ આ પિશાચિનીની પ્રપંચજાળમાં ફસાઈ પડયા છો. રાજકુમાર ! અંતરમાં બિલકુલ ભય રાખશો નહિ. હું આપનો દુશ્મન નહિ પરંતુ દોસ્ત છું. હવે કહો જોઇએ કે, કેટલા દિવસથી આપ અહીં આવેલા છો ?"

એ સિપાહીને જોઈ અત્યંત પ્રસન્ન થઇને આનન્દસિંહ વિચારવા લાગ્યો:—"આવા પ્રાણહારક સંકટ પ્રસંગે મ્હને સહાયતા કરવા આવનાર આ ઉદારચિત સૈનિક કોણ હશે ? એ મ્હારો શુભેચ્છક જ હોવો જોઇએ." સ્વગત આવો વિચાર કરી તેણે ઉત્તર આપ્યો:—"બે દિવસથી હું અહીં ફસાઈ પડયો છું."

"આ બે દિવસમાં આપે અહીં કાંઈ ખાધું પીધું નથી ?" સૈનિક પુરુષે પ્રશ્ન કર્યો.

"ના—કશું ખાધું નથી."

"અહા ! વિધાતાની કેવી વિચિત્ર લીલા છે. પુણ્યશાળી રાજેન્દ્ર વીરસિંહના રાજકુમારની આવી સ્થિતિ !"

"સ્થિતિ માટે અફસોસ કરવો નકામો છે. જુઓ સાંભળો:—

"ટાળ્યા નહીં રે ટળે, લખ્યા જે લલાટે લેખ;—ટાળ્યા૦
વાવ્યાં બીજ તે ફળે, કરમે લખ્યું તે મળે.—ટાળ્યા૦
દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે;
ધર્મ કરતાં ધાડ થઈ, આંધળાં ઝૂરી સો મરે.—ટાળ્યા૦
રઘુવીર ચાલ્યા વનમાં સીતા રૂદન કરે;
પળમાં બળે—ટાળ્યા૦
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે;
રાણી વેચી પરઘરે, વેળા ચાલ સો કરે—ટાળ્યા૦
સ્વ. ઝવેરી.

મારે જેવી સ્થિતિ હોય તેમાં સંતોષ માનવો જોઇએ. " આનન્દસિંહે કહ્યું.

" રાજકુમાર ! આ લોટામાં હું સ્વચ્છ દૂધ લાવ્યો તે પી જાઓ એટલે આપનો આત્મા સહજ સ્વસ્થ થશે. " સૈનિક પુરુષે દૂધના લોટાવાળો હાથ આનન્દસિંહ તરફ લંબાવીને કહ્યું.

" આપનું કહેવું ખરું છે; પરંતુ જ્યાં સુધી આપ મ્હને આપની જાતિથી પરિચિત નહિ કરો ત્યાં સુધી હું આ દૂધ પી શકીશ નહિ. " આનન્દસિંહે કહ્યું.

" ના ના—આપના અંતરમાં શંકાને સ્થાન આપશો નહિ. વળી દૂધ એક એવી પવિત્ર વસ્તુ છે કે, જેનું પાન કરવામાં આપે શંકા રાખવી જોઇએ નહિ. આપ પલંગપરથી ઉઠી મ્હારી સાથે બ્હાર આવો. " સૈનિક પુરુષે કહ્યું.

સૈનિકનાં આ વચનો પર આનન્દસિંહને વિશ્વાસ બેઠો. તે તેની સાથે બ્હાર ગયો. પડસાળમાં જઇ સૈનિકે દૂધનો લોટો આનન્દસિંહ પાસે જમીનપર મૂકયો, તથા તેણે પોતાની ઝોળીમાંથી થોડો સુકો મેવો બ્હાર કાઢીને કહ્યું:—" રાજકુમાર ! આ મેવો આરોગો અને પછીથી લોટામાંનું દૂધ પીઓ. "

હવે આનન્દસિંહનો જીવ સ્વસ્થ થયો. મેવો અને દૂધ મળતાં તેની ક્ષુધા તૃષ્ણા થોડા ઘણા અંશે નિવૃત્ત થઈ ગઇ. પછીથી તેણે એ અપરિચિત સૈનિક પુરુષનો ઘણો ઉપકાર માન્યો. એ સૈનિક પુરુષે પણ પ્રત્યુત્તરમાં યથોચિત વચનો ઉચ્ચાર્યાં આનન્દસિંહે એ સૈનિકને ઉદ્દેશીને કહ્યું:—" આપે જ્યારે મ્હને આટલી બધી સહાયતા કરી છે ત્યારે પછી આ રાક્ષસી અબળાના અત્યારચારમાંથી પણ આપ કૃપા કરી મ્હને મુક્ત કરો. "

" રાજકુમાર ! એ માટે આપ બિલકુલ ચિંતા કરશો નહિ. હું આપને અવસ્ય બ્હાર લઇ જઇશ; પરંતુ મ્હારી મહેનતના બદલામાં આપ મ્હને શું આપશો ? " સૈનિકે સ્વાર્થનું સૂચન કર્યું.

" તમે જે વસ્તુ માગો તે આપવાને હું તૈયાર છું. " આનન્દસિંહે ઉદારતા દર્શાવી.

" આપ મ્હને આપી શકો એવી કયી વસ્તુ આપની પાસે છે?" સૈનિકે પૂછયું.

" મ્હારા શરીર પર લક્ષાધિક રૂપિયા કરતાં પણ વિશેષ મૂલ્યનું જવાહિર છે. " આનન્દસિંહે ઉત્તર આપ્યો.

" એમાંનું કાંઈ મ્હારે જોઈતું નથી. " સૈનિકે કહ્યું.

" ત્યારે આપને શું જોઇએ છીએ ? " આનન્દસિંહે આશ્ચર્ય પામીને પૂછયું.

" જે રાક્ષસીએ આપના ઉપર આટલો બધો જુલ્મ ગુજાર્યો છે એ રાક્ષસીના અંગપરના સઘળા અલંકાર અને તેની જ એક હજાર સોના મ્હોરો મેળવવાની મ્હારી મહત્વાકાંક્ષા છે. " સૈનિક પુરુષે ગંભીરતાથી કહ્યું.

" હમણાં એ રાક્ષસી અહીં કયાં છે ? વળી તે સહેલાઈથી આપને એક હજાર સોનામહોરો આપે એ પ્રકાર મ્હને સર્વથા અસંભવ ભાસે છે. " આનન્દસિંહે અડચણ દર્શાવી.

" અરે મહાશય ! એ રાક્ષસીના અંતરને હું સારી રીતે ઓળખું છું. આપ એની પાસે જે માગશો તે આપને એ પ્રસન્નતાપૂર્વક આપશે. આપના માટે તે પોતાનો પ્રાણ અર્પણ કરવામાં પણ પાછી પાની કરે તેમ નથી. " સૈનિક પુરુષે શંકાનું નિરાકરણ કર્યું.

" ત્યારે આજે તો આપ મ્હને અહીંથી મુક્ત નહિ જ કરો કે ? " આનન્દસિંહે સહજ ચિંતાયુક્ત ભાવથી પૂછ્યું.

" રાજકુમાર ! જો આજનો દિવસ આપ અહીં રહેશો તો તેથી આપનું કશું અનિષ્ટ થનાર નથી. પ્રભાતકાળે જ્યારે એ રાક્ષસી આપની પાસે આવે ત્યારે તેને તેના સઘળા અલંકારો ઉતારી આપવા માટે આપ કહેજો, તદુપરાંત તેની પાસે આપ એક હજાર સોના-મહોરોની પણ માગણી કરજો. જો માગવા પ્રમાણેની વસ્તુઓ તેના તરફથી આપને મળે તો આપ તેના પ્રત્યે સ્નેહ દર્શાવજો. જો આપ ઉપર ઉપરથી જ તેના પ્રત્યે પ્રેમ દર્શાવશો તો પણ આપણો હેતુ સહેલાઇથી સફળ થઈ જશે. " સૈનિકે ઉપાય દર્શાવ્યો.

" પરંતુ જો કદાચ ત્રણ ચાર દિવસ સૂધી તે અહીં આવે નહિ તો ? " રાજકુમારે પ્રશ્ન કર્યો.

" નહિ આવે તો શી ફિકર છે. હું હમેશાં આપની ખબર લેતો રહીશ, તથા આપને ખાદ્ય અને પેય પદાર્થો પહોંચાડતો રહીશ." આમ કહી પોતાની કમરપરની ચંદનઘોને બ્હાર જઇ છાપરાપર ફેંકી એ પુરુષ છાપરાપર ચઢી ગયો તથા તત્કાળ અદ્રશ્ય થઈ ગયો.

રાત્રિનો અવશિષ્ટ સમય આનન્દસિંહે ઉજાગરામાં જ પસાર કર્યો. પોતાને સહાયતા કરવા આવનાર સૈનિક પુરુષ કોણ હશે એ સંબંધી તે પોતાના મનમાં અનેકવિધ તર્કવિતર્ક કરવા લાગ્યો. એ સૈનિક પુરુષ લોભી જણાયાથી તે કોઇ બહુરૂપી હોવો જોઈએ એવો આનન્દસિંહે પોતાના મનમાં વિચાર કર્યો. પ્રભાતકાળ થતાં જ પેલી અપ્સરા તુલ્ય સ્વરૂપવતી મનમોહિની માનિની આવી. આ સમયે તેની સખીઓને પણ તે પોતાની સાથે લઇ આવી હતી. હજી સૂધી આનન્દસિંહ પલંગમાં સૂઈ રહેલો હતો. એ નવયૌવનાએ ખાદ્ય સામ-

ગ્રીનો થાળ પલંગ પાસે મૂકી આનન્દસિંહને ઉદ્દેશીને કહ્યું:—"આપ વિના કારણ શા માટે દુરાગ્રહ કરો છો ? આવી રીતે ક્ષુધા તૃષ્ણાની વ્યથા અનુભવી મરણને શરણ થવાની જ આપની અભિલાષા છે કે શું ?"

"હા હા—હું આવી રીતે જ મરણને શરણ થઇશ; પરંતુ ત્હારી અપવિત્ર ખાદ્યસામગ્રીને સ્પર્શ નહિ જ કરીશ. છતાં જો તું મ્હારી એક વાત માને તો હું ત્હારી વાત માન્ય કરું ? " આનન્દસિંહે કહ્યું.

નવયૌવનાએ અત્યંત પ્રસન્ન થઇ આનન્દસિંહ પાસે બેસીને કહ્યું;—" દિલબર ! તમે જે કહો તે કરવાને હું તૈયાર છું—બોલો બોલો કે આ દાસીને શી આજ્ઞા છે ? "

" તું ત્હારા અંગપરના સઘળા અલંકારો હમણાં જ મ્હને ઉતારી આપ તથા તે સિવાય એક હજાર સોનામહોરો મંગાવી આપ." આનન્દસિંહે કહ્યું.

આ સમયે એ નવયૌવનાએ આનન્દસિંહના કંઠપ્રદેશમાં પોતાના હસ્ત નાખી કહ્યું:—" બસ—આટલા જ માટે તમે મ્હારી માગણી અમાન્ય કરી હતી. પ્રિયતમ ! તમારા માટે મ્હારો જાન પણ કુરબાન કરવાને હું તૈયાર છું. હમણાં જ હું તમને એક હજાર સોનામહોરો મંગાવી આપું છું તથા મ્હારા અલંકારો પણ ઉતારી આપું છું. "

પછીથી પોતાની બે સેવિકાઓને એક હજાર સોનામહોરો લઇ આવવાની એ નવયૌવનાએ આજ્ઞા કરી, તથા તેણે પોતાના અંગપરના સઘળા અલંકારો ઉતારી આપ્યા. થોડા સમયમાં જ પેલી બન્ને સેવિકાઓ સોનામહોરોની થેલીઓ લઈ આવી. એ થેલીઓ આનન્દસિંહને આપતાં નવયૌવનાએ કહ્યું:—" લ્યો, હવે તમે રાજી થયા ? હવે મ્હારી માગણી કબૂલ કરવામાં તમને કશી અડચણ નથી ને ? "

" ના—કશી અડચણ નથી; પરંતુ હું એક દિવસની મુદત માગું છું. કાલે આ વખતે તમે આવજો. એ સમયે હું તમારી સઘળી વ્યથા શાન્ત કરીશ. " આનન્દસિંહે આશાસૂચક ઉત્તર આપ્યો.

" પાછી અડચણ ઉભી કરી કે ? આજે પણ જો તમે નહિ ખાઓ તો કેવા દુર્બળ બની જશો તેનો તમને વિચાર છે કે ? " નવયૌવનાએ કહ્યું.

" ના ના—એ માટે તમે કશી ચિંતા કરશો નહિ. બે ચાર દિવસ સુધી ભૂખ્યા તરસ્યા રહેવાનો મ્હને અભ્યાસ છે. " આનન્દસિંહે કહ્યું.

" ભલે જેવી તમારી ઇચ્છા. લ્યો ત્યારે હું હવે વિદાય થઉં છું. " નવયૌવનાએ આશાના તારપર લટકી રહીને ઉત્તર આપ્યો. અને તરત જ પોતાની ચારે સેવિકાઓસહ તે ત્યાંથી ચાલી ગઈ. આ વખતે એ પેલી બારીમાંથી નહિ જતાં ઓરડાની બ્હાર નીકળી કોઈ અન્ય સ્થળેથી અદ્રશ્ય થઇ ગઇ.

એ નવયૌવનાના વિદાય થયા પૂછી એક કલાકે આનન્દસિંહ બ્હાર નીકળી એ સુંદરી પોતાની સેવિકાઓસહ ક્યાં અદ્રશ્ય થઈ ગઈ તેની તપાસ કરવા લાગ્યો; પરંતુ કશો પત્તો લાગ્યો નહિ. બ્હારની દિવાલમાં ન્હાની ન્હાની આલમમારીઓ લગાડેલી તેના જોવામાં આવી. એ સ્થળેથી પેલી બારીની માફક બ્હાર જવાનો રસ્તો હોવાનો સંભવ હશે એમ આનન્દસિંહે વિચાર્યું.

વિચારો કરવામાં જ રાજકુમારે આખો દિવસ વીતાડયો. એક પ્રહર રાત્રિ પસાર થઇ એટલે ગઇ કાલની માફક આજે પણ પેલો સૈનિક પુરુષ આનન્દસિંહ સમક્ષ ઉપસ્થિત થયો, અને તેણે મેવો તેમજ દૂધ તેની પાસે મૂક્યું. એ વસ્તુઓ ખાઈ આનન્દસિંહે કહ્યું:—

" પરોપકારી પુરુષ ! આપે જે વસ્તુઓની માગણી કરી હતી તે તૈયાર છે. "

" હવે આપ પણ અહીંથી મ્હારી સાથે બ્હાર ચાલો એક દિવસ દુઃખ વેઠીને જે માલમત્તા મેળવી છે તે કાંઈ ઓછી નથી." સૈનિક પુરુષે કહ્યું.

આનન્દસિંહ અને સૈનિક પુરુષ બ્હાર નીકળ્યા તથા ચંદનઘોની સહાયતાથી એ મકાન ઓળંગી તેઓ એક સુવિસ્તૃત મયદાનમાં જઇ પહોચ્યા. મયદાનની હવા ખાવામાં આવતાં આનન્દસિંહનો વ્યાકુળ તથા અસ્થિર જીવ શાન્ત થયો. પોતાના જીવનનું ઇશ્વરકૃપાથી સંરક્ષણ થયું છે એમ સમજી તે આનંદિત થયો. મયદાનમાં ઉભા રહીને જોતાં તેને માલૂમ પડયું કે, જે મકાનમાં તેને કેદી તરીકે રાખવામાં આવ્યો હતો એ મકાન એક પહાડની અંદર આવેલું હતું. સુચતુર કારિગરોએ પત્થરો તોડીને તેમાં એ મકાન તૈયાર કર્યું હતું. મકાનની આજૂબાજૂમાં કેટલીક સુરંગો આવેલી પણ તેની નજરે પડી.

આનન્દસિંહને સાથે લઇ પેલો સૈનિક પુરુષ માર્ગક્રમણ કરવા લાગ્યો. થોડે દૂર જતાં બે સામાન કસેલા ઘોડા એક વૃક્ષના થડ સાથે બાંધેલા રાજકુમારના જોવામાં આવ્યા. એ ઘોડાઓ પાસે જઇને સૈનિક પુરુષે કહ્યું:—" રાજકુમાર ! આપ એક ઘોડાપર સવાર થઇ જાઓ. બીજા ઘોડાપર હું ચઢું છું. ચાલો હું આપને યથાસ્થાને પહોંચાડવાને આવું છું. "

" રામગઢ અહીંથી કેટલું દૂર છે તથા કયી તરફ આવેલું છે ? " આનન્દસિંહે પ્રશ્ન કર્યો.

" રામગઢ અહીંથી વીસ ગાઉ દૂર છે. ચાલો, હું આપની સાથે આવું છું. આ ઘોડાઓ એવા તાકાતવાન્ છે કે પ્રભાતકાળના અ-

રસ્સામાં આપણે રામગઢ પહોંચી શકીશું." સૈનિક પુરુષે ઉત્તર આપ્યો તથા કહ્યું:—"રાજકુમાર ! ઇન્દ્રજીતબાઇની આપ બિલકુલ ચિંતા કરશો નહિ. તેમનો પત્તો પણ સત્વર લાગશે. આપણા બહુરૂપીઓ તેમની શોધ કરવાને ગયેલા છે."

"આ ઘોડાઓ ક્યાંથી લાવ્યા છો ?"

"એ સઘળી હકીકત જાણવાની આપને શી જરૂર છે ?"

"વારું, હવે એ તો કહો કે આપ કોણ છો અને આપનું નામ શું છે ?" આનન્દસિંહે પૂછ્યું.

"એ સંબંધી હું હમણાં કશો ખુલાસો કરી શકું તેમ નથી, તથા એ સંબંધી પુનઃ મ્હને એકકે પ્રશ્ન નહિ પૂછવાની હું આપને પ્રાર્થના કરું છું." સૈનિક પુરુષે કહ્યું.

"ઠીક, એ પ્રશ્નનો ઉત્તર આપવાની તમારી મરજી નથી તો..." આનન્દસિંહનું આ વાક્ય પૂર્ણ થયું નહોતું એવામાં કોઇ ચમકિત બનાવે એવી વસ્તુ રાજકુમારની નજરે પડી. કાળાં વસ્ત્રો પહેરેલા એક માણસને તેણે પોતાના તરફ આવતું જોયું. આનન્દસિંહનું વાક્ય અપૂર્ણ જ રહ્યું. તે અને તેનો સાથીદાર એક વૃક્ષની પાછળ છુપાઈ ગયા. ઉપરોક્ત મનુષ્ય ગભરામણમાં જ ત્યાંથી પસાર થઇ ગયું. એ માણસની ગભરામણ સહેલાઇથી આનન્દસિંહ અને તેના સાથીદારના જાણવામાં આવી ગઇ; કેમ કે, તે જતી વખતે એવું બોલી જતું સંભળાયું. કે, "હવે જ મ્હારો અંતરાત્મા શાન્ત થયો છે. ઘેર જઈ નિશ્ચિંત જીવે હું હવે આરામ લઇશ. એ હરામખોર મ્હને સ્ત્રી સમજીને મારવા જતો હતો; પરંતુ તેને માલૂમ નહોતું કે, સ્ત્રીનું હૃદય કઠિન હૃદયના પુરુષો કરતાં પણ વિશેષ મજબુત હોય છે ! એ બદમાશના મૃતદેહનું ભક્ષણ કરી જંગલી પશુપ્રાણિઓ એક દિવસ માટે ક્ષુધાનિવૃત્તિ કરી શકશે."

આ વાક્યો સાંભળવામાં આવતાં આનન્દસિંહ અને તેનો સાથીદાર સમજી શક્યા કે, એ કાળા ઝભ્ભામાં છુપાઇને જનાર વ્યક્તિ કોઈ સ્ત્રી જ હોવી જોઇએ. એ પિશાચિની જેવી સ્ત્રી જ્યારે તેમની દૃષ્ટિ બ્હાર નીકળી ગઈ ત્યારે પેલા સૈનિક પુરુષે આનન્દસિંહને કહ્યું:— "રાજકુમાર ! એ સ્ત્રી આટલામાં જ કોઇનું ખૂન કરી પલાયન કરી જતી હોય એમ લાગે છે. એણે કોનું ખૂન કર્યું છે તેની ચાલો આપણે તંપાસ કરીએ."

આનન્દસિંહ આ વિચારને સંમત થયો અને જે તરફથી એ સ્ત્રી આવી હતી એ તરફ તેઓ બન્ને જણા તપાસ કરતા કરતા જવા લાગ્યા. થોડે દૂર જતાં તેમણે એક મનુષ્યને પૃથિવીપર તરફડતું જોયું. સૈનિક પુરુષે પોતાની પાસેની ઝોળીમાંથી ચકમક બ્હાર કાઢી દેવતા સળગાવ્યો. પછીથી તેઓ બન્ને જણા પૃથિવીપર તરફડતા માણુસને જોવા લાગ્યા. એ માણુસની છાતીમાં કટાર વાગેલી હોય એવો ભાસ થતો હતો. તે પોતાના બન્ને પગ પછાડી કાંઇ બોલવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ તેનાથી બોલી શકાતું નહિ. આ સમયે સૈનિક પુરુષે પોતાની ઝોળીમાંથી એક ન્હાની શીશી બ્હાર કાઢી. એ શીશીમાં એક પ્રકારનો અર્ક ભરેલો હતો. એ અર્કનાં બે ત્રણ બિંદુઓ તેણે જખમી થયેલા માણુસના મ્હોંમાં રેડયાં. અલ્પકાળમાં જ એ માણુસનામાં બોલવાની શક્તિ આવી. તેના મુખમાંથી માત્ર એક જ અસ્પષ્ટ વાક્ય નીકળ્યું કે, 'અફ...સોસ...એ ખૂબસુરત પિશાચી......જ્યોત. સિંહ...નો...જીવ મ્હારી માફક એના ફન્દામાં...હાય ઇન્દ્રજીતને..." આવું ત્રુટક વાક્ય ઉચ્ચારી એ મનુષ્યનો પ્રાણ પરમકૃપાળુ કિરતારના દરબારમાં તેનાં પાપ પુણ્યોનો ઇન્સાફ મેળવવાને ચાલ્યો ગયો. તેનું સર્વાંગ શીતળ થઇ ગયું. મ્હોં ઉઘાડું જ રહી ગયું તથા દેહ સ્થિર

થઈ ગયો. મરનાર માણસના ઉપરોક્ત ત્રુટક વાક્યે આનન્દસિંહ અને તેના સાથીદાર સૈનિકના મનને અત્યંત વિચલિત બનાવી દીધું. આનન્દસિંહ કરતાં પણ તેનો સાથીદાર વિશેષ વિચલિત બની ગયો હોય એવું તેની મુખમુદ્રા જોતાં જણાતું હતું. પોતે અનેક કાર્યો કરવાને શક્તિવાન્ છે એવી એ સૈનિક પુરુષની માન્યતા હતી, તથા ઇન્દ્રજીતસિંહ અને જ્યોતિસિંહને કોઇ સહાય કરી શકે તેમ હોય તો તે એકલો જ છે એવી તેની ધારણા હતી. એ સૈનિક પુરુષે ગંભીરતાથી કહ્યું:—"રાજકુમાર આનન્દસિંહજી ! હવે આપ રાજધાની તરફ પધારો. આ મૃતમનુષ્યના મુખમાંથી જે અસ્પષ્ટ શબ્દો સાંભળવામાં આવ્યા છે તે પરથી મ્હને એમ લાગે છે કે, આપના વડિલબંધુ ઇન્દ્રજીતસિંહ અને દીવાન જ્યોતિસિંહ કોઈ એવા ભયંકર સંકટમાં ફસાઈ પડેલા છે કે જેમ બને તેમ ત્વરાથી તેમનો પત્તો મેળવી તેમને સંકટમુક્ત કરવા જોઇએ. જે સ્ત્રી આપણી પાસેથી થોડા સમય પૂર્વે પલાયન કરી ગઈ છે એ સ્ત્રીનો જ મ્હારે પ્રથમ પત્તો મેળવવો પડશે."

"પરંતુ આવા ભયંકર સમાચાર સાંભળવામાં આવ્યાથી રાજધાની તરફ જવાને મ્હારા પગ ઉપડતા નથી. હું પણ એ રાક્ષસીને શોધી કાઢવા માટે આપની સાથે આવીશ." આનન્દસિંહે વિહ્વળતાસૂચક સ્વરે કહ્યું.

આનન્દસિંહનાં આ વચનોના ઉત્તરમાં સૈનિક પુરુષે કાંઇ કહ્યું નહિ. તેણે પ્રસંગ આવ્યે આત્મરક્ષણ કરવા માટે આનન્દસિંહના હાથમાં એક બરછી આપી. પછીથી પેલી ખૂની સ્ત્રી જે દિશા તરફ ગઈ હતી તે દિશા તરફ ત્વરાથી તેઓ જવા લાગ્યા. લગભગ એક ગાઉ જેટલો માર્ગ કાપ્યા પછી તેમને એક ટેકરો ઉતરવો પડયો. ટેકરો ઉતરી, નીચે આવેલા અરણ્યમાં ઉભા રહી તેઓ ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યા.

એવામાં એક ન્હાની સરખી ઘંટડીનો ઝીણો સુર સંભળાયો. જે સ્થળે તેઓ ઉભા હતા એ સ્થાનની પાસે જ આવેલી કોઇ ગુફામાં ઘંટડી વાગતી હોય એવી કલ્પનાા તેઓ કરી શક્યા. જે તરફથી એ અવાજ આવતો હતો એ તરફ તેઓ બન્ને જણા જવા લાગ્યા. ઘંટડીનો અવાજ થોડો વખત સંભળાતો બંધ થયો અને વળી પાછો સંભળાવા લાગ્યો. આનન્દસિંહ અને સૈનિક પુરુષ વિના વિલંબે એક ગુફાના પ્રવેશદ્વાર પાસે જઈ પહોંચ્યા. સહજ પણ ગભરાયા કે ભય રાખ્યા સિવાય તેમણે બન્નેએ એ ગુફામાં પ્રવેશ કર્યો. થોડે દૂર જતાં દીપકનો પ્રકાશ તેમની નજરે પડયો. ગુફાનો માર્ગ ઘણો જ સ્વચ્છ હતો. કુમાર તથા સૈનિકે વિશેષ આગળ જતાં થોડે છેટે એક સ્ત્રીને ઉભી રહેલી જોઈ. દીપકનો પ્રકાશ પડતાં જ એ સ્ત્રી જમણી તરફ ખસીને બીજા ખાડામાં ઉતરી ગઈ. એ ખાડામાં એક જ માણસ ઉતરી શકે તેમ હતું. જે સ્ત્રીની શોધમાં આનન્દસિંહ અને સૈનિક પુરુષ અહીં સુધી આવ્યા હતા એ સ્ત્રીજ એ ખાડામાં ઉતરી પડી ! તે સાથે દીપક પણ નિર્વાપિત થયો અને સમસ્ત ગુફામાં અંધકારનો વિસ્તાર થઈ રહ્યો; છતાં અટકળથી ફાંફાં મારતા તેઓ જે ખાડામાં એ સ્ત્રી ઉતરી ગઇ હતી એ ખાડા પાસે ગયા. એ ખાડાના પર એક પાષાણશિલા ગોઠવેલી હતી; પરંતુ એ શિલામાં મ્હોટી ફાટ પડેલી હોવાથી તેમાંથી અંદર શું છે એ તેઓ સારી રીતે જોઇ શક્યા. ખાડામાં જે દીપક સળગતો હતો તેના પ્રકાશમાં એક સ્ત્રીને ચટાઇપર બેઠેલી તેઓ જોઇ શક્યા. એ સ્ત્રીએ હજી સુધી પોતાના મ્હોંપરનો બુરખો ઉતાર્યો નહોતો. એ સ્ત્રી અત્યંત શ્રમિતા થઇ ગયેલી હોવાથી હજી સુધી તે ઉચ્ચ શ્વાસપ્રશ્વાસ લેતી હતી. તેની પાસે જ એક કોમળાંગી ખૂબસૂરત બાળા પોતાના હાથમાં એક તિક્ષ્ણ ધારવાળો મ્હોટો છરો લઇને ઉભી હતી.

બીજી તરફ એક હબસી ગુલામ કોદાળીથી જમીનમાં મ્હોટો ખાડો ખોદતો હતો. એ ખાડો અંદરથી ઘણો પહોળો હતો. વચ્ચે ઉપરના છજાની સાથે એક માણસનો મૃતદેહ ઉંધો લટકતો હતો. એક ખુણામાં પાણીથી ભરેલી માટીનો એક ઘડો, એક લોટો અને ભોજનસામગ્રી પડેલાં હતાં. થોડા સમય પછી શાન્તિ થતાં એ સ્ત્રીએ પોતાના મ્હોં પરનો બુરખો ઉતારી નાખ્યો. અહાહા! તેનું અત્યંત મનોહર મુખ પૂર્ણિમાના ચંદ્રદેવ જેવું આકર્ષણીય અને મનોમુગ્ધ લાગતું હતું; છતાં હમણાં ક્રોધના અગ્નિથી એ મ્હોં લાલચોળ બની ગયું હતું. હમણાંની તેની મુખમુદ્રા ઘણી ભયજનક હતી. એ સ્ત્રી ઉઠી ઉભી થઇ તથા પોતાની પાસે ઉભી રહેલી ખૂબસૂરત બાળાના હાથમાંનો તિક્ષ્ણધાર-વાળો છરો લઈ પેલી લટકતી લાસ પાસે જઇને તેનાપર તેણે એક બે ઘા કર્યા. અરેરે! આવી નાજુક નવયૌવનાનું હૃદય આવું કઠોર?! થોડા સમય ઉપર જંગલમાં તો તે એક માણસનું ખૂન કરી આવી છે અને અહીં પાછું તે બીજું ખૂન કરવા લાગી! આ સમયે આનન્દસિંહ અને તેના સાથીદારને માલૂમ પડયું કે એ લટકતો માણસ હજી સૂધી જીવતો જ હતો. એ અભાગીને ઉંધે માથે લટકાવવામાં આવ્યો હતો. છરાનો ઘા લાગતાં જ એ કમનસીબ માણુસ કરુણાજનક કંઠે બોલી ઉઠયો:—" અરેરે! વિના કારણુ તમે મ્હને કેમ દુઃખી કરો છો? હું કાંઇ જાણુતો નથી."

" ચૂપ રહે બદમાશ! તું સઘળી હકીકત જાણે છે. જલ્દી બતાવ. ત્હારી પાસેથી જો સઘળી સત્ય હકીકત મ્હારા જાણુવામાં નહિ આવે તો હવે વિના વિલમ્બે હું તને પરલોકમાં પહોંચાડી દઇશ. ત્હારા માટે મ્હારું અંતઃકરણ પાષાણુ જેવું કઠિન થઇ ગયું છે."

" ત્યારે તું મ્હને એક જ ઘાએ મારી નાખ. મ્હારાથી આવું દારૂણ દુઃખ વેઠી શકાતું નથી. ઇન્દ્રજીત સાથે મ્હારો કશો સંબંધ નથી. " લટકતા મનુષ્યે અપાર વ્યથાથી અસ્થિર બની જઇને કહ્યું.

આ સમયે ક્રોધની ઉત્તેજનાથી એ નવયૌવનાએ લટકતા માણસના અંગપર ફરીથી છરાનો એક ઘા કરીને કહ્યું:—" બદમાશ ! હજી પણ તું અસત્ય શબ્દો ઉચ્ચારે છે ? સત્વર ઇન્જીતનો પત્તો આપ નહિ તો હું તને યમસદનમાં પહોંચાડી દઇશ—રીબાવી રીબાવીને ત્હારો જીવ લઇશ. "

" અરેરે ! રાજકુમાર ઇન્દ્રજીતસિંહ માટે મ્હારે આટલું બધું દુઃખ ભોગવવું પડે છે ! " લટકતા માણસે ગદ્‌ગદ કંઠે કહ્યું.

અત્યાર સૂધી આનન્દસિંહ અને તેનો સાથીદાર સ્થિરતાથી ઉભા રહી શિલાની ફાટમાંથી બનતા બનાવનું દર્શન કરી રહ્યા હતા; પરંતુ પેલા લટકતા માણસના મ્હોંમાંથી છેલ્લું વાક્ય તેમના સાંભળવામાં આવ્યું એટલે તેમની ધીરજનો અંત આવ્યો. ક્રોધની ઉત્તેજનાથી તેમનાં બન્નેનાં મુખમંડળ લાલચોળ બની ગયાં. તેઓ બન્ને ખાડાપરની શિલા દૂર ખસેડીને અંદર ઉતર્યા, અને પેલી નિષ્ઠુર નારી આ પ્રસંગે પેલા લટકતા માણસનો અંગો કાપવાનો પ્રયત્ન કરતી હતી એવામાં તેના સ્હામે પોતાની બરછી ધરી આનન્દસિંહ ગર્જનાસૂચક સ્વરે બોલી ઉઠયો:—" ખબરદાર ! સુંદરી, તું આ નિરપરાધ માણસને હવે સ્પર્શ સુદ્ધાં કરીશ નહિ; નહિ તો આ બરછીથી ત્હારું હું હમણાં જ ખૂન કરીશ. " આ વાક્ય સાંભળવામાં આવતાં જ એ રાક્ષસી સ્ત્રી દૂર ખસીને ઉભી રહી. તે આશ્ચર્યચકિતા, વિસ્મિતા અને ભીતા બની ગઇ. થોડા સમયમાં જ આત્મસંવરણ કરીને તેણે કહ્યું:—" તમે વગર રજાએ અહીં કેમ આવ્યા છો ? દૂર ઉભા રહી અહીં શું થાય છે તે

મૌન ધારણ કરીને તમે જોયા કરો. મ્હારા કાર્યમાં તમે મ્હને કોઈ પણ પ્રકારની અડચણ કરશો નહિ. અહીં હું મ્હારી ઇચ્છાનુસાર વર્ત્તવાને મુખત્યાર છું."

આમ કહીને એ સુંદરી આનન્દસિંહના સાથીદાર—સૈનિક પુરુષને ઉદ્દેશીને કહેવા લાગીઃ—" તમારી દૃષ્ટિશક્તિ પણ જતી રહી છે કે શું ? તમે તમારા અધિકારીને પણ ઓળખી શકતા નથી કે ?"

થોડા સમય સૂધી એ સૈનિક પુરુષ વિસ્મયતાપૂર્ણ એકાગ્રદૃષ્ટિથી એ સુંદરીના અનિંદ્યસુંદર મુખમંડળ તરફ જોઇ રહ્યો. પછીથી તેણે કહ્યુંઃ—" ઓળખ્યાં—બરાબર ઓળખ્યાં—આજે તમારો વેશ વિચિત્ર હેવાથી હું તમને સત્વર પિછાની શક્યો નથી એ માટે બિલ્કુલ ખોટું લગાડશો નહિ. "

સૈનિક પુરુષનાં આ વાક્યો સાંભળવામાં આવતાં આનન્દસિંહ અત્યંત આશ્ચર્ય પામ્યો. તે એ સૈનિક પુરુષના અને સુંદરીના મ્હોં તરફ જોઈ રહ્યો.

" ત્યારે તમે બન્ને હવે આ સ્થાનનો ત્યાગ કરી ચાલ્યા જાઓ. મ્હારા કાર્યમાં તમે મ્હને અડચણકર્તા થશો નહિ." સુંદરીએ કહ્યું.

" બરાબર છે, રાજકુમાર ! ચાલો આપણે અહીંથી વિદાય થઇએ. " સૈનિક પુરુષનું આ વાક્ય સાંભળી આનન્દસિંહને તેનાપર તથા પેલી સુંદરીપર ઘણો ક્રોધ ઉપજ્યો. તેણે ક્રોધની ઉત્તેજનાથી અધીર બની જઇને કર્કશ કંઠે કહ્યુંઃ—" શું આ માણસને મૃત્યુના મુખમાં પડેલો જોઈ તેનો ત્યાગ કરીને આપણે ચાલ્યા જઇએ ? ના ના--મ્હારાથી એમ કદાપિ બનનાર નથી–આ માણસને મુક્ત કર્યા સિવાય હું અહીંથી પાછો ફરનાર નથી. "

" દુરાગ્રહી રાજકુમાર ! અદ્યાપિ તું બાળક હોવાથી જ આવો દુરાગ્રહ કરે છે ?" સુંદરીએ તિરસ્કારસૂચકસ્વરે કહ્યું.

" હા—બાળક છું પરંતુ સિંહનો બાળક છું—વીર ક્ષત્રિય પુત્ર છું. હું મ્હારો ધર્મ પ્રાણાન્તે પણ બજાવીશ. " આનન્દસિંહે પ્રથમના જેવા સ્વરે કહ્યું.

" ત્યારે શું આ માણુસને મ્હારા પંઝામાંથી મુક્ત કરવાનો જ ત્હારો વિચાર છે ? " સુંદરીએ પ્રશ્ન કર્યો.

" એને મુક્ત કરનાર તો પરમકૃપાળુ કિરતાર છે; પરંતુ ધર્મ બજાવવાનો જ આ ક્ષત્રિય પુત્રનો વિચાર છે. " આનન્દસિંહે દઢતાસૂચક સ્વરે કહ્યું.

" રાજકુમાર ! તમારો વિચાર સફળ થનાર નથી—સાક્ષાત કિરતાર આવીને પણ આ માણુસને મ્હારા પંઝામાંથી મુક્ત કરી શકનાર નથી. " સુંદરીએ પણ પોતાના નિશ્ચયની દઢતા દર્શાવી.

" ત્હારે પણ મ્હારી બરછીનો ભોગ થવું પડશે માટે વિચાર કરીજો. અને આ માણુસને મુક્ત કર. " આનન્દસિંહે ભય દર્શાવ્યો.

" એવા ભયથી હું કદાપિ બ્હી જનાર નથી—હું જોઉં છું કે, તમે કેવી રીતે મ્હારો જીવ લ્યો છો ?! " સુંદરી બોલી.

આનન્દસિંહ ક્રોધથી અત્યંત ઉન્મત્ત બની ગયો. લટકતા માણુસને જે દોરડી સાથે બાંધેલો હતો તે દોરડી તેણે પોતાની બરછીથી કાપી નાખી. પછીથી તેણે ઘણી સ્ફુર્તિથી એ માણુસને પૃથિવીપર પડતો ઝીલી લીધો.

હવે પેલો સૈનિક પુરુષ પણ આનન્દસિંહનો શત્રુ બની જઇને કહેવા લાગ્યોઃ—" રાજકુમાર ! આવી મૂર્ખતા કેમ કરો છો ? વિશેષ દુરાગ્રહ કરવામાં કલ્યાણુ નથી. "

વાંચકો જાણે છે કે એ ઠેકાણે પેલી સ્ત્રી, એક બાળા અને બીજો એક હબસી ગુલામ હતાં. આ સમયે તેમણે સર્વેએ મળીને રાજકુમાર આનન્દસિંહને પકડી લીધો. હવે આનન્દસિંહના ક્રોધની સીમા રહી નહિ. તેણે એ ચારે જણાંને હડસેલા મારી દૂર ફેંકી દીધાં તથા તેને એ માણસો પુનઃ પકડે તે પહેલાં તેણે પોતાના હાથમાંની બરછી ઉપરોક્ત નિષ્ઠુર સ્ત્રીપર ઉગામી. બરાબર આ સમયે જ ખાડાની બ્હારથી એવું વાક્ય સાંભળવામાં આવ્યું કે, " ખબરદાર, આનન્દસિંહ ! તમે જે કાંઇ કર્યું છે તે ન થયું થનાર નથી; પરંતુ હજી વિશેષ ખરાબી કરવાની હિમ્મત કરશો તો તમે બચી શકનાર નથી."

આ અવાજ સાંભળવામાં આવતાં આનન્દસિંહના જે હાથમાં બરછી હતી એ હાથ સ્થિર થઈ ગયો. આ સમયે તેણે ઉંચે દૃષ્ટિ કરી તો ખાડાની બ્હાર તેણે એક પ્રશાન્ત યોગિનીને ઉભી રહેલી જોઇ. એ યોગિનીનું મુખમંડળ ઘણું ગંભીર હતું. તેના મસ્તિષ્કપરની લાંબા જટા પૃથિવીને સ્પર્શ કરી શકતી હતી. યોગિનીએ પોતાના સર્વાંગપર વિભૂતિ ચોળેલી હતી; તેથી તેનું સ્વરૂપ ભીષણ ભાસતું હતું તેના જમણા હાથમાં સળગતા અંગારાઓથી ભરેલું ખપ્પર હતું. એમાં સુગંધિદાર ધૂપ સળગતો હોઇ તેનો ધુમાડો નીકળતો હતો. યોગિની નજરે પડતાં જ સર્વે તેના તરફ આશ્ચર્યચકિત અને વિસ્મિત દૃષ્ટિથી જોઇ રહ્યાં. થોડા સમયમાં જ ધૂપની ધુણીથી આખી સુરંગ ભરાઈ ગઇ. પછીથી એ ધુમાડો શ્વાસોચ્છ્વાસમાં આવવાથી સઘળાં માણસો બેશુદ્ધ બની ગયાં. માત્ર યોગિની એકલી જ શુદ્ધિમાં ઉભી રહી શકી હતી. સઘળાં માણસોને બેશુદ્ધ બની ગયેલાં જોઇ તેણે ખાડામાં ઉતરી ઘડામાંના પાણીથી પોતાના ખપ્પરમાંનો દેવતા બુઝાવી નાખ્યો, અને પછીથી તે થોડા સમય સુધી વિચારમગ્ન

સ્થિતિમાં જ ત્યાં ઉભી રહી. એ સમય દરમ્યાન ધીમે ધીમે સઘળો ધુમાડો જતો રહ્યો. પછીથી આનન્દસિંહ સિવાય બીજાં સર્વે માણસોને એ યોગિનીએ કશી ઔષધિ સુંઘાડીને શુદ્ધિમાં આણ્યાં. આટલું કાર્ય થયા પછી બેશુદ્ધ બની ગયેલા આનન્દસિંહને એક બાજૂએ સૂવાડી, પેલા માણસને ફરીથી ઉંધા માથે લટકાવી ઇન્દ્રજીતસિંહની હકીકત જાણવા માટે તેના અંગપર છરાથી ઘા કરવાનું નૃશંસ ઘાતકી કાર્ય ચાલૂ થયું. આ કાર્યમાં આનન્દસિંહનો સાથીદાર અને નવીન યોગિની પણ શામિલ થયાં; પરંતુ તેઓ એ માણસ પાસેથી કશી હકીકત જાણી શક્યાં નહિ. ઘણા જખ્મો થયા એટલે એ દુર્ભાગ્ય માણસનું મૃત્યુ થયું. પેલા હબસી ગુલામે એ માણસના મૃતદેહને, તેણે જે ખાડો પ્રથમથી ખોદી રાખ્યો હતો તેમાં દાટી દીધો. આવા નિષ્ઠુર કાર્યવ્યવસાયથી નિવૃત્ત થયા પછી યોગિનીએ સૈનિકને ઉદ્દેશીને કહ્યું:—" અરણ્યમાંથી લાકડાં લઈ આવી એક કામચલાઉ ડોળી બનાવી તેમાં આનન્દસિંહને સૂવાડીને રામગઢના કિલ્લા પાસે તમે મૂકી આવો; જેથી શુદ્ધિમાં આવ્યા પછી તે રાજમહાલયમાં જશે. જો જો, રાજકુમારના શરીરને બિલ્કુલ ઇજા થાય નહિ તેની સંભાળ રાખજો. કિલ્લા પાસે સૂવાડી તેમને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કર્યા પછી તમે તમારી ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જજો ! હવે પછી અમને મળવાની જરૂર પડે તો આ સ્થળે જ તમે આવજો. "

આવી રીતે એ સૈનિક પુરુષને કેટલીક આવશ્યકીય સૂચનાઓ કરી જે સ્ત્રીએ છરાથી પેલા માણસનો જીવ લીધો હતો તેને ઉદ્દેશીને યોગિનીએ કહ્યું:—" ચાલો સખિ, હમણાં તો આ બાળાને અહીં જ રાખીને આપણે જઇએ. એ અહીં આનંદથી રહેશે ! "

આ બન્ને સ્ત્રીઓની ઘણી હકીકત અમારે લખવાની છે; તેથી

જ્યાં સુધી એમનો સઘળો ભેદ અને નામઠામ ન જાણવામાં આવે ત્યાં સુધી તેમને ઓળખવા માટે તેમનાં એ કલ્પિત નામ આપવાની આવશ્યકતા છે. યોગિનીને બીજું નામ આપીશું નહિ; એને આપણે હવેથી યોગિનીના નામથી અને પેલી નિષ્ઠુર નારીને અરણ્યવાસિનીના નામથી ઓળખીશું. એ બન્ને સ્ત્રીઓ, સૈનિક પુરુષ, હબસી ગુલામ તથા પેલી બાળાને કેટલીક હકીકત સમજાવી ગુફાની બ્હાર નીકળી પૂર્વદિશા તરફ જવા લાગી.

રાત્રિ ઘણી ખરી વીતી ગઇ હતી. માત્ર બે ચાર તારકો આસમાનમાં હજી સુધી પ્રકાશી રહેલા જોવામાં આવતા હતા. ધીમે ધીમે અંધકાર દૂર થઇ જતો હતો અને ઉષાની જ્યોતિનો વસુંધરાપર વિસ્તાર થતો હતો. એક પ્રહર દિવસ થતાં સુધી યોગિની અને અરણ્યવાસિનીએ માર્ગ કાપ્યો. મધ્યાન્હકાળનો સમય થતાં જ જંગલમાં આવેલા એક ગંભીર ઘટાદાર વટવૃક્ષ નીચે તેઓ વિશ્રાન્તિ લેવાને બેઠી. આ ઝાડની પાસે જ એક સ્વચ્છ ઝરો વહેતો હોવાથી ત્યાં ઘણી શીતળતા હતી. બન્ને જણીઓએ કમર સાથે બાંધેલી ઝોળી કાઢી તેમાંથી થોડો મેવો ખાઇને જળપાન કર્યું. પછીથી સમસ્ત રાત્રિ ઉજાગરામાં પસાર થયેલી હોવાથી તેઓ બન્ને એ વૃક્ષની છાયા નીચે સૂઈ રહી. વિના વિલંબે તેઓ નિદ્રાધીના થઇ ગઇ. સંધ્યા સમયે તેઓ જાગ્રત થઈ. ઝરાના પાણીથી હાથ મ્હોં ધોઈ, સ્વસ્થ થઇ પુનઃ તેઓ બન્ને ચાલવા લાગી. આવી રીતે કેટલાક દિવસ સુધી તેમણે જંગલમાં મુસાફરી કર્યા કરી. એક દિવસે મધ્યરાત્રિ સુધી માર્ગ કાપ્યા પછી તેઓ એક ડુંગરની તળેટીની છેક પાસે આવેલા એક તળાવના કિનારે ઉપસ્થિત થઈ. એ વિશાળ અને મનોહર તળાવની ચોતરફ થોડા થોડા અંતરે અંદર ઉતરવાને પાષાણનિર્મિત પગથીઆં અને વિશ્રામ લેવાને માટે ચબુતરા

જેવા એટલાએ હતા. એ તળાવ સ્વચ્છ જળથી પરિપૂર્ણ હતું. આ તળાવના મધ્યભાગમાં આવેલો નિશાનનો સ્થંભ લાકડાનો નહિ પરંતુ પીત્તળનો બનેલો હતો. વળી એ સ્થંભ એટલો બધો જાડો હતો કે બે માણસો સુદ્ધાં તેને બાથ ભીંડી શકે નહિ. એ પીતળના સ્થંભ ઉપર લોખંડનો બનેલો એક કદરૂપો—વિકટમૂર્ત્તિ માણસ બેસાડવામાં આવ્યો હતો. તળાવની આસપાસ ચોતરફ ઘટાદાર વૃક્ષોની એવી ઘીચ ઝાડી થઇ રહેલી હતી કે તેની ડાળીઓ એક બીજીની સાથે સંલગ્ન થઇ ગઇ હતી. યોગિની અને અરણ્યવાસિની એ તળાવની પાળપર વિશ્રાન્તિ લેવાને બેઠી; પરંતુ તેમની દૃષ્ટિ તો તળાવ તરફ જ હતી. તેઓ આવી સ્થિતિમાં થોડા સમય સુધી બેસી રહી એટલે પછી સ્થંભની પાસેનું તળાવનું પાણી ડહોળાવા લાગ્યું, તથા એક માણસ પાણી પર તરતું જોવામાં આવ્યું. એ માણસ નજરે પડતાં જ યોગિની અને અરણ્યવાસિનીની દૃષ્ટિ તેના તરફ આકર્ષાઇ. થોડા સમયમાં જ એ માણસ તરતું તરતું કિનારાપર આવી જળમાંથી બ્હાર નીકળી પાળપર ઉભું રહી ચોતરફ જોવા લાગ્યું. હવે જ યોગિની અને અરણ્યવાસિનીને માલૂમ પડયું કે, એ માણસ કોઇ પુરુષ નહિ પરંતુ એક નાજુક નવયૌવના હતી. આજૂબાજૂ દૃષ્ટિ ફેરવતાં કોઈ નજરે નહિ પડયાથી એ નવયૌવના ભીંજાઇ ગયેલાં વસ્ત્રો નીચોવી માર્ગ કાપવા લાગી. યોગિની અને અરણ્યવાસિની અત્યાર સુધી એ નવયૌવનાની રાહ જોતાં હોય એમ જ લાગ્યું. કેમ કે જેવી એ નવયૌવના અરણ્યમાં અગ્રગામિની થઈ કે તરત જ તેને પકડવા માટે યોગિની અને અરણ્યવાસિની ત્વરિતગતિથી તેની પાછળ પાછળ જવા લાગી. એવામાં એ નવયૌવનાએ એ બન્ને જણીઓને જોઇ તેથી તે એક વૃક્ષ ઉપર ચઢી ગઇ. એ વૃક્ષ નીચે ગયા પછી યોગિની નીચે

ઉભી રહી અને અરણ્યવાસિની ઉપરોક્ત નવયૌવનાને પકડવા વૃક્ષપર ચઢી ગઇ. એ સ્થળે ઘણાં વૃક્ષો એક બીજાંની પાસે જ આવેલાં હોઇ તેની ડાળીઓ સંલગ્ન થયેલી હતી એમ અમે ઉપર જણાવી ચુક્યા છીએ. અરણ્યવાસિનીને ઉપર ચઢતી જોઇને જળમાંથી આવેલી નવયૌવના કે જેને હવેથી આપણે જળદેવીના નામથી ઓળખીશું તે પાસે આવેલા એક બીજા વૃક્ષપર કૂદી ગઈ. આવો પ્રકાર જોઈ યોગિની એ બીજા વૃક્ષની સાથે આવેલા એક ત્રીજા વૃક્ષપર ચઢી ગઈ કે જેથી જળદેવી બન્ને બાજૂમાંથી એકે બાજૂ તરફ પલાયન કરી શકે નહિ; છતાં તેમની આ ચતુરાઈ કિંવા સાવધાનતા વ્યર્થ થઇ પડી; કેમ કે આ સમયે જળદેવી વૃક્ષપરથી તળાવમાં કૂદી પડી. તેની પાછળ યોગિની અને અરણ્યવાસિની પણ વૃક્ષપરથી નીચે ઉતરી તળાવના જળમાં કૂદી પડી.

## પ્રકરણ ૧૯ મું.

### શિકારમાં તકનાર અને બહુરૂપીઓનો ઉદ્ધાર.

હવે કનકગઢની કેટલીક ઘટનાઓનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા છે. મહારાણા કનકસિંહને એક પુત્ર અને એક પુત્રી થઇ હતી એમ અમે આગળ જણાવી ચુક્યા છીએ. આ પ્રસંગે તેના પુત્ર ભીમસિંહની ઉમ્મર અઢાર વર્ષની અને તેની પુત્રી માયાસુંદરીની ઉમ્મર લગભગ પંદર વર્ષની હતી. આ સમયે બિચારી માયાસુંદરી કનકગઢમાં નહોતી. રાણા કનકસિંહે તેના પર ક્રોધે ભરાઇને તેને તેના મોસાળમાં મોકલી દીધી હતી. કનકસિંહ તેના પર કેમ ક્રોધે ભરાયો હતો એ કારણનો અત્રે અમે ઉલ્લેખ કરી શકતા નથી કેમ કે એ કારણ ઘણું રહસ્યમય છે. યથાપ્રસંગે એ કારણ વાંચકબંધુઓના જાણવામાં આવશે.

આ પ્રસંગે ભીમસિંહ કનકગઢમાં હાજર હતો. તેને સિપાહીગિરીનો ઘણો શોખ હતો. એ શરીરે હષ્ટપુષ્ટ અને ઘણો બળવાન્ હતો. તલ્વાર, ખંજર, બરછી, ભાલો વગેરે દરેક પ્રકારના શસ્ત્રનો ઉપયોગ કરવામાં તે ઘણો જ હોશિયાર, કળાબાજ નિપુણ હતો. અને રાજકાર્યો કરવામાં પણ તે ઘણી દીર્ઘદષ્ટિનો પરિચય કરાવતો હતો. ભીમસિંહનામાં તેના પિતાના સઘળા સદ્‌ગુણો ઉતરી આવેલા હતા; માત્ર કનકસિંહના દુર્ગુણો તેનામાં ઉતરેલા નહોતા એટલો સદ્‌ભાગ્યનો જ પ્રકાર હતો. તેનો સ્વભાવ ન્યાયપ્રિય હોવાથી પિતાનાં કેટલાંક કાર્યો તરફ તે તિરસ્કારયુક્ત દૃષ્ટિથી જોતો હતો. પિતા પુત્રમાં આવા વિરુદ્ધ ગુણાવગુણ હોવા છતાં કનકસિંહનો ભીમસિંહપર અપાર પ્રેમ હતો. જે માણસને મ્હોટી ઉમ્મરે સંતાન થાય છે તે માણસનો સંતાન ઉપર નીસ્સીમ પ્રેમ હોય છે એ સર્વ જાણે છે.

એક દિવસે ભીમસિંહ નિત્યનિયમાનુસાર પોતાના કેટલાક બહાદુર, હોશિયાર અને સાહસિક સાથીદારોસહ શિકારે નીકળ્યો. ધીમે ધીમે તેઓ સર્વે એક અરણ્યમાં જઈ પહોંચ્યા. એ અરણ્યમાં જંગલી સુવરોની વસતિ ઘણી હતી. ભીમસિંહે એ જંગલમાં ફરી ઘણાં સુવરોનો શિકાર કર્યો. એવામાં એક જંગલી સુવર ભીમસિંહના અશ્વ પાસે થઇને પૂર્વદિશા તરફ પલાયન કરી ગયું. ભીમસિંહે તેની પાછળ પોતાના અશ્વને વાયુવેગે દોડાવ્યો; પરંતુ એ સુવર એટલી બધી ત્વરાથી દોડતું હતું કે તેને પકડી શકાતું નહિ. આવી રીતે ભીમસિંહ એ ભીષણ અરણ્યમાં પોતાના સાથીદારોથી છૂટો પડી ગયો. આગળ સુવર દોડતું હતું અને પાછળ ભીમસિંહને સુચતુર અશ્વ દોડતો હતો. એવામાં જે તરફ સુવર દોડી જતું હતું તે તરફ સ્હામે એક ઘોડેસવાર

સ્ત્રી, એ સુવર પોતાની પાસેથી પસાર થાય એટલે ભાલો મારી તેનો પ્રાણ હરવાની તૈયારી કરી ઉભી રહી હતી. દોડતું દોડતું સુવર એ સ્ત્રીથી એટલા અંતરે રહ્યું કે, તેનાથી જેટલા છેટે ભીમસિંહ હતો. આ સમયે એ સુવર ડાબી બાજૂએ ફરી વિશેષ ઝડપથી દોડવા લાગ્યું. ભીમસિંહ અને પેલી સ્ત્રીએ પોતાના અશ્વ સુવર પાછળ દોડાવ્યા; પરંતુ ભીમસિંહ સુવરનો સંહાર કરે તે પૂર્વે જ પેલી સ્ત્રીએ સુવર પાસે જઈ પહોંચી ભાલાના માત્ર એક જ ઘાથી તેનો જીવ લઈ લીધો. પોતાના શિકારનું એક અબળાના હાથે મૃત્યુ થયેલું જોઇ ભીમસિંહને ઘણો ક્રોધ ઉપજ્યો. ક્રોધકર્કશ સ્વરે તેણે પૂછ્યું:-" મ્હારા શિકારનો ભોગ તમે શા માટે લીધો છે ?"

" વાહ રે વાહ ! એ શિકારપર આપનું નામનિશાન હતું કે ? એ શિકારપર જેટલો આપનો અધિકાર હતો તેટલો જ મ્હારો હતો." સુંદરીએ કહ્યું.

" સુંદરિ ! એ શિકાર મ્હારો હતો તથા આ અરણ્યનો અધીશ્વર પણ હું જ છું. હું ક્યારનો એ શિકારની પાછળ પડેલો હતો તેનો તમારે તમારા અંતરમાં વિચાર કરવો જોઇતો હતો " ભીમસિંહે કહ્યું.

" રાજકુમાર ! આપ ઘણા બહાદુર જણાઓ છો ! આપની બહાદુરીની હું જેટલી તારીફ કરું તેટલી ઓછી જ છે ! ત્રણ ગાઉ સુધી શિકારની પાછળ પડયા છતાં આપ તેનો સંહાર કરી શક્યા નહિ એ કાંઈ સામાન્ય બહાદુરી નથી ! " સુંદરીએ ઉપહાસ કરીને કહ્યું.

" હું શું કરું ?! તમે એક અબળા છો તેથી મ્હારા અંતરમાં તમારા માટે દયા ઉપજે છે. " ભીમસિંહે આત્મસંવરણ કર્યું.

" મ્હને પણ તમે બાળક છો તેથી તમારાપર દયા આવે છે;

નહિ તો તમારા ગર્વનું મ્હેં ક્યારનુંય ખંડન કર્યું હોત, સમજ્યા ?" સુંદરીએ કહ્યું.

"અબળા જાતિ આ રાજકુમારને શું કરી શકનાર છે ! સુંદરી ત્હારી જબાન બહુ ચાલે છે હોં ! સંભાળ ત્હારી જીભને; નહિ તો જે જીભ આ બહાદુર રાજકુમારનું અપમાન કરે છે એ જીભને જડમૂળથી ઉખેડી નાખવામાં આવશે; ત્હારા અપરાધની તને ઘણી ભયંકર સજા કરવામાં આવશે." ક્રોધાંધ બની જઈ ભીમસિંહે કહ્યું.

"રાજકુમાર ! મ્હારા કરતાં તમારી જ જીભ બહુ ચાલે છે. મ્હારાપર તમારી સહજ પણ સત્તા ચાલી શકનાર નથી; મ્હારો એક વાળ સુદ્ધાં તમારાથી વાંકો થનાર નથી." નિર્ભયતાથી સુંદરીએ કહ્યું.

આ નિર્ભય સુંદરીનું સ્વરૂપ, ઘોડેસવાર થવાની તેની છટા, તેનો સુંદર મરોડદાર બાંધો વગેરે એવું આકર્ષણીય હતું કે, તેને જોનાર વ્યક્તિ મંત્રમુગ્ધ બની ગયા સિવાય રહે જ નહિ; પરંતુ તેનાં કઠોર વચનો સાંભળવામાં આવ્યાથી ભીમસિંહ ક્રોધથી ઉન્મત્ત બની ગયો હતો. તેણે ક્રોધાવેશમાં જ એ સુંદરીના અંગપર પોતાનો ભાલો ઉગામ્યો; પરંતુ એ સુંદરીએ ચપળતાથી પોતાની ઢાલપર એ ઘા ઝીલી લીધો, તથા હસીને તેણે કહ્યું:—"કેમ રાજકુમાર ! હવે સંતોષ થયો ?! હજી બાકી રહ્યું હોય તો પૂર્ણ કરો." આમ કહીને તે પણ પોતાનો ભાલો ઘણી જ નિપુણતાથી ફેરવવા લાગી. ઘણા સમય સુધી તેમની બન્નેની વચ્ચે ભાલાની જ લઢાઇ ચાલી. અંતે એ સુંદરીનો વિષમય ભાલો ભીમસિંહના સાથળમાં વાગ્યો, તથા અલ્પકાળમાં તેના સર્વાંગમાં જહર ફેલાઇ ગયું. અંતે તે બેશુદ્ધ બની ઘોડાપરથી નીચે પડી ગયો.

બીજી તરફથી ભીમસિંહના સાથીદારોએ એ અરણ્યમાં ભીમસિંહની ઘણી શોધ કરી; પરંતુ તેનો કશો પત્તો લાગ્યો નહિ. એથી નિરાશ

થઈ તેઓ કનકગઢ પાછા ગયા અને રાણા કનકસિંહને તેમણે ભીમસિંહના અરણ્યમાં ગૂમ થયાના સમાચાર કહી સંભળાવ્યા. કનકસિંહ આ સમાચાર સાંભળી ઘણો ગભરાયો. રાજકુમારના સાથીદારોને તેમની બેદરકારી માટે તેણે ઘણો ઠપકો આપ્યો, તથા કેટલાક ગુપ્તદૂતોને તેણે કુમારની શોધમાં દોડાવ્યા. તદુપરાંત રાજકુમારનો સત્વર પત્તા મેળવવાની તેણે પોતાના હોશિયાર બહુરૂપીઓને પણ આજ્ઞા કરી.

ત્રણ દિવસ પસાર થઇ ગયા છતાં કુમારનો કશો પત્તો લાગ્યો નહિ; તેથી રાજાની ચિંતા વૃદ્ધિંગત થઈ ગઇ. ત્રીજે દિવસે સંધ્યા સમયે રાણો કનકસિંહ પુત્રવિયોગની ચિંતાથી ચિંતાતુર બની જઈ પોતાના એકાન્ત વિશ્રામભુવનની બારીમાં બેસી અસ્તાચળમાં ઉતરી પડતા ભગવાન્ સૂર્યનારાયણ તરફ એકાગ્રદૃષ્ટિથી જોઈ રહ્યો હતો. એવામાં એક ખિદમતગારનાં પગલાંનો અવાજ સાંભળી તેનો ચિંતા-પ્રવાહ બંધ પડી ગયો. તેણે એ ખિદમતગાર તરફ દૃષ્ટિ ફેરવી એટલે તેણે નમન કરી એક પત્ર તેના હાથમાં મૂક્યો, તથા કહ્યુંઃ–“મહારાજ! દ્વારપાળે આ પત્ર આપને આપવાની મ્હને આજ્ઞા કરેલી છે. અમીર જેવા દેખાવનો એક અપરિચત પુરુષ આ પત્ર આપીને ચાલ્યો ગયો છે!”

કનકસિંહે એ પત્ર ઉઘાડયો તો ભીમસિંહના હસ્તાક્ષર તેની નજરે પડયા. તેને ઘણો આનંદ થયો. તે અત્યંત આતુરતાથી એ પત્ર વાંચવા લાગ્યોઃ—

**“પૂજ્ય પિતાશ્રીની સેવામાં,**

આપશ્રી જાણીને અત્યંત વ્યથિત થશો કે એક અબળાએ ઘણી જ બહાદુરીથી મ્હને કેદ કર્યો છે. એ સંબંધીની સઘળી સવિસ્તર હકીકત હું જ્યારે આપના સમક્ષ ઉપસ્થિત થઇશ ત્યારે આપને

જણાવીશ. પિતાશ્રી, આપ મ્હારી ગમે એટલી શોધ કરાવશો તો પણ મ્હારો પત્તો મેળવી શકશો નહિ. મ્હને અત્યંત ગુપ્ત સ્થળે કેદ કરી રાખેલો છે. મ્હારી મુક્તિનો ઉપાય માત્ર એક જ હોઈ તે એ છે કે, મહારાણા વીરસિંહજીના જે બહુરૂપીઓ કનકગઢમાં કેદમાં પડેલા છે તેમને છોડી દેવા. જ્યાં સુધી તેઓ આપની કેદમાંથી છૂટી રામગઢ નહિ જઇ શકે ત્યાં સુધી હું પણ કેદમાંથી મુક્ત થઇ શકું તેમ નથી.

લિ૦ આજ્ઞાધીન **ભીમસિંહના** પ્રણામ."

આ પત્ર વાંચીને કનકસિંહની સ્થિતિ ઘણી વિચિત્ર થઇ ગઇ. ભીમસિંહને કેદ પકડનાર બહાદુર સ્ત્રી કોણ હશે તેનો કશો નિર્ણય તે કરી શક્યો નહિ. તેણે સ્વગત વિચાર્યું:—"શસ્ત્ર ચલાવવામાં મ્હારો ભીમસિંહ ઘણો હોશિયાર છે. એ સુંદરીએ પ્રપંચનો આશ્રય સ્વીકારીને જ તેને કેદ પકડ્યો હશે. હવે વીરસિંહના જે બહુરૂપીઓ અહીં મ્હારી કેદમાં છે તેમને સર્વને મ્હારે નિરુપાયે મુક્ત કરવા જ પડશે. અરેરે! એમને કેદ પકડવામાં કેટલું બધું દુઃખ ભોગવવું પડ્યું છે! હવે શું તેઓ સહેલાઇથી મુક્ત થઇ જશે?!"

ઘણા સમય સુધી વિચાર કર્યા પછી કનકસિંહે પોતાના અમરઅલી નામના બહુરૂપીને બોલાવીને કહ્યું કે:—"તમે વીરસિંહના સઘળા બહુરૂપીઓને છૂટા કરો. જ્યાં સુધી તેઓ આપણી કેદમાંથી મુક્ત થઈ રામગઢ નહિ જઇ શકે ત્યાં સુધી મ્હારો પ્રાણાધિક પુત્ર એક સ્ત્રીની કેદમાંથી મુક્ત થઇ શકે તેમ નથી."

"આપ શું કહો છો એ હું બરાબર સમજી શકતો નથી." અમીરઅલીએ આશ્ચર્ય પામીને કહ્યું.

"એક સ્ત્રીએ રાજકુમાર ભીમસિંહને કેદ કર્યો છે. એ એમ

કહે છે કે, જ્યાં સુધી આપણે વીરસિંહના બહુરૂપીઓને છૂટા કરીશું નહિ ત્યાં સુધી એ ભીમસિંહને છૂટો કરશે નહિ." કનકસિંહે કહ્યું.

"એ સ્ત્રી આમ કહે છે એવો નિર્ણય આપ શા ઉપરથી કરી શક્યા?" અમીરઅલીએ પ્રશ્ન કર્યો.

"આ જુઓ, ભીમસિંહે સ્વહસ્તે લખેલો પત્ર મ્હને મળેલો છે; તેથી આ પ્રસ્તાવમાં સંશય રાખવાનું પ્રયોજન નથી." કનકસિંહે ઉત્તર આપ્યો.

"ઠીક છે, આટલા દિવસ સુધી રાજકુમારનો પત્તો નહિ લાગેલો હોવાથી તેઓ કોઈની પ્રપંચજાળમાં ફસાઇ પડયા છે એમ માની શકાય છે." અમીરઅલીએ કહ્યું.

"એક અબળાએ બહાદુરીથી મ્હારા વીરપુત્ર ભીમસિંહને કેવી રીતે કેદ કર્યો હશે તેનો કશો નિર્ણય હું કરી શકતો નથી. ભીમસિંહ છૂટીને આવશે એટલે સઘળી હકીકત આપણાથી જાણી શકાશે. તમે જઇને હમણાં જ વીરસિંહના બહુરૂપીઓને છૂટા કરો; છતાં જે કારણથી તેમને છૂટા કરવામાં આવે છે એ કારણ તમે તેમને જણાવશો નહિ. તમે તેમને એમજ કહેજો કે, અમારી અને વીરસિંહજી વચ્ચે સુલેહ-સંપ થયો છે માટે તમે જલદી રામગઢ ચાલ્યા જાઓ. આમ કહેવાથી રસ્તામાં કોઇ સ્થળે નહિ રોકાતાં તેઓ રામગઢ ચાલ્યા જશે." કનકસિંહે સૂચના કરી.

અમીરઅલી કનકસિંહ પાસેથી ઉઠીને જ્યાં ભૈરવનાથ, અઘોરનાથ વગેરેને કેદ કરી રાખવામાં આવ્યા હતા ત્યાં ગયો, તથા તેણે એ બહુરૂપીઓને ઉદ્દેશીને કહ્યું:—"હવે તમારી સાથે અમારી કશી દુશ્મનાવટ નથી. તમે સર્વ સત્વર રામગઢ ચાલ્યા જાઓ કેમ કે અમારા મહારાણીજી સાથે વીરસિંહજીની સુલેહ થઈ ગઈ છે."

"એ તો અત્યંત આનંદજનક વાત છે. જો તમારાં આ વચનો યથાર્થ હોય તો અમારા સર્વના વાટવા અને ખંજરો વગેરે સામાન પણ તમે અમને પાછો આપી દ્યો." અઘોરનાથે કહ્યું.

"હા હા–તમારો સરસામાન હમણાં જ તમને પાછો આપવામાં આવશે. લ્યો, હું જાતે જ જઇને લઈ આવું છું." આમ કહીને અમીરઅલી ત્યાંથી ચાલ્યો ગયો.

એ ત્રણ બહુરૂપીઓને સાથે લઇ વીરસિંહના બહુરૂપીઓનો સરસામાન લઇ આવવા અમીરઅલી પોતાને ઘેર ગયો એટલે અઘોરનાથ, ભૈરવનાથ વગેરે મૃદુસ્વરે એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા.

"કેમ ભાઇઓ! આજે કનકસિંહ શા ઉદ્દેશથી આપણને છૂટા કરે છે?" કપટશંકરે પ્રશ્ન કર્યો.

"આપણા રાજાએ કનકસિંહ સાથે સુલેહ કરી હોય એ પ્રકાર તો મ્હને સર્વથા અસંભવ લાગે છે." બદ્રીનાથ બોલ્યો.

"અરે શાની સુલેહ અને શાનો સંપ? મ્હને તો કાંઇ જૂદો જ મામલો હોય એમ લાગે છે!" અઘોરનાથે કહ્યું.

"ખરું છે—કનકસિંહ લાચારીથી જ આપણને છૂટા કરે છે." ભૈરવનાથ બોલ્યો, "આપણા માણસોમાંથી કોઇએ રાણા કનકસિંહના અંગત માણસને કેદ પકડયું હશે, તથા તેણે રાણા કનકસિંહને એવો સંદેશો મોકલાવ્યો હશે કે, "તમે જ્યારે અમારા સઘળા બહુરૂપીઓને બંધનમુક્ત કરી રામગઢ સહિસલામત પહોંચાડશો ત્યારે જ અમે તમારા માણસને બંધનમુક્ત કરીશું. સુલેહ વગેરેની વાત કપોળકલ્પિત હોય એમજ હું ધારું છું!"

ભૈરવનાથનાં આ વચનો સર્વેને ખરાં લાગ્યાં. આ સંબંધીનો વિચાર કરતાં કરતાં અઘોરનાથે કહ્યું:—"હું એમ ધારું છું કે, રાણા

કનકસિંહની રાણી અથવા તેનો કુમાર કે કુમારીમાંથી કોઇને કેદી બનાવવામાં આવ્યું હશે. જો બીજા કોઇને કેદ કરવામાં આવ્યું હોય તો રાણો કનકસિંહ કદાપિ આપણો છૂટકારો કરે નહિ."

"બરાબર એમજ હોવું જોઇએ, અને અહીંથી વિદાય થતી વખતે આપણે એ લુચ્ચાઓને કાંઇ તમાશો બતાવતા જવું જોઇએ." તેજસિંહે નવીન વાત કાઢી. "શું આપણને આટલા દિવસ સુધી કેદ કરી રાખ્યા હતા તેનો કશો બદલો લીધા સિવાય ભીરુ માણસોની માફક આપણે અહીંથી ચાલ્યા જઇશું કે? કાકાજી, આપણે તો રાણા કનકસિંહજીને સ્પષ્ટતાથી કહી દઇશું કે, 'મ્હારા પગમાં દર્દ હોવાથી ત્રણ માસ સુધી ચાલ્યા કરું તો પણ હું રામગઢ પહોંચી શકું તેમ નથી. વળી બળદની ગાડીમાં નહિ બેસવાની મ્હેં પ્રતિજ્ઞા કરેલી છે. પાલખીમાં હું બેસું એ શોભતું દેખાય નહિ, ઘોડાપર દર્દની વિશેષતાથી મ્હારાથી બેસી શકાય તેમ નથી; તેથી જો હાથી હોય તો જ મ્હારાથી રામગઢ જઇ શકાય તેમ છે.' જો અંબાડીવાળો હાથી બેસવાને ના મળે તો પછી મ્હારા બહાદુર પિતા જ્યોતિસિંહના નામને એબ લાગે!"

"વળી અમીરઅલ્લીએ મ્હને એવો બનાવ્યો છે કે, મ્હારી દાઝ હોલવાઇ નથી. જ્યારે હું એનું આઠ આંગળનું નાક કાપી શકીશ ત્યારે જ મ્હારી પ્રતિહિંસાની ઉત્તેજના શાન્ત થશે." અઘોરનાથે અંતરની ઉત્તેજના દર્શાવી.

આવી વાતચિત ઘણા સમય સુધી ચાલી એવામાં અમીરઅલી તેમનો સઘળો સરસામાન લઈને આવી પહોંચ્યો, અને તેણે એ બહુરૂપીઓ પાસે સઘળો સરસામાન મૂક્યો. આ સમયે તેજસિંહથી શાન્તિ ધારણ કરી બેસી રહેવાયું નહિ. તેણી કહ્યું:—" ભાઇઓ, જોઇ

જુઓ કે આપણી કોઈ વસ્તુ ચોરાઇ તો નથી ને ? મ્હારી ઝોળીમાં કેટલીક સોનામહોરો હતી તેની મ્હારા મનમાં વિશેષ ચિંતા છે !"

"હવે અસત્ય વચનો ઉચ્ચારી તકરાર કરવા લાગ્યા કે ? !" અમીરઅલીએ કહ્યું.

તેજસિંહે મુખ વિકૃત કરીને કહ્યુંઃ—"હેં ! તમે આ શું કહો છો ? ! આ વાતપરથી તો એમ માલૂમ પડે છે કે, અમારી સોનામહોરો પડાવી લેવામાં આવી છે. (બીજા બહુરૂપીઓ તરફ જોઇને) તમે સર્વે તમારી સોના મહોરો જોઇ લ્યો જોઇએ."

"જોઈએ શું ? અમે જ્યારે રામગઢથી નીકળ્યા ત્યારે સોસો સોનામહોરો અમને ખરચ કરવા માટે મળી હતી; એ સઘળી સોનામહોરો અમારા દરેકના વાટવામાં જ હતી." ભૈરવનાથે ઉપરોક્ત વચનોને પુષ્ટિ આપી.

"મ્હારી પાસે સોનામહોરો નહોતી; પરંતુ એક ન્હાની પેટીમાં થોડું જરજવાહિર હતું એ ગૂમ થઇ ગયું છે. એટલી બધી મૂલ્યવાન્ વસ્તુઓ ગૂમાવી રામગઢ આવતાં મ્હારૂં મન માનતું નથી." તેજસિંહે કહ્યું.

"આ પણ સારી વાત કહેવાય ! બન્ને રાજ્ય વચ્ચે સુલેહ થઇ એટલે અમારો માલ લૂંટી લેવામાં આવ્યો ! ચાલો એક વખત આપણે રાણા કનકસિંહજી પાસે જઈને ન્યાય માગીએ, અને એટલું કરવા છતાં જો તેઓ આપણને આપણો માલ પાછો નહિ આપે તો અહીંજ આત્મઘાત કરી આપણે આપણા જીવનનો અંત લાવીશું. આપણી દ્રવ્ય સંપત્તિ ગૂમાવી રામગઢ જવું મ્હને પસંદ નથી." બદ્રીનાથ બોલ્યો.

આ લોકોનાં આવાં વાક્યો સાંભળી અમીરઅલ્લી વિસ્મિત બની ગયો. કોઇ કહેતો હતો કે, ' મ્હારી સોનામહોરો ચોરાઈ છે, ' કોઈ કહેતો હતો કે, ' મ્હારી ઝવેરાતની પેટી ચોરાઈ છે ! ' હવે શું કરવું ? એ લોકો જો જલ્દી રામગઢ પહોંચી જાય તો જ રાજકુમારનો જીવ બચવાનો સંભવ હતો. અંતે અમીરઅલ્લીએ તેમને સહજ ધમકાવી શાન્ત કરવાનો વિચાર કરીને કહ્યું:—" જુઓ, તમે આવી રીતે લુચ્ચાઇ કરશો તો તમને ફરીથી કેદ કરવામાં આવશે. "

" જી હા—હું પણ એમજ વિચારું છું. " બદ્રીનાથે કહ્યું.

" હા હા-અમે અમારી માલમત્તા માગીએ છીએ એટલે અમને જરૂર કેદ કરવામાં આવશે જ. અમે ગૂપચૂપ ચાલ્યા જઇએ તો તમને મફતનો પાલ પચી જાય તેમ છે તેથી તમે આવી ધમકી આપો એમાં કાંઈ નવાઈ નથી. " અઘોરનાથે કહ્યું.

" આવી ધમકી તો આપ આપને ઘેર જઇને આપજો. જો તમે તમારું ભલું ચ્હાતા હો તો અમને અમારી માલમત્તા જલ્દી સોંપી દો; નહિ તો અમે રાણા કનકસિંહજી પાસે જઇને ન્યાય માગીશું. " નિર્ભય બાળક તેજસિંહે કહ્યું.

" ઠીક છે—ચાલો રાણાજી પાસે. " અમીરઅલ્લીએ કહ્યું.

પછીથી આ મસ્કરું મંડળ અમીરઅલ્લા સાથે રાણા કનકસિંહ પાસે ગયું. અમીરઅલ્લીએ કહ્યું:—" મહારાજ ! આ લોકો વિના કારણ તકરાર કરે છે ! "

" કેમ શું છે ? " કનકસિંહે પૂછ્યું.

" મહારાજ ! પ્રથમ આપ મ્હારા વાત સાંભળો. જ્યારે આપની સાથે અમારા રાણાજીની સુલેહ થઇ ગઇ છે ત્યારે અમને મુક્ત કરતી વખતે અમારી સઘળી માલમત્તા કે જે અમને કેદ કરતી વખતે

જમે કરવામાં આવી હતી તે અમને મળવી જોઇએ કે નહિ?" તેજસિંહે કહ્યું.

"અવશ્ય મળવી જ જોઈએ." કનકસિંહે ઉત્તર આપ્યો.

"આપની ન્યાયપ્રિયતા જોઇ હું આપનો આભાર માનું છું. પ્રથમ આપ કૃપા કરીને મ્હારી સઘળી હકીકત સાંભળો. જ્યારે અમે લોકોએ અમારો સઘળો સરસામાન મીંયા અમીરઅલ્લી પાસે માગ્યો ત્યારે તેમણે અમારા વાટવા અને ખંજરો તો અમને પાછાં આપી દીધાં; પરંતુ અમારા વાટવામાં જે કાંઇ સિલ્લક હતી તે સઘળી પડાવી લીધી છે. હવે અમે આપની પાસે ઇન્સાફ માગીએ છીએ." તેજસિંહે કહ્યું.

કનકસિંહે અમીરઅલ્લી તરફ જોઈને પૂછ્યું:—"કેમ, આ શો પ્રકાર છે?"

"મહારાજ! આ લોકો સઘળું જૂઠું બોલે છે."

"હા સાહેબ! અમે બધા જૂઠા અને આપ જ એકલા સાચા!" તેજસિંહે અમીરઅલ્લી તરફ જોઈ કટાક્ષ કર્યો.

"હશે-હવે તકરારનો અંત લાવો. તમારું જે કાંઈ ગયું હોય તે અમારી પાસેથી લઇ તમે રામગઢ ચાલ્યા જાઓ—પછીથી હું અને અમીરઅલ્લી સમજી લઇશું." કનકસિંહે નિરુપાયે કહ્યું.

"મહારાજ! આ બહુરૂપીઓની દરેકની સો સો સોનામહોરો ગૂમ થઇ છે અને મ્હારી ઝવેરાતની એક ન્હાની પેટી ગૂમ થઇ છે. અમે વિશેષ તકરાર કરવાને ઇચ્છતા નથી. આપ એક હજાર સોનામહોરો મંગાવી આપો એટલે અમે સર્વે સમજી લઇશું. જો કે અમારી માલમત્તાનું મૂલ્ય એક હજાર સોનામહોરો કરતાં વિશેષ છે;

પરંતુ આપને વિરકત કરવા એ અમને ઉચિત લાગતું નથી. ” તેજસિંહે ઠાવકા મુખે કહ્યું.

“ તમે આવો ખોટો ગજબ ન કરો. “ અમીરઅલીથી બોલી જવાયું.

“ હા સાહેબ ! અમે તો ગજબ કરીએ છીએ ! હવે અમે એક પૈસો પણ લઈશું નહિ. અમે એમજ સમજી શું કે એટલું દયાદાન કર્યું હતું. હવે અમે રામગઢ પણ જવાના નથી. ” તેજસિંહે કહ્યું.

“ અરે તમે ગભરાઓ છો શા માટે ? તમારી માગણી પ્રમાણે દશ હજાર સોના મહોરો તમને હમણાં જ આપવામાં આવે છે. ” કનકસિંહે કહ્યું.

પછીથી કનકસિંહે અમીરઅલીને એવો નેત્રસંકેત કર્યો કે તે ત્યાંથી ચાલ્યો ગયો. અલ્પકાળમાં જ એક હજાર સોનામહોરો તેજસિંહ પાસે આવી પહોંચી. સોનામહોરો મળતાં જ તેઓ કનકસિંહ પાસેથી વિદાય લઈને રામગઢ જવા નીકળ્યા. કનકગઢનો ત્યાગ કરતાં કરતાં રાજકુમાર ભીમસિંહના કેદ પકડાયાના સમાચાર સુદ્ધાં તેઓ જાણી શક્યા. કનકગઢની બ્હાર નીકળી તેઓ ત્વરાથી રામગઢ જવા લાગ્યા. બીજે દિવસે તેઓ રામગઢથી માત્ર પંદર ગાઉના અંતરે જ રહ્યા. એવામાં સ્હામેથી એક ઘોડેસવારને તેમણે વાયુવેગે પોતાના તરફ આવતો જોયો. એ પાસે આવી પહોંચ્યો એટલે એને જોતાંની સાથે જ એ ભીમસિંહ છે એમ તેજસિંહ સમજી શક્યો.

ભીમસિંહે આ બહુરૂપીઓની પાસે આવી પહોંચીને પોતાનો ઘોડો રોક્યો તથા હસીને તેણે તેજસિંહ તરફ જોયું; કેમ કે તેજસિંહને તે સારી રીતે પિછાનતો હતો.

“ કેમ સાહેબ ! આપ છૂટા થયા કે ? ( પોતાના સાથીઓ

તરફ જોઇને ) આ મહારાણા કનકસિંહના પુત્ર રાજકુમાર ભીમસિંહજી છે. " તેજસિંહે કહ્યું.

" તમારા છૂટકારાપર જ મ્હારા છૂટકારાનો આધાર હતો. તમે સર્વે છૂટા થયા એટલે હું પણ છૂટો થયો. " ભીમસિંહે સત્ય વાર્ત્તાનો સ્ફોટ કર્યો.

" અમારા કયા સાથીદારે આપને કેદ કર્યા હતા ? " તેજસિંહે પૃચ્છયું.

" એ હું જાણતો નથી. શિકાર કરતી વખતે એક સ્ત્રીએ આવી પહોંચીને તેણે તેના જહરી ભાલાનો મ્હારા અંગપર ઘા કર્યો હતો. હું જ્યારે જહરના પ્રભાવથી બેશુદ્ધ બની ગયો ત્યારે મ્હને મુસ્કેટાટ બાંધીને એ એક ગુફામાં લઇ ગઇ, તથા વિવિધ ઇલાજો કરી તેણે મ્હને આરામ કર્યો તે પછીની હકીકત આપ જાણો જ છો. એ સ્ત્રી કોણ હતી એ હું જાણી શક્યો નથી; છતાં એ સ્ત્રી જ હતી એવી મ્હારી ખાત્રી છે. " તેજસિંહે ઉત્તર આપ્યો.

" હવે આપ સત્વર કનકગઢ જાઓ; પરંતુ જુઓ, આપના પિતાએ વિના કારણ અમારી સાથે વૈરભાવ રાખ્યો છે. જ્યારે તેઓ મહારાણા વીરસિંહજીના કેદી થયા હતા ત્યારે મહારાણા દેવીસિંહે એમને અનેક પ્રકારે સમજાવીને કહ્યું હતું કે, ' આપ અમારી સાથેના વૈરભાવનો ત્યાગ કરી રામગઢમાં જ રહો. રામગઢનું રાજ્ય અમે પુનઃ પ્રસન્નતાપૂર્વક આપને સ્વાધીન કરીએ છીએ. " એ સમયે એમણે ફકીરી લીધી હતી. યોગાભ્યાસની ધૂનમાં પ્રાણની જગ્યાએ તેઓ બુદ્ધિને બ્રહ્માંડમાં લઈ ગયા હતા; પરંતુ પુનઃ તેમણે પોતાનું પૂર્વસ્વરૂપ ધારણ કર્યું છે. એમના ભાગ્યમાં જીવનપર્યંત દુઃખ જ ભોગવવાનું લખ્યું હશે એમ અમને લાગે છે. તેઓ એટલો પણ વિચાર

કરતા નથી કે, જ્યારે તેઓ રામગઢના માલિક હતા ત્યારે તો તેમણે વીરસિંહજીપર વિજય મેળવ્યો નહિ અને હવે તેઓ તેમને શું કરી શકનાર છે ? " તેજસિંહે કહ્યું.

" હું સાચું જ કહું છું કે, તેમની આ સઘળી રીતભાત મ્હને બિલકુલ પસંદ નથી; પરંતુ શું કરું ? પુત્રધર્મ વિચારી હું પિતાની વિરુદ્ધતા કરી શકતો નથી. " ભીમસિંહે અંતરોદ્‌ગાર કાઢયા.

" આપની મતિગતિ આની રીતે નિરંતર ધર્મમાંજ દૃઢ રહે એવું જ અમે ઇચ્છીએ છીએ. હવે આપ સત્વર રાજધાનીમાં જાઓ." તેજસિંહે કહ્યું.

ભીમસિંહ કનકગઢ તરફ વિદાય થયો અને આપણા બહુરૂપીઓએ રામગઢનો માર્ગ સ્વીકાર્યો.



## પ્રકરણ ૨૦ મું.

### માધવીનો મોહ કે ભયંકર દ્રોહ ?

સૂર્યભગવાન્ વ્યાકુળતાથી સંધ્યાસુંદરીને આલિંગન કરવાની તૈયારી કરી રહ્યા હતા. પશ્ચિમ દિગ્વધૂ સૂર્યસ્વામીનું પોતાની પાસે આગમન થયેલું જોઇ લજ્જાથી લાલચોળ બની ગઇ હતી. સંધ્યાકાળનો શીતળ સુગંધિત વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. વર્ષાઋતુનો દિવસ હોવા છતાં ગગનમંડળ સ્વચ્છ હતું કેમ કે, થોડા સમય ઉપર જ વૃષ્ટિ થઇ હતી. પછીથી વાયુના તોફાનથી વાદળાંઓ ભય પામીઅદૃશ્ય થઈ ગયાં હતાં. વાંચકબંધુઓ ! આ પ્રસંગે આપણે એક મનોહર, ચિત્તરંજન રમણીય બાગનું દર્શન કરવાનું છે, બાગમાંની પુષ્પલતાઓ વૃષ્ટિજળથી ભીંજાયલી હોવાથી ઘણી સુંદર દેખાતી હતી. બાગમાં સંધ્યાનાં સૂર્યકિરણોનો મનોહર

પ્રકાશ ફેલાઈ રહેલો હતો. આ કુદરતી રચનાથી પરિપૂર્ણ બગીચામાં જંગલી પુષ્પલતાઓ જ વિશેષ સંખ્યામાં જોવામાં આવતી હતી. ગુલાબના રોપાઓની સંખ્યા સર્વથી અધિક હતી. આ બાગ લગભગ એકહજારે ચોરસવાર લાંબો હોય તેની આસપાસ ન્હાના મ્હોટા ટેકરાઓ આવેલા હતા. પહાડોની ઉપરથી બગીચાની વચ્ચે ત્રણ સુંદર ઝરાઓ વહેતા હતા. વર્ષાઋતુ હોવાથી ઝરાઓમાં વિશેષ જળ જોવામાં આવતું હતું. પૂર્વ દિશા તરફ આવેલા એક પહાડની તળેટીમાં જઇને આ ત્રણે ઝરાઓ મળી ગયા હતા, તથા એ સ્થળેથી વધારાનું પાણી એક ખોમાં પડીને ક્યાં જતું હતું તેનો કશો નિર્ણય થઇ શકતો નહિ. આ ન્હાના પરંતુ સુંદર બગીચાની વચ્ચે એક મનોહર મહેલ આવેલો હતો. એ મહેલ પ્રાચીન કાળમાં તૈયાર કરાવવામાં આવ્યો હોય એવો તેને જોતાં તત્કાળ ભાસ થતો હતો. મહેલની સ્હામે એક વાવ હતી. તેની આજુ-બાજૂની જમીન વિશેષ સુંદર દેખાતી હતી. એ જમીનમાં વિવિધરંગી પુષ્પલતાઓ નજરે પડતી હતી.

સંધ્યાકાળનો સમય હોવાથી એ મહેલમાં નિવાસ કરતી સઘળી સુંદરીઓ હમણાં બગીચામાં ફરતી હતી. સઘળી સુંદરીઓ આનંદમગ્ન દેખાતી હતી. તેઓ પુષ્પો ચુંટી તેના ગજરા બનાવી એકબીજીને મારી વિનોદ કરતી હતી. યૌવનના મદથી ઉન્મત્ત બનેલી આ નવયૌવનાઓ એક બીજીની સાથે વિવિધ ચેષ્ટાઓ કરતી હતી. આપણો રાજકુમાર ઇન્દ્રજીતસિંહ પણ એ સુંદરીઓમાંની એક અપૂર્વ અને અદ્વિતીય લાવણ્યલતિકાના કંઠપ્રદેશમાં હાથ નાખીને ફર્યા કરતો હતો. વારંવાર કોમળાંગીઓનો મધુર હાસ્યધ્વનિ સાંભળવામાં આવતો હતો. ઇન્દ્રજીત જાણે કે શુદ્ધિ ભુલી જઇને કોઈ સ્વપ્નરાજ્યનું દર્શન કરતો હતો.

થોડા સમય પછી ઇન્દ્રજીતસિંહ અને તેની પ્રેમિકા વાવની પાળ-પર બેઠાં તથા બન્ને વચ્ચે વાર્તાચિત ચાલવા લાગી.

" માધવિ ! મ્હારા સંશયને હું કોઈ પણ પ્રકારે દૂર કરી શકતો નથી. તે દિવસે ગંગાતટપર જે સુંદરી હિંચકાપર ઝૂલી રહી હતી તે સુંદરી તું જ છે કે ?" ઇન્દ્રજીતે પ્રશ્ન કર્યો.

" આપ હમ્મેશાં મ્હને આ પ્રશ્ન પૂછો છો અને હું સોગન ખાઇને ઉત્તર આપું છું કે, હું એજ બાળિકા છું: છતાં આપનો સંશય દૂર થતો નથી એ ઘણા જ અફસોસની વાત છે!" માધવીએ દયા-જનક સ્વરે કહ્યું.

ઇન્દ્રજીતે પોતાની મુદ્રિકા તરફ જોઇને કહ્યું:—" આ તસ્વીરમાં અને ત્હારામાં થોડો ફર્ક જોવામાં આવે છે !"

" એ ભૂલ ચિત્રકારની છે. "

" ભલે ગમે એમ હોય—ત્હેં મ્હને સર્વાંશે ત્હારે વશ કરી લીધો છે. "

" વાહ ! મ્હને મળવાનો પ્રયત્ન તો આપે જ કર્યો હતો. "

" હશે જવા દે– ચાલ હું કબૂલ કરું છું કે ત્હેં મ્હારાપર કૃપા કરી છે."

" હવે રહેવા દો—વિશેષ સફાઈ ન કરો. "

" ત્યારે આ નિરુપયોગી વાતને પડતી મૂકી ત્હારા વાયદાને યાદ કર. આજે કયો દિવસ છે ? આજે હું ત્હારી સઘળી હકીકત સાંભળીશ તો જ મ્હારો જીવ શાન્ત થશે; પરંતુ જોજે, હું ત્હારી પ્રતિજ્ઞાનું તને પુનઃ સ્મરણ કરાવું છું. મ્હારી પાસે તું એક પણ અસત્ય શબ્દ ઉચ્ચારીશ નહિ. જો મ્હારા સમક્ષ અસત્ય શબ્દો ઉચ્ચારીશ તો અંતે તું અત્યંત પસ્તાઇશ. "

માધવીએ થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી કહ્યું:—"ઠીક છે, આજે તો આપ કૃપા કરી મ્હને ક્ષમા આપો. આપથી વિશેષ હું દુનિયામાં કોઇને સમજતી નથી, તથા આપના સમ ખાઇને કહું છું કે, આવતી કાલે આપ મ્હને જે કાંઇ પૂછશો તે હું જરૂર આપને કહીશ. આપથી હું કશી હકીકત છુપાવવાની નથી. ( આકાશ તરફ જોઇને ) હવે વખત થયો છે—આપ મ્હને બે કલાકની રજા આપો."

ઇન્દ્રજીતે એક નિશ્વાસ મૂકીને કહ્યું:—" ભલે, આવતી કાલે કહેજે. હવે ત્હારે જવું હોય તો જા; પરંતુ બે કલાકથી વધારે વખત લગાડીશ નહિ."

માધવી ઉઠી મકાન તરફ ચાલી ગઇ. એના ગયા પછી એકલો બેસી રહીને ઇન્દ્રજીત વિચારવા લાગ્યો કે, " માધવી કોણ છે ? એનું કોઇ પ્રતિપાલક કિંવા રક્ષક છે કે નહિ ? એ પોતાની હકીકત છુપાવી રાખવાનો પ્રયત્ન કેમ કરે છે ? સ્હવારે અને સાંજે બે ત્રણ કલાક સુધી તે ક્યાં કોની પાસે જાય છે ? આમ છતાં એ મ્હારા તરફ ઘણો પ્રેમ રાખે છે એ ચોક્કસ છે; છતાં આશ્ચર્ય પામવા જેવો એ પ્રકાર છે કે, તેણે મ્હને શામાટે અહીં કેદ કરી રાખ્યો છે ?" વાંચકબંધુઓ ! રાજકુમાર ઇન્દ્રજીતસિંહે આ બગીચામાંથી બ્હાર નીકળવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો; પરંતુ એકે માર્ગ તેને સૂઝ્યો નહોતો. વળી માધવીનું મન દુઃખાવી એ પહાડી પ્રદેશમાંથી ગૂપચૂપ ચાલ્યા જવાની હિમ્મત તે કરી શકતો નહોતો. હમણાં ઇન્દ્રજીત વાવની પાળપરથી ઉઠી અસ્થિરચિત્તે આજૂબાજૂ ફરવા લાગ્યો. પુષ્પલતાઓની સુગંધિએ પણ તેના અંતરની અશાન્તિ દૂર કરી નહિ. પછીથી તે ઝરા પાસે ગયો. ઝરાનું જળ અત્યંત નિર્મળ—સ્વચ્છ હતું. તેના તળીઆની રેતી તથા કાંકરીઓ સ્પષ્ટતાથી જોઈ શકાતી હતી. કવચિત્ ક્વચિત્ એ

સ્વચ્છ જળમાં માછલી પણ જોવામાં આવતી હતી. એ ઝરાના કિનારે થઇને ઇન્દ્રજીત એ ઝરાઓ જે ઠેકાણે એકત્ર થઈ ગયા હતા અને તેનું વધારાનું જળ જે ઠેકાણેથી એક ઊંડા ખાડામાં પડતું હતું એ ઠેકાણે જઈ પહોંચ્યો. એ ઊંડા ખાડામાં પાણી જોરથી પડી તેમાં ઘણું ફીણ થતું હતું. આ સઘળો પ્રાકૃતિક સુંદર દેખાવ જોતો ઇન્દ્રજીત ત્યાં ફરતો હતો એવામાં પોતાનું નામ ઉચ્ચારીને પોતાને કોઇ બોલાવતું હોય એવો ભાસ તેને થયો. તેણે પહાડ તરફ દૃષ્ટિ ઊંચી કરી તો પંદર વીસ હાથના અંતરે એક નવયુવતીને ઉભી રહેલી તે જોઇ શક્યો. તેણે હસ્તસંકેતથી કુમારને એ સ્થળે જ ઉભા રહેવા જણાવ્યું, તથા તે પોતે ધીમે ધીમે પહાડપરથી નીચે ઉતરી. આ નવયુવતીને ઇન્દ્રજીતે પૂર્વે કદાપિ જોઈ નહોતી. બગીચામાં ફરતી માધવીની સખીઓ પોતાને જોઈ ન જાય એટલા માટે એ નવયુવતી એક વૃક્ષના થડ આગળ રાજકુમાર ઇન્દ્રજીત પાસે ઉભી રહી. એ નવયુવતીનાં વસ્ત્ર પાણીથી ભીંજાઈ ગયેલાં હોવાથી તેનું શરીર કિંવા અવયવો અત્યંત મોહક જણાતા હતા. ભીંજાયલા વસ્ત્રમાંથી આયનાની માફક તેની સુંદર દેહલતાનું દર્શન કરી શકાતું હતું.

એ નવયુવતીએ પોતાનાં વસ્ત્રોમાં છુપાવી રાખેલો એક પત્ર બહાર કાઢી ઇન્દ્રજીતના હાથમાં આપીને કહ્યું:—" આ પત્ર વાંચીને આપ સઘળી હકીકત જાણી શકશો. દિલગીર છું કે, હું અત્રે વિશેષ સમય સુધી રોકાઇ શકું તેમ નથી. જો કોઈ મ્હને અહીં જોશે તો આપના તેમજ મ્હારા પર ઘણું ભયંકર સંકટ આવી પડશે. જેમણે મ્હને આ પત્ર આપવાને મોકલી છે તેમની હું સેવિકા છું." આટલાં વાક્યો ઉચ્ચારીને એ ચંચળ ચપળા ત્વરાથી એ સ્થાનનો ત્યાગ કરી ચાલી ગઈ. ઇન્દ્રજીત તેને એક પણ પ્રશ્ન પૂછી શક્યો નહિ. થોડા સમય સુધી વિચારમગ્ન સ્થિતિમાં ઉભા રહ્યા પછી તે પોતાને મળેલો પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યો. એ પત્રમાં નીચે પ્રમાણે હકીકત લખેલી હતી;—

"સકળ ગુણસંપન્ન મદનતુલ્ય રાજકુમાર ઈન્દ્રજીતસિંહજી, આ સેવિકાએ યુક્તિ પ્રયુક્તિથી પોતાની તસ્વીર આપને ઉપહાર તરીકે મોકલી આપી; પરંતુ આ સેવિકાની આપે કશી સંભાળ લીધી નહિ. હમણાં આપ જે સુંદરીની મોહજાળમાં ફસાઈ પડયા છો એ સુંદરી મ્હારું સ્વરૂપ ધારણ કરી આપની પ્રતારણા કરે છે. હે પ્રિયતમ ! આ અભાગિની પોતાના ભાગ્યનો ઘણો તિરકાર કરે છે.

હૃદય આધાર છો મ્હારા, મ્હને ના ભૂલશો પ્યારા !
વિરહ દુઃખ દર્દ હરનારા ! મ્હને ના ભૂલશો પ્યારા !
તમારે કાજ તરફડતી, રહી હું રાત દિન રડતી;
સહું છું દુખના ભારા, મ્હને ના ભૂલશો પ્યારા !
વિરહના તાપમાં તાવી, બનાવી બ્હાવરી બાવી;
પતીજ શું તે છતાં નાવી ? મ્હને ના ભૂલશો પ્યારા !
જપું છું આપની માળા, ગણું છું વર્ષના ગાળા;
બિચારી દીન છું દારા, મ્હને ના ભૂલશો પ્યારા !
લીધો છે ભેખ તમ કાજે, બની છું બાવી હું આજે;
થઇ છું સજ્જ રતિ સાજે, મ્હને ના ભૂલશો પ્યારા !
લગાવી પ્રેમની ચાવી, ત્રિજોરી દિલ્હ ખોલાવી;
પ્રણય-સુખ રત્ન લૂંટાવી, મ્હને ના ભૂલશો પ્યારા !
હૃદયને શાન્ત કરનારા, જીવન જ્યોતિ જગવનારા;
વિરહ દર્દ દુઃખ હરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
લીધી છે પ્રેમની દિક્ષા, દીધી છે સ્નેહની શિક્ષા;
તિતિક્ષા તીવ્ર કરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
લગાવી આપની લગની, ભૂલાવી વત સૌ જગની;
નચન પ્રેમે નચવનારા, મ્હને ના ભૂલશો પ્યારા !

યુગે યુગની જૂદાઇ છે! ઘટા ઘેરી છવાઇ છે;
નજરમાં એ વસાઈ છે, મ્હને ના ભૂલશો પ્યારા !
ત્યજી ઘરબારને નારી, થયા શા કાજ સંન્યાસી;
લગાવી ખાખ ફરનારા, મ્હને ના ભૂલશો પ્યારા !
ધરી શૃંગી અને શેલી, બની હું આપની ચેલી;
ગુરુજી જ્ઞાન દેનારા, મ્હને ના ભૂલશો પ્યારા !

વસન્ત.

વિશેષ શું લખું ? મ્હારી મર્મવેદનાની કલ્પના માત્ર શબ્દ-વર્ણનથી હું તમને કેવી રીતે કરાવી શકું ? આ પત્ર વાંચી ફાડી નાખવાની કૃપા કરશો.

લિ૦ આપની સેવિકા **માયા.** ”

પત્રની હકીકત અને ગઝલ વાંચવામાં આવતાં જ રાજકુમારનું હૃદય જોશથી ધબકવા લાગ્યું. ગભરાટથી તેનું ચિત્ત અસ્થિર થઈ ગયું! એ પાષાણશિલાપર બેસી તે સ્વગત વિચારવા લાગ્યોઃ—“ અંતે મ્હારો સંશય સત્ય ઠર્યો છે. આ તસ્વીર સાથે માધવીનું સ્વરૂપ બરાબર મળતું નથી એમ હું પ્રથમથી જ જાણતો હતો.” વળી થોડા સમય સૂધી ચૂપ રહી પુનઃ તે સ્વગત કહેવા લાગ્યોઃ—“ બસ ગમે તેમ થાય તો પણ હું મનોહારિણી માયા સિવાય બીજી કોઇ સુંદરીને મ્હારો પ્રેમ અર્પણ કરી શકીશ નહિ. વળી માધવી સાથે એકદમ તકરાર કરવામાં કલ્યાણ નથી. એમ કરવાથી સંકટમાં ફસાઈ પડાય એવો ભય રહે છે. એણે આવતી કાલે પોતાની સઘળી હકીકત જણાવવા માટે કહેલું છે તેથી આજનો દિવસ હું તેને કાંઇ કહીશ નહિ. હવે મ્હને એમ લાગે છે કે, આવતી કાલે પણ એ મ્હને સઘળી અસત્ય

હકીકત જ કહેશે. હવે અહીંથી અન્યત્ર જવાનો એકકે માર્ગ મ્હારા જોવામાં આવતો નથી ત્યારે પેલી સુંદરી મ્હારી માયાનો પત્ર લઈ અહીં ક્યા માર્ગેથી આવી હશે ? જેટલે ઊંચે મ્હેં તેને ચઢતાં જોઈ હતી ત્યાં જઈને હું જોઉં તો ખરો કે, એ સ્થળે એકકે સુરંગ આવેલી છે કે નહિ ?" આવો વિચાર કરી ઈન્દ્રજીત એ મ્હોટા ખડકપર ચઢવા લાગ્યો. યથાસ્થાને જઈ તપાસ કરતાં ત્યાં એક માણસ સહેલાઈથી જઈ શકે એવી સુરંગ તેના જોવામાં આવી. એ સુરંગમાંથી જ પેલી સુંદરી ગઈ હશે એવી ઈન્દ્રજીતની ખાત્રી થઈ ગઈ. ઈન્દ્રજીતે પોતે પણ આ સ્થાનનો ત્યાગ કરી એ સુરંગમાંથી ચાલ્યા જવાનો નિશ્ચય કરી એ સુરંગમાં પ્રવેશ કર્યો. સુરંગમાં દશ બાર પગલાં આગળ ચાલતાં તેના ચરણોને જળનો સ્પર્શ થયો. જેમ જેમ તે આગળ વધવા લાગ્યો તેમ તેમ જળ વિશેષ આવવા લાગ્યું; આમ છતાં ગળા સૂધી જળ આવ્યું ત્યાં સૂધી તે આગળ વધ્યો. હાથ ફેરવી તપાસ કરતાં એ પાણી છેક ઉપરના ખડક સાથે મળી ગયેલું જણાયું, તથા રસ્તો હવે નીચાણવાળો હતો. આગળ જવાનો માર્ગ નહિ સૂઝવાથી નિરુપાયે ઈન્દ્રજીત પાછો ફર્યો; છતાં પેલી પત્ર લઈ આવનાર સુંદરીનાં વસ્ત્રો ભીંજાઇ ગયેલાં હોવાથી તે એજ રસ્તેથી આવેલી હશે એવો ઈન્દ્રજીતનો નિશ્ચય હતો.

હવે બીજી તરફ બગીચામાં ઈન્દ્રજીત નહિ નજરે પડવાથી માધવીની સખીઓ અને સેવિકાઓ ગભરાઈ ગઇ. તેઓ વ્યાકુળતાથી તેને શોધવા લાગી. પ્રથમ તેઓ સર્વ મહેલમાં લઈ; પરંતુ મહેલમાં કોઈ સ્થળે ઈન્દ્રજીત જોવામાં આવ્યો નહિ ત્યારે તેઓ સર્વ વ્યાકુળ બની જઈ સુરંગ તરફ દોડી. જ્યારે તેઓ સુરંગ પાસે આવી ચડી ત્યારે ઈન્દ્રજીત પોતાનાં ભીંજાતાં વસ્ત્રો નીચોવી એક ખડકપર વિચાર-

મગ્ન સ્થિતિમાં બેઠો હતો. પેલી પત્ર આપી જનાર સ્ત્રીને આવી ગયાને લગભગ બે કલાક થયા હતા; તેથી રાત્રિનો સમય ઉપસ્થિત થયેલો હતો. ચંદ્રના ઉજ્વળ પ્રકાશથી બગીચાનું શોભાસૌન્દર્ય અત્યંત વૃદ્ધિંગત થઇ ગયું હતું. બે કલાક થઈ ગયેલા હોવાથી માધવી પણ બગીચામાં પાછી ફરી હતી; કિન્તુ ત્યાં ઇન્દ્રજીત કિંવા પોતાની સખીઓ નજરે નહિ પડયાથી વ્યાકુળતાથી તે પણ સુરંગ પાસે આવી તો ઇન્દ્રજીતને ભીંજાઇ ગયેલાં વસ્ત્રો પહેરી, પોતાની સખીઓ અને સેવિકાઓસહ ખડકપરથી નીચે ઉતરતો તેણે જોયો. આવો પ્રકાર જોવામાં આવતાં જ તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે પોતાની સેવિકાઓને ઉદ્દેશી ક્રોધ-કર્કશ સ્વરે કહ્યું:—" તમારી બેદરકારીને માટે તમને ધિક્કાર છે ! " ક્રોધની વિશેષતાથી માધવી વિશેષ કાંઇ બોલી શકી નહિ. ઈન્દ્રજીત ખડકપરથી નીચે ઉતર્યો એટલા સમયમાં જ તેણે આત્મસંવણ કરી લીધું. તેણે કૃત્રિમ હાસ્ય કરીને કહ્યું:—" પ્રિયતમ ! આપે સુરંગમાં પ્રવેશ કર્યો હતો કે ? "

" હા. " ઇન્દ્રજીતે સંક્ષિપ્ત ઉત્તર આપ્યો.

" એ આપે ગંભીર ભૂલ કરી છે. એ સુરંગ કિંવા નહેરમાં અસંખ્ય પ્રાણહારક જીવ જંતુઓ છે. પુનઃ કદાપિ આપ એમાં પ્રવેશ કરશો નહિ. " મોહિની માધવીએ ભય દર્શાવીને કહ્યું.

" ઝરાના પ્રાકૃતિક સૌન્દર્યનું દર્શન કરતો કરતો હું અહીં આવી ચઢયો એટલે એ સુરંગ મ્હારી નજરે પડી. એ સુરંગ ક્યાં સુધી ગયેલી છે એ જાણવાની પ્રબળ જીજ્ઞાસા મ્હારા અંતરમાં ઉત્પન્ન થઇ; પણ અંદર જતાં જળની વિશેષતા જોવામાં આવ્યાથી હું પાછો ફર્યો. " ઇન્દ્રજીતે કહ્યું.

"ઠીક, ચાલો ત્યારે હવે આપ આ ભીંજાઇ ગયેલાં વસ્ત્રો બદલી નાખો." માધવીએ કહ્યું.

ઇન્દ્રજીતની કલ્પના વિશેષ દઢ થઈ ગઇ. એ સુરંગમાં જરૂર કશો ભેદ હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ. એટલા માટે જ સઘળી સેવિકાઓ અને માધવી તેને શોધતી વ્યાકુળતાથી સુરંગ પાસે આવી હતી એમ તેણે વિચાર્યું.

આજની સમસ્ત રાત્રિ ઇન્દ્રજીતે વિવિધ વિચારોમાં પસાર કરી. બીજી તરફ માધવીની રાત્રિ પણ ચિંતામાં જ વ્યતીત થઈ.



# પ્રકરણ ૨૧ મું.



## પાપિષ્ઠાની પ્રપંચજાળ.

બીજે દિવસે ખાનપાનથી નિશ્ચિંત થયા પછી મધ્યાન્હકાળે જ્યારે ઇન્દ્રજીત અને માધવી એકાન્તમાં બેઠાં ત્યારે ઇન્દ્રજીતે કહ્યું:–"માધવિ ! હવે મ્હારાથી ધીરજ રાખી શકાતી નથી. આજે ત્હારી હકીકત સાંભળ્યા સિવાય હું નિશ્ચિંત થનાર નથી."

"આજે હું મ્હારી જીવનકથા જરૂર આપને કહી સંભળાવીશ." માધવીએ ઉત્તરમાં કહ્યું.

"ત્યારે હવે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં સત્વર કહે? પ્રથમ કહે કે ત્હારાં માતા પિતા કયાં છે તથા મ્હને આ સ્થળે બેહોશ બનાવીને લાવવામાં આવેલો હોવાથી આ પ્રદેશ કયા રાજ્યમાં આવેલો છે એ પણ મ્હને કહે ?" ઇન્દ્રજીતે પૂછ્યું.

"–આ પ્રદેશ ગયાજીનો છે! હું અહીંના રાજાની પુત્રી છું.

મ્હારાં માતાપિતા પાંચ વર્ષથી પરલોકવાસી થયેલાં હોવાથી આ વિશાળ રાજ્યની અધીશ્વરી હું જ છું. ” માધવીએ ઉત્તર આપ્યો.

“ શું હું ગયાજીના પ્રદેશમાં આવી પહોંચ્યો છું ? ત્યારે શું મ્હારા માટે તું અહીંથી રામગઢ સુધી આવેલી હતી ? ” થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી ઇન્દ્રજીતે કહ્યું.

“ જી હા—હું રામગઢ આવી હતી અને આ મુદ્રિકા સોદાગરની માર્ફત મ્હેં આપની પાસે મોકલી હતી. ” માધવીએ હકારમાં ઉત્તર આપ્યો.

“ ત્યારે તો માયા પણ ત્હારું જ નામ હોય એમ હું ધારું છું. ” ઇન્દ્રજીતે કહ્યું.

આ માયાનું નામ સાંભળવામાં આવતાં જ માધવી ચમકી ઉઠી તથા તે ગભરામણમાં પડી ગઈ. એની છાતીમાં કોઇએ બાળપૂર્વક મુક્કી મારી હોય એવો અનુભવ તેનો થયો. જે સુરંગમાંથી ઇન્દ્રજીત ભીંજાઈ ગયેલાં વસ્ત્રોમાં બ્હાર નીકળ્યો હતો એ સુરંગ સંબંધીના વિચારો તેના અંતરમાં ઉત્પન્ન થયા. તે વિચારવા લાગી કે, ‘ કોઇ હેતુથી જ ઇન્દ્રજીત સુરંગમાં ગયેલા હોવા જોઇએ અથવા મ્હારી કોઈ સેવિકાએ તેમના સમક્ષ સઘળા રહસ્યનો સ્ફોટ કરેલો હોવો જોઇએ.’ આ સમયે કોઇ પણ પ્રકારે માધવી આત્મસંવરણ કરી શકી નહિ. તે બ્હાનું કાઢી ઉઠી ઉભી થઈ તથા ઇન્દ્રજીત પાસેથી બ્હાર ચોકમાં જઇ ફરવા લાગી.

માધવીના આ પરિવર્ત્તનને ઇન્દ્રજીત સ્પષ્ટતાથી સમજી ગયો. તેણે બ્હાનું કાઢી બ્હાર જતી માધવીને પોતાની પાસે રોકવી એ ઉચિત ધાર્યું નહિ. તે મૌન ધારણ કરી જ્યાં બેઠો હતો ત્યાંજ ચિંતામગ્ન મુખે બેસી રહ્યો.

માધવી ચૉકમાં લગભગ અડધા કલાક સુધી ફરી ત્યારે જ તેનો જીવ સહજ સ્વસ્થ થયો. પછીથી તે એક ઓરડામાં ગઇ. એ ઓરડામાં એની બે જીવનાધિકા અને વિશ્વાસપાત્રી સહચરીઓ રહેતી હતી. એ સહચરીઓ પૈકી એકનું નામ લલિતા અને બીજીનું તિલોત્તમા હતું. એ બન્ને જણીઓને બહુરુપીની વિદ્યાનું પણ ઘણું સારું જ્ઞાન હતું.

માધવીને કસમયે પોતાની પાસે આવતી જોઇ એની બન્ને સહચારીઓ કે જે એ વખતે પલંગમાં સૂઇ રહીને કશી વાતચિત કર્યા કરતી હતી, તેઓ ગભરાઇને ઉઠી બેઠી થઇ ગઇ, તથા તિલોત્તમાએ પૂછયું:—' બ્હેન ! શા કારણથી હમણાં અહીં આવવું પડયું છે ? આજે તમારું મ્હોં પણ ચિંતામગ્ન દેખાય છે ? કહો જોઇએ કે, શી વ્યથાથી તમારો અંતરાત્મા વ્યથિત થાય છે ? "

" બ્હેન હું શું કહું ? જે વાર્ત્તાનો સ્વપ્નમાં સુદ્ધાં વિચાર ઉપજયો નહોતો તે વાર્ત્તાનો ભયંકર હૃદયવિદારક બનાવ બન્યો છે; અફસોસ કે મ્હારી આશાનો કિલ્લો જમીનદોસ્ત થયો છે ! " એક ગાઢ નિશ્વાસ મૂકીને માધવીએ કહ્યું.

" શું બન્યું છે તેનું બ્યાન તો કરો ! " લલિતાએ અધીરતાથી પૂછયું.

" એ હકીકત તમને કહેવાને માટે જ હું અહીં આવી છું. " આમ કહીને માધવી વિષણ્ણવદને એક આસનપર બેઠી. પછીથી થોડા સમય સૂધી મૌન ધારણ કરી ઇન્દ્રજીત સાથે તેની જે વાતચિત થઇ હતી તેનું વર્ણન કરીને કહ્યું:—" માયાનો દૂત અહીં આવીને સઘળો ભેદ ખુલ્લો કરી ગયો હોય એમ હું ચોક્કસ ધારુંછું. રાજકુમારને ભીંજાયલાં વસ્ત્રો પહેરી ખડકપરથી ઉતરતા મ્હેં જોયા હતા ત્યારથી જ મ્હારા અંતર સંશયપિશાચિનીએ પ્રવેશ કર્યો હતો. વળી હું રાજ-

કુમારને મહેલમાં પણ લઈ જઈ શકતી નથી કેમ કે, જો આ પ્રકાર એ ચાંડાળના જાણવામાં આવે તો ઘણી દુર્ગતિ થયા સિવાય રહે નહિ. વળી હું એના કોઈ પણ કાર્યને અટકાવી શકું તેમ નથી. રાજ્યનું સઘળું કામકાજ તેના હાથમાં છે. તે ઇચ્છાનુસાર કાર્યો કરી શકે તેમ છે. વળી જો રાજ્યનો જ એ વિનાશ કરી નાખે તો પછી આપણું સુખ સદાકાળ માટે અદ્રશ્ય થઈ જાય. હજી સુધી ઇન્દ્રજીત સંબંધીની કશી હરકત એને માલૂમ નથી; પરંતુ હવે શું થશે તત્સંબંધીની કલ્પના હું મ્હારા અંતરમાં કરી શકતી નથી. ”

એક કલાક સુધી બેસી રહી માધવીએ પોતાની સખીઓ પાસે કશી મસલત કરી. અંતે એક પ્રકારનો નિશ્ચય કરી એ ત્યાંથી ઉઠી તથા જે સ્થળે ઇન્દ્રજીત બેસી રહ્યો હતો ત્યાં જઈ પહોંચી.

જ્યાં સુધી માધવી તેની સહચરીઓ સાથે મસલત કરવામાં રોકાઈ હતી ત્યાં સુધી આપણો ઇન્દ્રજીત પણ પોતાના ધ્યાનમાં ડુબી રહેલો હતો. હવે માધવીની સાથે પોતે કેવું વર્ત્તન ચલાવવું જોઇએ તથા કેવી રીતે એના પંઝામાંથી મુક્ત થવું જોઇએ એ સઘળું તેણે વિચારી લીધું અને તે એજ પ્રમાણે વર્તવા લાગ્યો.

જ્યારે માધવી ઇન્દ્રજીત પાસે આવી પહોંચી ત્યારે તેણે તેને પૂછ્યું:—“ કેમ, એકદમ ગભરાઇને તું ક્યાં ચાલી ગઈ હતી ? ”

“ કોણ જાણે કે શાથી મ્હારો જીવ ગભરાઇ ગયો હતો ! મ્હેં જઇને થોડો સમય વિશ્રાન્તિ લીધી ત્યારે જ મ્હારો જીવ સ્વસ્થ થયો.” માધવીએ સર્વથા અસત્ય ઉત્તર આપ્યો.

“ હવે તબિયત કેવી છે ? ” ઇન્દ્રજીતે પૂછ્યું.

“ સારી છે. ” માધવીએ ટૂંક ઉત્તર આપ્યો.

પછીથી ઇન્દ્રજીતે તેને વિશેષ છેડી નહિ. તેણે હાસ્યવિનોદમાં જ

દિવસનો અવશિષ્ટ સમય પસાર કર્યો; કેમ કે તેણે હાસ્થી પોતાનો અંતભ.વ માધવીને જણાવી દેવો ઉચિત ધાર્યો નહોતો. માધવી હમ્મેશાં સંધ્યાકાળે બત્તી સળગતાં જ બે કલાક માટે કોઈ સ્થળે જતી હતી આજે પણ યથા સમયે તેણે ઇન્દ્રજીત પાસે બે કલાકની રજા માગી.

" કોણ જાણે કે શાથી ત્હારી સાથે મ્હારો એટલો બધો સ્નેહ સંબંધ થઇ ગયો છે કે, એક ક્ષણ માટે પણ તું મ્હારી દૃષ્ટિ બ્હાર જાય છે તો મ્હને ઘણું દુઃખ થાય છે. પ્રિયતમા ! મ્હારી ખાત્રી છે કે, તું મ્હારી વાર્ત્તા માન્ય કરી મ્હારો ત્યાગ કરી કોઈ પણ સ્થળે જઇશ નહિ. " ઇન્દ્રજીતે કૃત્રિમ પ્રેમ દર્શાવ્યો.

આનંદિતા થઇને માધવીએ ઉપરોક્ત વાક્યોના ઉત્તરમાં કહ્યું:— " આપનો મ્હારાપરનો આવો અપાર પ્રેમ જોઈને હું મ્હારા આ તુચ્છ સ્ત્રીજીવનનું સાર્થક થયું સમજું છું. આજે હુ વિશેષ સમય નહિ રોકાતાં સત્વર આપની પાસે પાછી આવીશ. "

" ના, આજે તો હું તને નહિ જ જવા દઉં. જો આકાશમાં વી ઘટા થઈ રહેલી છે ?! આવા સમયે પણ ત્હારા જીવમાં રસ ઉત્પન્ન થતો નથી કે રસિકા ? "

ઇન્દ્રિજીતના આ વાક્યથી માધવી ઘણા વિચારમાં પડી ગઇ. ઇન્દ્રજીતનું આજનું પોતાના પ્રત્યેનું પ્રેમપૂર્ણ વર્તન જોઇ તે જો કે ઘણો આનંદ પામી; પરંતુ એક તરફથી નિત્યના નિયમિત કાર્યાર્થે ગયા સિવાય તેનો છુટકો નહોતો ત્યારે બીજી તરફથી ઇન્દ્રજીતને નારાજ કરવાની તેની ઇચ્છા નહોતી. પોતાના મન સાથે કાંઇ વિચાર કરી આ પ્રસંગે ઇન્દ્રજીતના અંતરને વિશેષ આકર્ષવાનો તેણે પ્રયત્ન કર્યો. આ પ્રસંગે તેણે જે રતિરસોત્પાદક અને મદનોત્તેજક પ્રયત્નો કર્યા તેનું વર્ણન અમારી આ સરળ લેખિનીથી થઇ શકે તેમ નથી. વળી

અમારા સુચતુર વાંચકબંધુઓ એ પ્રકારની પોતાના અંતરમાં જ કલ્પના કરી લેશે. લગ્ન થયા પૂર્વે કોઈ પુરુષ સાથે ભદ્ર કન્યાએ વિશેષ છૂટથી વર્તવું જોઈએ નહિ એ જ્ઞાન માધવીનામાં નહોતું. વળી માધવીની રીતભાત કુમારિકાની રીતભાત જેવી નહોતી. એક દિવસે પોતાનાં સઘળાં પાપકર્મોનું પ્રતિફળ આ પૃથિવીમાં જ પોતાને ભોગવવું પડશે એવો વિચાર સુદ્ધાં ઉપજ્યો નહોતો. યૌવનસુલભ લાલસાના અગ્નિમાં તેણે પોતાના સ્ત્રીજીવનના સર્વસ્વને બાળી દીધું હતું.

ઇન્દ્રજીતસિંહના રોકવાથી માધવી હમ્મેશાં સંધ્યાકાળે જ્યાં જતી હતી ત્યાં આજે ગઈ નહિ; પરંતુ પોતાના નિયમનો ભંગ થયેલો હોવાથી આજે તેનો જીવ બેચેન હતો.

મધ્યરાત્રિ પશ્ચાત્ ઇન્દ્રજીતને તેના પલંગમાં ગાઢ નિદ્રામાં પડેલો જોઈને માધવી ઉઠીને તે હમ્મેશાં જ્યાં જતી હતી ત્યાં કશા સંકોચ સિવાય ચાલી ગઈ. આજે પાછી ફરતાં તેને વિલંબ થયો. તે પાછી આવી એ પૂર્વે જ ઇન્દ્રજીત જાગ્રત થયો અને માધવીનો પલંગ ખાલી જોઈ, આજે પણ તે હમ્મેશાં જ્યાં જાય છે ત્યાં ગઈ છે એવો તેણે નિશ્ચય કરી લીધો.

એવી કયી જગ્યા હતી કે, જ્યાં ગયા સિવાય માધવીથી રહી શકાતું નહોતું ? એ જાણવાની જીજ્ઞાસાથી ઇન્દ્રજીતસિંહને એ રાત્રે જાગ્રત થયા પછી એક ક્ષણ માટે પણ નિદ્રા આવી નહિ. જ્યારે માધવી પાછી આવી ત્યારે ઇન્દ્રજીત જાણી જોઈને એવો નાસિકાધ્વનિ કરવા લાગ્યો કે, જાણે તે ગાઢ નિદ્રાસુખ કેમ ન અનુભવતો હોય ! એ જાગતો હશે એવી કલ્પના સુદ્ધાં માધવીને થઈ નહિ.

આવા વિચારો અને કાર્યપદ્ધતિમાં બીજા કેટલાક દિવસો વીતી ગયા. ઇન્દ્રજીત હવે તેને કોઈ પણ દિવસે સંધ્યા સમયે બ્હાર જવા

દેતો નહોતો. માધવી પણ હવે મધ્યરાત્રે ઉઠીને ઇચ્છિત સ્થળે જતી હતી, અને પ્રભાત થતાં પૂર્વે જ પાછી આવતી હતી. એક દિવસે રાત્રે ઇન્દ્રજીત ઘણો હોશિયાર રહ્યો. એક ઝીણી ચાદર ઓઢી મૃદુ નાસિકાધ્વનિ કરતો તે જાગ્રત સ્થિતિમાં જ સૂઇ રહ્યો.

મધ્યરાત્રિ પછી માધવી પોતાના પલંગપરથી ઉઠી તથા ધીમે ધીમે ઇન્દ્રજીત પાસે જઈ તે જાગે છે કે ઊંઘે છે એ જાણવા માટે થોડો સમય ઉભી રહી. જ્યારે તેને એવો નિશ્ચય થઈ ગયો કે, ઇન્દ્રજીત નિદ્રાધીન થયેલો છે ત્યારે તેણે પોતાના વસ્ત્રના પાલવ સાથે બાંધેલી એક કુંચીથી એક મ્હોટી આલમારી ઉઘાડી, તથા એમાંથી બીજી એક મ્હોટી કુંચી બ્હાર કાઢી પુનઃ ઇન્દ્રજીત નિદ્રાધીન છે એવી ખાત્રી કરી, દીપક બુઝાવી શયનભુવનની બ્હાર નીકળી પડી.

માધવીની આ સઘળી હિલચાલ ઇન્દ્રજીત જોઇ રહ્યો હતો. જ્યારે તેણે દીપક બુઝાવી દીધો અને તે શયનભુવનની બ્હાર નીકળી ત્યારે ઇન્દ્રજીત પણ પલંગમાંથી ઉઠી બ્હાર નીકળી ઘણી જ સાવધાનતાથી તેની પાછળ પાછળ જવા લાગ્યો.

ધીમે ધીમે શયનભુવનની બ્હાર નીકળી માધવી એક બીજી ઓરડી પાસે જઇ પહોંચી, તથા આલમારીમાંથી જે કુંચી તેણે લીધી હતી તેનાથી એ ઓરડાનું દ્વાર ઉઘાડી, અંદર પ્રવેશ કરી એ દ્વાર તેણે ફરીથી બંધ કરી દીધું. ઇન્દ્રજીત આથી વિશેષ કાંઈ જોઈ શક્યો નહિ. અફસોસ કરતો કરતો તે પોતાના શયનભુવન તરફ જવા લાગ્યો.

એ શયનભુવનના દરવાજા પાસે પહોંચ્યો પણ નહોતો એવામાં એક માણસે તેના મ્હોંપર હાથ મૂક્યો. તે ચમકી પાછો ફરીને જોવા લાગ્યો. આ સમયે એક સ્ત્રી તેની નજરે પડી; પરંતુ તે તેને ઓળખી શક્યો નહિ. એ સ્ત્રીએ હસ્તસંકેતથી તેને મયદાન તરફ ચાલવા માટે

કહ્યું. ઇન્દ્રજીત સાહસિક હતો. કોઈ પણ પ્રકારનો ભય રાખ્યા સિવાય તે સ્ત્રીની સાથે થોડે દૂર આવેલા મયદાનમાં ગયો. એ સ્ત્રી એક સ્થળે ઉભી રહી તથા તેણે પૂછ્યું;-"આપ મ્હને ઓળખી શકો છો ?"

આ પ્રશ્નના ઉત્તરમાં ઇન્દ્રજીતસિંહે કહ્યું:—"શું હું તમને કાંઈ કહીને બોલાવી શકું તેમ છું ?"

"હા—બેલાશક બોલાવી શકો તેમ છો." સુંદરીએ ઉત્તર આપ્યો.

"હવે હું અહીંથી પલાયન કરી જઈ મ્હારો જીવ બચાવી શકીશ એમ મ્હને લાગે છે." ઇન્દ્રજીતે કહ્યું.

"હવે તમે સહેલાઇથી અહીંથી પલાયન કરી જાઓ તેમ છે; કેમ કે જે માર્ગેથી માધવી જાય આવે છે એ માર્ગ તમે જોઈ લીધો છે. પરંતુ અહીંથી પલાયન કરી જતાં પહેલાં આપણે આપણુને લાભ થાય એવું કાર્ય કરવું જોઇએ; નહિ તો જે અથાગ શ્રમ વેઠીને હું અહીં તમારો પત્તો મેળવવા આવી છું એનું ફળ શું ?" સુંદરીએ કહ્યું.

"ત્યારે તમે કહો તેમ વર્તવાને હું તૈયાર છુ." ઇન્દ્રજીતે કહ્યું.

"માધવી પેલી જે ઓરડીમાં જાય છે એ ઓરડીમાં જવાથી આપણે એનો ભેદ જાણી શકીશું." સુંદરીએ કહ્યું.

"પરંતુ એમ બનવું મ્હને સંભવિત લાગતું નથી. અંદર જઇને માધવી દ્વાર બંધ કરી દે છે!" ઇન્દ્રજીતે અડચણ દર્શાવી.

એ ખરું છે; પરંતુ એ દ્વારના મધ્ય ભાગમાં જ એક કળ છે. અંદર પ્રવેશ કર્યા પછી માધવી એ કળને પણ બંધ કરી દે છે વળી માધવી પાસે જેવી કુચી છે એવી કુંચી જો આપણી પાસે હોય તો આપણે સઘળો ભેદ જાણી શકીએ. એ કુંચી માધવી ક્યાં રાખે છે એ તમે જાણતા હો તો મ્હને કહો એટલે હું કાલે આવી તેનો નમૂનો ઉતારી લઈ પરમ દિવસે બરાબર તેના જેવી જ બીજી એક કુંચી બનાવી લાવીશ." સુંદરીએ ભેદ જાણવાનો ઉપાય દર્શાવ્યો.

માધવી એ કુંચી આલમારીમાં જ રાખતી હતી એ પ્રકાર ઇન્દ્રજીત જાણતો હતો. તેણે એ સ્ત્રીને કુંચીની નિશાની આપી એટલે પછી એ સ્ત્રી ઇન્દ્રજીતની વિદાય લઈ ચાલી ગઇ. ઇન્દ્રજીત શયનગૃહમાં જઇને નિદ્રાસુખ અનુભવવા પલંગમાં પડ્યો.

બીજે દિવસે પણ ઇન્દ્રજીતે માધવીને નિયમિત સમયે જવા દીધી નહિ. મધ્યરાત્રિ સૂધી હાસ્યવિનોદ કર્યાં પછી બન્ને જણાં નિદ્રાધીન થયાં. આજે પેલી સ્ત્રી પાછી આવવાની હોવાથી તેના સ્મરણમાં ઇન્દ્રજીતને બિલકુલ નિદ્રા આવી નહિ. શરીરપર ઝીણી ચાદર ઓઢીને તે જાગતો જ સૂઇ રહ્યો. પેલી સ્ત્રી આજે પણ યથાસમયે આવી પહોંચી. પ્રથમ તેણે શયનગૃહના દ્વાર પાસે ઉભી રહી અંદર દૃષ્ટિ કરી તથા ઓરડામાં જ્યારે નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું તેના જોવામાં આવ્યું ત્યારે તેણે અંદર પ્રવેશ કર્યો, તથા શયનગૃહનું દ્વાર ધીમેથી તેણે બંધ કરી દીધું. તેને જોતાંની સાથે જ ઇન્દ્રજીત પોતાના પલંગમાં બેઠો થઈ ગયો. આગંતુક સ્ત્રીએ હસ્તસંકેતદ્વારા ચૂપ રહેવાની ઇન્દ્રજીતને સૂચના કરી. પછીથી એ સ્ત્રીએ માધવી પાસે જઇને તેને બેશુદ્ધ બની જવાય એવું એક પ્રકારનું ઔષધ સુંઘાડ્યું. એ ઔષધ સુંઘવામાં આવતાં જ માધવી મૃતપ્રાયઃ થઇ ગઈ. તેનું ચૈતન્ય સર્વાંશે જતું રહ્યું. પછી પેલી સ્ત્રીએ માધવીના પાલવવાળી કુંચી છોડી લઈ તેનાથી આલમારી ઉઘાડી તેમાંની લાંબી કુંચી કાઢી પોતાની પાસેના મીણપર તેના નમુનો બનાવી દીધો. પછીથી એ લાંબી કુંચી યથાસ્થાને મૂકી, આલમારી બંધ કરી એ કુંચી તેણે માધવીના પાલવ સાથે બાંધી દીધી અને ઇન્દ્રજીત પાસે જઇને મૃદુસ્વરે કહ્યું:—" ઇન્દ્રજીતસિંહજી ! કુંચીનો નમુનો મ્હેં ઉતારી લીધો છે. હવે આવતી કાલે હું એના જેવી જ બીજી એક કુંચી બનાવી લાવીશ. આજે માધવી બેશુદ્ધ બની ગયેલી હોવાથી તેનાથી તે જ્યાં રોજ જાય છે ત્યાં જઇ શકાશે નહિ; તેથી

સ્હવારે જાગ્રત થતાં તેના હાવભાવમાં શો ફેરફાર થાય છે તેનું આપ સૂક્ષ્મદૃષ્ટિથી દર્શન કરજો." આમ કહીને એ સ્ત્રી ત્વરિતગતિથી ચાલી ગઈ.

સ્હવારે સૂર્યોદય સમયે માધવી જાગ્રત થઈ પલંગમાં બેઠી થઇ અને વ્યાકુળતાથી આસપાસ જોવા લાગી. પોતાના મનનો ભાવ ગુપ્ત રાખવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો; છતાં તેના મુખમંડળપર ભયનાં ચિહ્ન સ્પષ્ટતાથી જોઈ શકાતાં હતાં.

બીજે દિવસે મધ્યરાત્રે ઇન્દ્રજીતને નિદ્રાધીન થઈ ગયેલો સમજી માધવી અત્યંત અધીરતાથી હમ્મેશાંના સ્થળે ગઈ. આ સમયે કુમાર ઇન્દ્રજીત પણ સાવધાનતાથી તેની પાછળ પાછળ ગયો. માધવીએ ઓરડીમાં પ્રવેશ કરી દ્વાર બંધ કરી દીધું એટલે ઇન્દ્રજીત આસપાસ દૃષ્ટિ ફેરવતો એ સ્થળે ઉભો રહ્યો. થોડા સમયમાં જ પેલી સ્ત્રી તેની પાસે આવી પહોંચી. તેને જોઇ ઇન્દ્રજીત અતિ આનંદિત થયો. એ સ્ત્રીએ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય એક લાંબી કુંચી ઇન્દ્રજીતના હાથમાં આપી. થોડા સમય પછી એ કુંચી પુનઃ પોતાની પાસે લઇને એ સ્ત્રીએ સાવધાનતાથી ઓરડી ઉઘાડી. બન્નેએ અંદર પ્રવેશ કરી દ્વાર બંધ કરી દીધું. એ ઓરડીમાં પુષ્કળ અંધકાર હોવાથી પેલી સ્ત્રીએ દીપક સળગાવ્યો. પ્રકાશ થતાં તેમણે જોયું કે, એ ઓરડી ઘણી ન્હાની હોઈ ત્યાંથી નીચે ઉતરવાનાં લગભગ પંદર વીસ પગથીઆં હતાં. બન્ને જણાં એ પગથીઆં ઉતરી એક બંધ બારણા પાસે ગયાં. એ બારણું પણ પેલી લાંબી કુંચીથી તેમણે ઉઘાડ્યું. હવે લગભગ બે ગજની પહોળાઇની સુરંગમાં થઇને જવાનુ હતું. સુરંગમાં જતાં તે કોઈ પહાડ કોતરીને બનાવેલી હોય એવી કલ્પના તેમણે તત્કાળ પોતાના અંતરમાં કરી લીધી. આ સુરંગમાંથી નીકળતાં બીજે એક

દરવાજે આવ્યો. એ દરવાજાને પણ પેલી જ કુંચીથી ઉઘાડી તેઓ આગળ ચાલ્યાં તો ત્યાંથી પાછાં ઉપર ચઢવાનાં પગથીઆં તેમની નજરે પડયાં. તેમણે જાણ્યું કે, હવે તેઓએ કોઈ ઇમારતમાં પ્રવેશ કર્યો હતો. પગથીઆં ચઢીને તેઓ એક ઓરડામાં જઇ ચઢયાં. ત્યાં પણ એક બંધ દ્વાર હતું. આ સ્થળે પેલી સ્ત્રીએ પોતાના હાથમાંનો દીપક બુઝાવી નાખ્યો. તો એ દ્વારની ફાટમાંથી દીપકનાં કિરણોનો પ્રકાશ તેમના જોવામાં આવ્યો. એ ફાટમાંથી જોતાં અંદર એક અતિ સુંદર અને સર્વ પ્રકારની સુખસામગ્રીથી સુસજ્જિત દીવાનખાનું તેમણે જોયું. એ દીવાનખાનામાં એક મૂલ્યવાન્ નકશી પલંગપર પુખ્તવયનો એક પુરુષ માધવી સાથે સ્નેહવિનોદ કરતો બેઠો હતો. દીપકના પ્રકાશમાં તેમની ઉભયની ચેષ્ટાઓ સ્પષ્ટતાથી જોઈ શકાતી હતી. એ પુરુષ કાંઇ યુવાન્ કિંવા સ્વરૂપવાન્ નહોતો; છતાં માધવીનો તેના પર આટલો બધો મોહ કેમ હતો ? તે ઇન્દ્રજીતથી ગુપ્ત રીતે હમ્મેશાં આ પુરુષને મળવા શા માટે આવતી હતી ? વાંચકબંધુઓ ! આ શંકા તમારા અંતરમાં પણ ઉપજી હશે; પરંતુ જીજ્ઞાસારનો પ્રવાહ સતત પ્રવાહિત રાખવાનો અમારો મુખ્ય ઉદ્દેશ હોવાથી એ પ્રશ્નસનો કશો ઉત્તર અમે હમણાં આપી શકતા નથી. માધવી અને એ પુરુષ વચ્ચે શી વાતચિત થતી હતી તે ઇન્દ્રજીત કે તેની સાથેની સ્ત્રીમાંથી કોઈ સાંભળી શક્યું નહિ. માધવીનો આવો વ્યવહાર જોઈ ઇન્દ્રજીત તેના પર અપાર ક્રોધે ભરાયો. પરંતુ પેલી સ્ત્રીએ તેને સમજાવ્યો. જો તેને સમજાવવામાં ન આવ્યો હોત તો આ સમયે તે એ બારણું તોડી નાખી, માધવી તથા તેના આશકના પ્રાણનો સંહાર કરી નાખ્યા સિવાય રહેત નહિ. તેનો આવો વિચાર સમજી જઇને એ સ્ત્રીએ કહ્યું:—"રાજકુમાર ! વિચાર કરી જુઓ કે સાહસ કરવાથી આપણો સંકલ્પ સફળ થશે નહિ. હવે આપણે સત્વર અહીંથી પાછાં ચાલ્યાં જવું જોઇએ."

પછીથી તેઓ બન્ને જણાં જે માર્ગેથી આવ્યાં હતાં તે જ માર્ગેથી તાળાં ઉઘાડતાં અને વાસતાં બ્હાર નીકળ્યાં, તથા અલ્પકાળમાં જ શયનગૃહ પાસે ઉપસ્થિત થયાં. આ સમયે ઇન્દ્રજીતને શયનગૃહમાં નહિ જવા દેતાં પેલી સ્ત્રી તેને બાગમાં તેડી ગઈ, તથા નહેરના કિનારે પાષાણશિલાપર બેસી તેઓ વાતચિત કરવા લાગ્યાં. ઇન્દ્રજીતે કહ્યું:—" કાકી, આજે તમે મ્હને અટકાવ્યો એ ઠીક કર્યું નહિ. આટલા સમય દરમ્યાન તો મ્હેં એ પાપી પ્રિયતમ પ્રમદાને પરલોકમાં પહોંચાડી દીધાં હોત ! "

" પરંતુ એમ કરવાથી આપણને શો લાભ થાત ? અહીં એવા વીરપુરુષનો અધિકાર છે કે જેની સેવામાં સેંકડો શૂરવીરો છે. તેઓ તમને કેદ પકડીને તમારું ભયંકર અનિષ્ટ કર્યા સિવાય શાન્ત થાત નહિ. વળી જે રસ્તેથી હું અત્રે આવું છું એ રસ્તેથી તમે પણ બ્હાર આવી શકો તેમ નથી તેથી જાણી જોઇને તમારે શા માટે સંકટમાં ફસાવું જોઇએ ? " એ સ્ત્રીએ કહ્યું.

" ત્યારે મ્હારે હવે શું કરવું ? " ઇન્દ્રજીતે પૂછ્યું.

" તમારે હજી અહીં પંદર દિવસ સુધી ધીરજ રાખીને રહેવું જોઇએ. પછીથી તમે સહેલાઇથી આ ખોની બ્હાર નીકળી શકશો, તથા અહીંનું રાજસિંહાસન પણ તમારે મળી જશે. " સ્ત્રીએ ભવિષ્યવાણિ ભાખી.

" ત્યારે માધવી સાથે મોજમઝા કરતો હતો એ પાપિષ્ઠ પુરુષ કોણ છે ? " ઇન્દ્રજીતે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

" તેના રાજ્યનો દીવાન છે. " સ્ત્રીએ ઉત્તર આપ્યો.

" માધવી તો પોતાના રાજ્યનું કશું કામકાજ તપાસતી નથી ! " ઇન્દ્રજીતે કહ્યું.

"જો એનામાં એટલી યોગ્યતા હોત તો એ દીવાનની ખુશામદ શામાટે કરત ?" સ્ત્રીએ કહ્યું.

"ત્યારે તો તેનો દીવાન રાજા જેવો જ છે."

"હા."

"વારું, હવે તમે શું કરશો ?"

"એ કહેવાની હમણાં કશી જરૂર નથી. બાર દિવસ પછી હું પાછી તમને મળીશ, તથા ત્યાં સુધીમાં જે કાંઈ કરી શકીશ તે સમાચાર આવીને કહી સંભળાવીશ. બસ, હવે હું જઉં છું. તમે બની શકે ત્યાં સુધી તમારા દિલને સંભાળો, તથા માધવીનો સઘળો ભેદ જાણવામાં આવ્યો છે, એવું તમે તેને માલૂમ પડવા દેશો નહિ. પછીથી તમે જોશો કે આવું વિશાળ મહારાજ્ય કેવું સહેલાઈથ તમને પ્રાપ્ત થાય છે ? હજારો માણસોનું લોહી રેડીને પણ જે રાજ્ય મેળવવાનું કાર્ય મુશ્કિલ છે તે જ રાજ્ય તમને સામાન્ય શ્રમથી જ પ્રાપ્ત થશે."

"ભલે—એ તમાશો પણ જોઈશું."

"જો બનશે તો વચ્ચે એકાદ વખત આવી હું તમારી ખબર લઈ જઈશ."

"હા, જરૂર આવજો."

આટલી વાતચિત થયા પછી એ સ્ત્રી ચાલી ગઈ, તથા ઇન્દ્રજીત શયનગૃહમાં જઈને સૂઈ ગયો.

પાઠકો સમજી ગયા હશે કે એ સ્ત્રી તથા ઇન્દ્રજીતસિંહે જે કાંઈ કહ્યું તથા સાંભળ્યું તે કોઈના જાણવામાં આવ્યું નથી; પરંતુ એ માન્યતા ભૂલ ભરેલી છે. એ ભેદ એ જ વખતે ખુલી ગયો, તથા એ સ્ત્રીના પ્રયત્નોને વિફળ કરનાર એક વ્યક્તિ ઉત્પન્ન થઈ. એ વ્યક્તિએ માધવીથી પણ છુપી રીતે પોતાનું કાર્ય બજાવવા માંડ્યું.

---

# પ્રકરણ ૨૨ મું.

## માયા અને નારંગી.

સૂર્યભગવાન્ પશ્ચિમાકાશમાં નમી પડયા હતા. સંધ્યાકાળનો સુગંધિત વાયુ વિહરતો હતો. થોડા સમય પૂર્વે વૃષ્ટિ થઈ ગયેલી હોવાથી ગગનમંડળ સર્વથા સ્વચ્છ થઈ ગયું હતું. પશ્ચિમાકાશે સંધ્યાનો રંગબેરંગી રમણીય દેખાવ ધારણ કર્યો હતો. વાંચકબંધુઓ ! ચાલો, આજે પણ સંધ્યા સમયે આપણે એક બગીચામાં જઇએ. વૃષ્ટિના જળથી ભીંજાયલી વેલીઓ, પુષ્પલતાઓ વગેરેએ મનોરમ સૌન્દર્ય ધારણ કર્યું હતું. ચમેલીના લતામંડપમાં કેટલાંક નાજુક શ્વેતરંગી પુષ્પો પ્રસ્ફુટિત થઈ ચોદિશે પોતાની સુગંધ ફેલાવી રહ્યાં હતાં; પરંતુ કેટલાંક સ્થળોએ પાંદડાંઓને ભેદીને આવતાં સૂર્યકિરણોના પ્રકાશથી થોડાં પુષ્પો સુવર્ણરંગી હોય એવો સહજ ભાસ થતો હતો. જમીનપર લીલી હરિયાળી ઉગેલી હોઇ તેને એવી ચતુરાઇથી કાતરવામાં આવી હતી કે જાણે લીલા મખમલનો ગાલિચો જ કેમ ન બિછાવ્યો હોય ! સૂર્યમુખી પુષ્પો અસ્ત થતા સૂર્યદેવ તરફ સ્નેહસૂચક દૃષ્ટિથી જોઇ રહ્યાં હતાં. બગીચાના મધ્યભાગમાં આવેલા મહેલની અગાસીમાં એક નવયુવતી કોઇના આગમનની રાહ જોતી ઉભી રહી હતી. એ નવયુવતીના તેજોમય વદનમંડળપર સંધ્યાનાં સૂર્યકિરણો પ્રકાશી રહ્યાં હતાં. આ સુંદરીના સૌન્દર્ય સમક્ષ અપ્સરા પણ શર્માઇ જાય તેમ હતી. ઘણા સમય સુધી યુવતી અગાશીમાં ઉભી રહી કિન્તુ કોઇ આવ્યું નહિ તેથી ચિંતામગ્ન બની જઇને તે એક ઊંચા મનોહર લાગતા ટેકરા તરફ જોઇ રહી. એ ટેકરાપર ઘણા રોપાઓ વાવેલા હતા, તથા ડુંગરપરથી એક પાણીનું નાળું વહેતું હોઇ તેના જળથી આ રોપાઓ નિરંતર નવપલ્લવિત રહેતા હતા. ટેકરાના મથાળાપર એક ઊંચો સ્થંભ રાખી તેનાપર રેશમી જાળ

પાથરી રાખી હતી કે જેથી એ કૃત્રિમ ડુંગરપરના રંગબેરંગી પંખીઓ એ જાળમાંથી ઊડી અન્ય સ્થળે જઇ શકે નહિ. એ પહાડના શોભા-સૌન્દર્યના દર્શનથી પણ એ યુવતીનો અંતરાત્મા સ્વસ્થ થયો નહિ. વિયોગિની રમણીની વ્યાકુળતા કોઈ પણ પ્રકારે દૂર થઇ નહિ. અંતે અધીરતાથી ઉતરી નીચે બગીચામાં આવી તે ફુવારાઓનું દર્શન કરવા લાગી. એથી પણ તેની વ્યથા ઓછી થઇ નહિ. તેથી બગીચાના પૂર્વ ભાગ તરફ તેની સખીઓ પાસે જઇ પુષ્પો ચુંટીને તે માળાઓ અને ગજરાઓ બનાવવાનો મનોરંજક વ્યવસાય કરવા લાગી.

ધીમે ધીમે સંધ્યાકાળની સુંદર રંગબેરંગી જ્યોતિ અદ્રસ્ય થઇ ગઇ, અને અંધકારનું પ્રબળ સામ્રાજ્ય વસુંધરાપર સ્થાપિત થવા લાગ્યું. આ સમયે એ નવયુવતી વિષણ્ણવદને પોતાના એકાન્ત શયન-ગૃહમાં જઇને બેઠી. આ શયનગૃહમાં અનેકવિધ સુખસાધનો અને આનંદવિનોદનાં ઉપકરણો હતાં; કિન્તુ આજે કોઇ પણ રીતે યુવતીના અંતરમાં ઉત્પન્ન થયેલો શોક ઓછો થયો જ નહિ. આ વ્યથિતા યુવતી રાણા કનકસિંહની કન્યા માયાસુંદરી હતી. માધવીની જાળમાં ફસાઈ પડેલા ઇન્દ્રજીતને પોતાની સખી માર્ફત પત્ર મોકલી સાવધાન કરનાર પણ માયા જ હતી. હમણાં એ એના મામાને ત્યાં રહેતી હતી. માયા વ્યથિત ચિત્તે એક વિરામાસનપર પડી રહી. તેની એક સેવિકા તેને વાયુ ઢોળવા લાગી. બીજી સેવિકાઓ પણ તેને ઉદાસ જોઈ ઉદાસ બની જઇને એક બાજૂ ઉભી રહી. આવી સ્થિતિમાં થોડો સમય પસાર થયો એટલે સૈનિકવેશધારિણી એક સુંદરીએ માયાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. તેને જોતાં જ માયા અધીરતાથી બોલી ઉઠી:–
" નારંગિ ! તને આટલો બધો વિલંબ કેમ થયો ? હું ક્યારનીય ત્હારી રાહ જોયા કરું છું."

વાંચકબંધુઓ સમજી ગયા હશે કે આ નારંગી જ માયાસુંદરીનો પત્ર લઇ રાજકુમાર ઇન્દ્રજીત પાસે ગઇ હતી.

" તમે ઘણાં અધીરાં બની ગયાં હશો એમ સમજીને જ હું સત્વર પાછી આવી છું; નહિ તો ત્યાં મ્હારે બે દિવસ વધારે રોકાવાની જરૂર હતી. " નારંગીએ ઉત્તર આપ્યો.

" ત્યારે હજી સુધી કાર્ય પૂર્ણ નથી થયું કે ? " માયાએ પ્રશ્ન કર્યો.

" ના. "

" રામગઢમાં તો ઘણી ગરબડ થઈ રહી હશે ? "

" હા, મ્હારા જાણવામાં જે હકીકત આવી હતી તે પણ રામગઢથી જ. "

" શી હકીકત જાણવામાં આવી હતી ? "

" વૃદ્ધ સોદાગરનો વેશ ધારણ કરી જ્યારે હું તમારી મનહર તસ્વીર જડેલી મુદ્રિકા રાજકુમારને આપી આવી તે સમયથી જ એમની રીતભાત, હાવભાવ વગેરેમાં ઘણો ફર્ક પડી ગયો. બીજે દિવસે મ્હારી ઘણી શોધ કરવામાં આવી. " નારંગીએ ઉત્તર આપ્યો.

" ત્યારે મ્હારા માટે તેમના અંતરમાં પ્રેમ ઉત્પન્ન થયેલો છે એમાં સહજ પણ સંદેહ નથી. વારું, પછીથી શું થયું ? " માયાએ પ્રશ્ન કર્યો.

" પછી બીજે કે ત્રીજે દિવસે ઇન્દ્રજીતકુમારને ઉદાસ બની ગયેલા જોઈ તેમને તેમના ન્હાનાભાઇ આનન્દસિંહ નૌકામાં બેસાડી હવા ખાવા લઇ ગયા. તેમની સાથે એક વૃદ્ધ નોકર પણ હતો. લગભગ ગાઉ દોઢ ગાઉ ગયા પછી કિનારાપર આવેલા જંગલમાંથી કોઇનો સંગીતધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. નૌકાને ત્યાં જ રોકી, કિનારે ઉતરી બન્ને ભાઇ એ અરણ્યમાં ગયા. ત્યાં તમારો વેશ ધારણ કરીને માલતીએ પ્રથ-

મથી જ જાળ બિછાવી રાખી હતી. અંતે તેણે પોતાની મતલબ સાધી લીધી અને કોણુ જાણે કે કેવી રીતે માધવી ઇન્દ્રજીતને સાથે લઈ એ સ્થળેથી ગૂમ થઇ ગઈ. વળી જે વૃદ્ધ નોકર રાજકુમારોની સાથે ગયેલો હતો તેના કહેવાથી એમ માલૂમ પડયું કે, માધવીની સાથે બીજી પણ કેટલીક સુંદરીઓ હતી; તેઓ બન્ને રાજકુમારોને જોતાંની સાથે જ પલાયન કરી ગઇ હતી. આનન્દસિંહ એમની શોધમાં ગયા હતા; પરંતુ એમને ભૂલથાપ આપીને એ સુંદરીઓ અદ્રશ્ય થઇ ગઇ હતી. આનન્દસિંહ જ્યારે યથાસ્થાને પાછા ફર્યા ત્યારે તેઓ ઇન્દ્રજીતસિંહ અને માધવીને ત્યાં જોઇ શકયા નહિ. પછી ગંગાતટપર જઇ પોતાના વૃદ્ધ નોકરને તેમણે આ સઘળી હકીકત કહી સંભળાવી." નારંગીએ સઘળી યથાર્થ હકીકતનું વર્ણન કર્યું.

"માધવીએ મ્હારો વેશ ધારણ કરીને જ ઇન્દ્રજીતસિંહને છેતર્યા એમ તને કેવી રીતે માલૂમ પડયું?"

"પાછી ફરતી વખતે જ્યારે હું એ જંગલની કાંઇક આ તરફ નીકળી આવી કે જે જંગલ હવે તદ્દન મયદાન જેવું બની ગયું છે ત્યારે જમીનપરથી મ્હને એક કંકણુ મળી આવ્યું. એ કંકણ ઉપાડી જોતાં તે માધવીનું જ હતું એમ હું સમજી શકી. એ કંકણ પહેરતાં મ્હેં તેને અનેક પ્રસંગે જોઈ હતી. પછી હું તેના મહેલ પાસે ગઇ તો તેની દાસીઓની વાતચિત સાંભળી હું સમજી શકી કે, ઇન્દ્રજીતસિંહને તેણે પોતાના છુપા મહેલમાં રાખેલા છે." નારંગીએ ઉત્તર આપ્યો. આ ઉત્તર સાંભળી માયા ઘણી ચિંતાતુરા બની ગઈ. તેનાથી સ્વાભાવિક રીતે જ બોલાઇ જવાયું કે, "અરેરે! અંતે મ્હારી રાક્ષસી બ્હેને જ મ્હને દગો દીધો કે? અરેરે! એ પિશાચિનીએ મ્હારા પ્રિયતમનો પ્રેમ પ્રાપ્ત કરવા મ્હારી તેમજ તેમની આવી ભયંકર પ્રતારણા

કરી ?!" આટલું બોલતાંમાં જ માયાનો કંઠસ્વર રુંધાઇ ગયો. તેનાં નયનયુગલમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. તેને ધીરજ આપવાના ઉદ્દેશથી નારંગીએ કહ્યું:—" સખિ ! તમે આવી રીતે નિરાશ ન થાઓ. સત્યનો સહાયક શ્રીકૃષ્ણ છે. આ વિશ્વમાં અધર્મનો જય કદાપિ થયો નથી તેમ જ થશે પણ નહિ. "

આ વચનો સાંભળી માયા શાન્ત થઇ. નારંગીએ તેનો શોક સર્વાંશે દૂર કરવાના ઉદ્દેશથી કહ્યું:—" જે દિવસે હું ઇન્દ્રજીતસિંહને તમારી પાસે લાવીને બેસાડીશ તે જ દિવસે હવે હું અન્ન ખાઇશ."

" પરંતુ તું એકલી શું કરીશ ? " માયાએ પ્રશ્ન કર્યો.

" હું જે કાંઇ કરી શકીશ તે કિશોરી અને પુષ્પાવતીથી પણ નહિ થઈ શકે. "

" ત્યારે આજે તું પાછી ત્યાં જઇશ ?"

" હા—અવશ્ય જઇશ; પરંતુ એક બે વાતોનો નિકાલ આજે જ હું તમારી સાથે કરી નાખીશ—નહિ તો ભવિષ્યમાં તમે કદાચ મ્હને બદનામ કરો એવી મ્હારા અંતરમાં શંકા છે. "

" બ્હેન ! એવી તે શી વાત છે કે જેથી ત્હારા અંતરમાં બદનામ થવાની શંકા રહે છે ? માત્ર તું એકલી જ મ્હારા સુખ દુ:ખની સાથી છે. "

" જુઓ બ્હેન ! તમે રાજકુમાર ઇન્દ્રજીતસિંહને તમારા જીવ કરતાં પણ વિશેષ ચ્હાઓ છો; એટલા માટે એમના સમસ્ત કુટુંબનું કલ્યાણ કરવું એ તમે તમારું કર્ત્તવ્ય સમજો છો; પરંતુ તમારા પિતા સાથે એ રાજકુટુંબનું ઘણા કાળથી પ્રચંડ વૈર ચાલ્યું આવે છે. તમારું અને ઇન્દ્રજીતસિંહનું ભલું કરવા જતાં મ્હારાથી તમારા પિતાને કાંઈ

તકલીફ પહોંચે એવો સંભવ છે, અને એમ થાય તો તમે વિરક્ત બની જાઓ એવી મ્હારા મનમાં શંકા રહે છે."

"સખી ! ત્હારી શંકા સર્વથા અસ્થાને છે. જે દિવસથી નિષ્ઠુર પિતાએ મ્હને પોતાના આશ્રયમાંથી કાઢી મૂકી છે તે દિવસથી મ્હેં તેમના સકળ સ્નેહ સંબંધનું વિસ્મરણ કર્યું છે. જો મામાએ દયાભાવે એ પ્રસંગે મ્હારું રક્ષણ કર્યું ન હોત તો હું જીવતી પણ રહી શકત નહિ. બ્હેન ! પેલી દુષ્ટાને ત્હેં ત્યાંથી પકડીને મ્હારે સ્વાધીન કરી એ કાંઇ સામાન્ય કાર્ય કર્યું નથી. જ્યારે મ્હારા અંતરમાં અત્યંત દુઃખ થાય છે ત્યારે મ્હારી દાઝ ક્રોધદ્વારા તેનાપર ઉતારી હું કાંઇક અંશે શાન્ત થાઉં છું."

"બ્હેન એ દુષ્ટાપર દાઝ ઉતારવાનો મ્હને હજી સૂધી પ્રસંગ પ્રાપ્ત થયો નથી. જો આજ્ઞા હોય તો આજે હું પણ મ્હારી દાઝ શાન્ત કરી જઉં."

"ભલે, જેવી ત્હારી ઇચ્છા." માયાએ સંમતિ દર્શાવી.

નારંગી તરતજ ત્યાંથી બ્હાર ચાલી ગઇ. ત્યાર પછી અડધા કલાક સૂધી નિશ્ચિંત બેસી વિચારો કરવાનો માયાને સુયોગ મળ્યો. તેની સાહેલીઓ તેની સાથે કશી વાતચિત કરવાનું સાહસ કરી શકી નહિ. અડધા કલાક પછી એક કેદી સ્ત્રીને સાથે લઈને નારંગી પુનઃ માયા પાસે આવી પહોંચી. એ કેદી સ્ત્રીની ઉમ્મર લગભગ ત્રીશેક વર્ષની હોઇ અદ્યાપિ તેના મ્હોંપર લાવણ્ય વિકાસી રહ્યું હતું. જો તેણે સારાં વસ્ત્રો અને અલંકારો પોતાના અંગપર ધારણ કર્યાં હોય તો એ એક પરમ રૂપવતી સ્ત્રી ગણાય તેમ હતી. શા માટે એ સુંદરીની આવી દુર્દશા કરી નાખવામાં આવી હતી તથા તેને શા ગુન્હા માટે કેદી બનાવવામાં આવી હતી એ હકીકત હજી સૂધી અમને માલૂમ પડી નહોતી.

આ કેદી સ્ત્રી નજરે પડતાં જ માયાનું મ્હોં લાલચોળ બની ગયું. ક્રોધની ઉત્તેજનાથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું. નારંગીએ તેની આવી સ્થિતિ જોઈ પોતાના કાર્યનો તત્કાળ આરંભ કરી દીધો, તથા જે સઘળી સાહેલીઓ ત્યાં હાજર હતી તેમાંની એકને સંકેતદ્વારા તેણે અન્યત્ર મોકલી દીધી. થોડા સમયમાં જ એ સાહેલી એક ચાબુક લઈ આવી એટલે નારંગીએ કેટલીક સાહેલીઓને, એ કેદી સ્ત્રીને મુસ્કેટાટ બાંધી દેવાની આજ્ઞા કરી. એ કાર્ય થઈ ગયા પછી નારંગી જ્યારે એ કેદી સ્ત્રીના અંગપર પ્રહાર કરવાને તૈયાર થઈ ત્યારે માયાનું કાળજું કંપી ઉઠયું. તે બે સાહેલીઓની સાથે બગીચામાં ચાલી ગઇ.

જો કે માયા બ્હાર ચાલી ગઇ; પરંતુ પેલી કેદી સ્ત્રીની હૃદયવિદારક બૂમો તેના સાંભળવામાં આવતી હતી. થોડા સમય પછી એ બૂમો સંભળાતી બંધ થઇ, તથા કેદી સ્ત્રીને યથાસ્થાને રાખી આવી નારંગી પુનઃ માયા પાસે ઉપસ્થિત થઇ. તેને જોતાંના સાથે જ માયાએ અધીરતાસૂચક સ્વરે પૂછ્યુંઃ—" બ્હેન ! તેણે કશો ખુલાસો કર્યો કે નહિ ? "

" ના—કશો ખુલાસો કર્યો નહિ ! પરંતુ એ માટે ચિંતા કરવાની જરૂર નથી. એ આજે સઘળો ખુલાસો નહિ કરે તો થોડા દિવસ દુઃખ વેઠયા પછી કરશે. હવે મ્હને રજા આપો; મ્હારે ઘણું કામ કરવાનું છે. " નારંગીએ કહ્યું.

" ઠીક જા, હું પણ હવે મહેલમાં જઉં છું; પરંતુ બ્હેન ! યાદ રાખ જે કે, હવે હું ત્હારા જ ભરોંસાપર છતું છું. " માયાએ ગદ્ગદ કંઠે કહ્યું.

"જ્યાં સુધી મ્હારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી અવશ્ય હું તમારું કાર્ય બજાવીશ." આમ કહીને નારંગી ત્યાંથી ચાલી ગઇ તથા માયા પણ મહેલ તરફ જવા લાગી.



# પ્રકરણ ૨૩ મું.

## પત્તો લાગ્યો.

હવે આ સ્થળે ગયા રાજ્યની કેટલીક હકીકત જણાવવાની જરૂર રહે છે. માયાસુંદરીની માતા અર્થાત્ કનકસિંહની રાણીને બે બ્હેનો હતી. તેમાંની કળાવતી કનકસિંહ સાથે વિવાહિતા થયેલી હતી. એ પ્રકાર વાંચકબંધુઓ જાણે છે જ. બીજી ચંદ્રકળાનો વિવાહ ગયાના રાજા ચંદ્રદત્ત સાથે થયો હતો. એ ચંદ્રકળાની કન્યા માધવીની કેટલીક હકીકત અમે પાછળ લખી ચુક્યા છીએ.

માધવી માત્ર બેજ વર્ષની હતી ત્યારે તેની માતા સ્વર્ગવાસિની થઈ હતી; પરંતુ માધવી જ્યારે ઉમ્મર લાયક થઇ ત્યારે રાજ્યાધિકાર તેને સ્વાધીન કરીને તેનો પિતા પરલોકવાસી થયો હતો. હવે વાંચકબંધુઓ સમજી શક્યા હશે કે, માયા અને માધવી બ્હેનો થતા હતી.

માધવીનો પિતા ચંદ્રદત્ત ઘણોજ શૉખીન અને વિલાસી હતો. તે પોતાની રાણીને પોતાના જીવ કરતાં પણ વિશેષ ચ્હાતો હતો. રાજધાનીથી થોડે દૂર આવેલા પ્રમોદ ઉદ્યાનમાંના એક વિશ્રામભુવનમાં જ તે નિરંતર રહેતો હતો. એ પ્રમોદ ઉદ્યાન ગયાથી લગભગ બે ગાઉ દૂર આવેલો હોઇ ત્યાં એક પ્રાસદ્ધ તીર્થ હતું. ગયાના રાજમહાલયમાંથી ગુપ્ત માર્ગેથી પણ આ પ્રમોદ ઉદ્યાનમાં આવેલા વિશ્રામભુવનમાં જઈ શકાતું હતું. એ માર્ગ રાણા ચંદ્રદત્તે હોશિયાર કારીગરો પાસે તૈયાર કરાવ્યો હતો.

માધવીનાં માતા પિતાએ માધવીને સુશિક્ષણ આપવા તરફ ઘણું દુર્લક્ષ્ય કર્યું હતું. માધવી લાડ પ્યારમાં જ પોતાનું બાલ્યજીવન પસાર કરતી હતી. એક ખૂબસુરત ચંચળદાસીના સહવાસમાં જ તે રાત્રિ દિવસ રહેતી હતી. એ દાસીના સહવાસથી માધવીનું જીવન બાલ્યાવસ્થામાંથી જ સ્વેચ્છાચારી થઇ ગયું હતું. જે માબાપો તેમનાં સંતાનોના સુશિક્ષણની બાલ્યાવસ્થામાં જ વ્યવસ્થા નથી કરતાં તેમનાં સંતાનો ભવિષ્યમાં મુખ્યત્વે કરીને સ્વેચ્છાચારી યા તો અસંયમી થાય છે જ. જો સંતાનોની માબાપથી બરાબર સંભાળ ન લઇ શકાય તેમ હોય તો તેમણે બાળકોને સારાં સચ્ચરિત્ર માણસોના સહવાસમાં જ રાખવાની વ્યવસ્થા કરવી જોઇએ; અસ્તુ.

માધવીના સમયમાં એ રાજ્યમાં ત્રણ માણસો કર્ત્તા હર્ત્તા હતા. રાજ્યભોગનું સઘળું સુખ તેઓ જ ભોગવતા હતા એમ કહીશું તો તેમાં પણ બિલકુલ અતિશયોક્તિ જેવું નથી. તેમાં એક દીવાન અગ્નિદત્ત હતો બીજો કુબેરસિંહ સેનાપતિ અને ત્રીજો ધર્મસિંહ કોટવાલ હતો.

હવે આપણે વાર્ત્તાપ્રવાહમાં આગળ વધીશું તો અડચણ નથી. જે સ્થળે તળાવમાં પેલી નવયુવતીને પકડવા માટે યોગિની અને અરણ્યવાસિની કૂદી પડ્યાં હતાં તે તળાવ પાસે આપણે જઈ પહોંચીએ. એ તળાવના કિનારાપર આજે કેટલાક બહુરૂપીઓ એક બીજાની સાથે કશી વાતચિત કરતા બેઠા હતા. પંડિત બદ્રીનાથ, તેજસિંહ અને તારાસિંહ તળાવના પત્થરપર ચબુતરાપર બેસીને નીચે પ્રમાણે વાતચિત કરતા હતા.

" અહીંથી રાજકુમારને છોડાવી લઇ જવા એ કાંઇ મ્હોટું મુશ્કેલી ભર્યું કાર્ય નથી. " તેજસિંહે કહ્યું.

" પરંતુ જેણે રાજકુમાર ઇન્દ્રજીતસિંહને આટલું બધું દુઃખ

દીધું છે તેને પણ તેના ગંભીર ગુન્હાની આપણે સજા કરવી જોઇએ." તારાસિંહે કહ્યું.

" ખરું છે—સજા કર્યા સિવાય એનો જાતિસ્વભાવ બદલાવાનો નથી. " તેજસિંહે કહ્યું.

" મ્હારા ધારવા પ્રમાણે તો ગઈ કાલે કરેલો આપણો વિચાર ઉત્તમ છે. " બદ્રીનાથે કહ્યું.

" બરાબર છે—એ લોક પણ કેવી રીતે જાણે કે તેમનું કેવા માણસ સાથે કામ પડયું હતું. ?!" તેજસિંહે કહ્યું.

" અહીં તો લલિતા અને તિલોત્તમા ઘણી ઉસ્તાદ છે. બહુરૂપીની વિદ્યામાં તેઓ અત્યંત ચાલાક છે એમ મ્હેં સાંભળ્યુ છે. " બદ્રીનાથે કહ્યું.

" ત્યારે તો પ્રથમ એમની બન્નેની જ આપણે ખબર લઇશું." તારાસિંહે પોતાનો વિચાર દર્શાવ્યો.

" ના ના—એમ કરવાની કશી જરૂર નથી. એમને કેદ કર્યા સિવાય જ આપણું કાર્ય થઇ જશે. આપણો સમય હમણાં આપણે વ્યર્થ ગૂમાવવો જોઇએ નહિ. " તેજસિંહે કહ્યું.

" બરાબર છે. આપણે આપણું કાર્ય પાર ઉતારીશું ત્યાં સુધીમા તેઓ કદાચ કાકીની જાળમાં જ ફસાઇ પડશે. " તારાસિંહે ભવિષ્યના સૂચના કરી.

" હા હા—એમજ થશે. કેમ કે તમે લોકો તમારું કામ કરો ત્યાં સુધીમાં હું બનતા સુધી લલિતા અને તિલોત્તમાને ફસાવીશ. " તેજસિંહે કહ્યું.

" હશે—જે થશે તે જોઇ લેવાશે. આપણે આપણું કાર્ય પાર ઉતારવામાં વિલંબ કરવાનું પ્રયોજન નથી. " બદ્રીનાથે કહ્યું.

" એ સત્ય છે; પરંતુ પ્રથમ આપણે આપણા શિકારને તો વ્હેંચી લ્યો. " તેજસિંહે કહ્યું.

"દીવાન સાહેબને મ્હારા માટે છોડી ઘો." બદ્રીનાથે પસંદગી કરી.

" ખરું છે, એનું અને આપનું વજન પણ બરાબર છે. હવે હું સેનાપતિની ખબર લઇશ. " તેજસિંહે પોતાની પસંદગી દર્શાવી.

" ત્યારે એ ચંડાળ કોટવાલને હું મ્હારો સપાટો બતાવીશ. હવે આપણે ચાલો. " તારાસિંહે કહ્યું.

આ પ્રમાણે વાતચિત થયા પછી એ ત્રણે બહુરૂપીઓ ઉઠી ઉભા થયા એવામાં જમણી બાજૂ તરફથી કોઇની છીંકનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. સર્વેને એમ લાગ્યું કે, કાર્યના આરંભ-પ્રસંગે જ તેમને અપશુકન થયા. તેમણે છીંકનારની, આસપાસ તપાસ કરી; પરંતુ કશો પત્તો નહિ લાગ્યાથી એ ત્રણે બહુરૂપીઓ નિડરતાથી સ્વકાર્યોદ્ધારાર્થે અગ્રેસર થયા.

---

# પ્રકરણ ૨૪ મું.

## માયાનું પલાયન.

રાત્રિના આગમનમાં વિશેષ વિલંબ થાય તેમ નહોતો. મહેલની અગાસીમાં એક વિરામાસનપર માયા આડી પડી આસમાની આકાશ તરફ ચિંતામગ્ન મુખે જોઇ રહી હતી. તેની આસપાસ સાત આઠ સખીઓ બેસી રહેલી હતી. સુગંધિત વાયુના તરંગો માયાને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરતા હતા; પરંતુ તે પોતાના વિચારોમાં એટલી બધી લીન બની ગઈ હતી કે બીજા કોઇ પણ પ્રકાર પ્રતિ તેનું બિલકુલ લક્ષ્ય નહોતું. માયાનું હૃદય હમણાં જોરથી ધબકતું હતું.

ક્વચિત્ તેનું મસ્તક ભારે પત્થર જેવું થઇ જતું હતું તો ક્વચિત્ પિતાની નિષ્ઠુરતાના વિચારો તેના અંતરમાં ઉપજતા હતા.

નારંગીને ગયાને ઘણા દિવસ થઈ ગયા હતા, છતાં હજી સુધી તે પાછી નહિ ફરેલી હોવાથી માયાનો જીવ ઘણો આકુળ વ્યાકુળ બની ગયો હતો. તેની સાહેલીઓ તેને ચિંતામગ્ન જોઇને તેની સાથે વાતચિત કરવાનું સાહસ કરી શકતી નહોતી.

થોડી રાત્રિ થયા પછી માયા અગાસીમાંથી મ્હેલમાં આવી તથા પોતાના શયનગૃહમાં પ્રવેશ કરી શય્યાવશ થઇ. પછી થોડા સમયના અંતરે જ એકાએક નારંગીએ એ શયનગૃહમાં પ્રવેશ કર્યો. હજી સુધી માયા જાગતી જ હતી. નારંગીને આવલી જોઇ શય્યામાંથી ઉઠી તે તેના કંઠમાં વળગી પડી, અને તેને પોતાની સાથે પલંગપર બેસાડી અધીરતાથી વાતચિત કરવા લાગી. તેણે પૂછ્યું:—" બ્હેન ! આટલા દિવસોમાં ત્હેં શું કામ કર્યું ? તેમની સાથે ત્હારી મુલાકાત થઈ કે નહિ ? "

" મુલાકાત કેમ ન થાય ? " નારંગીએ પ્રત્યુત્તરમાં કહ્યું.

" તેઓ મ્હારા સંબંધી કશી હકીકત પૂછતા હતા કે ? " વિહ્વળતાથી માયાએ પ્રશ્ન કર્યો.

" અરે, તમારા માટે તો તેઓ પ્રાણ સુદ્ધાં અર્પવાને તૈયાર છે. હવે એક બે દિવસમાં જ તેમની સાથે તમારી મુલાકાત થનાર છે. અને તેઓ તમારી સઘળી અંતર્વ્યથા દૂર કરનાર છે. " નારંગીએ શુભ આનન્દજનક વર્તમાન કહી સંભળાવ્યા.

" જો, તને મ્હારા સોગન દઈને કહું છું કે, તું એક પણ અસત્ય શબ્દ ઉચ્ચારીશ નહિ. " કિશોરીએ અત્યંત પ્રસન્ન બની જઇને કહ્યું.

" શું હું અસત્ય શબ્દો ઉચ્ચારું એમ તમે માનો છો ? " નારંગીએ ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

" ના ના—" હું સ્વપ્નમાં સુદ્ધાં એમ માનતી નથી. તું કદાચ મ્હારી સાથે મસ્કરી કરતી હોય એવી શંકાથી જ હું આમ કહું છું. " માયાએ વિશ્વાસ દર્શાવ્યો.

"આવા સમયે મસ્કરી કરું એવી હું મૂર્ખ નથી." નારંગીએ કહ્યું.

' વારું, હવે કહે જોઈએ કે મ્હારા પ્રાણાધિક પ્રિયતમ માધવીની કેદમાંથી મુક્ત થયા છે કે નહિ ? અને જો તેઓ મુક્ત થયા હોય તો કેવી રીતે થયા છે તે હકીકત તું મ્હને સત્વર કહી સંભળાવ તથા તે સાથે મ્હારા અંતરની અધીરતાનો અંત લાવ. " નારંગીને ઉદ્દેશીને માયાએ કહ્યું.

" ઇન્દ્રજીતસિંહજીને માધવીએ પેલા પહાડવાળા મહાલયમાં રાખ્યા હતા કે જે સ્થળે પેલી સ્ત્રી આપણુને બન્નેને આપણી આંખોએ પાટા બાંધીને લઇ ગઇ હતી. " નારંગીએ ઉત્તર આપ્યો.

" એ સ્થાન તો એવું ગુપ્ત છે કે જેનો પત્તો કોઇ ભાગ્યે જ મેળવી શકે. " ભયમિશ્રિત સ્વરે માયાએ કહ્યું.

" એમ હોવા છતાં રાજકુમારના બહુરૂપીઓ ત્યાં આવી ચઢયા હતા. " નારંગીએ કહ્યું.

" ઠીક, પછીથી શું થયું ? "

" તમે પ્રથમ સઘળી સાહેલીઓને અન્યત્ર મોકલી દ્યો; કેમ કે મ્હારે હવે તમને જે હકીકત કહેવાની છે તે ઘણી ગુપ્ત છે. " નારંગીએ મૃદુસ્વરે માયાના કાનમાં કહ્યું. માયાએ તરત જ સઘળી સાહેલીઓને અન્યત્ર મોકલી દીધી. તેમના ગયા પછી નારંગીએ બીજી

કેટલીક હકીકત કહ્યા પછી કહ્યું:—" માધવીનો અને અગ્નિદત્ત દીવાનનો સઘળો ગુપ્ત ઇતિહાસ પણ ઇન્દ્રજીતસિંહે ચાલાકીથી જાણી લીધો છે. આજકાલ તેમના કેટલાક બહુરૂપીઓ ત્યાં આવી પહોંચેલા છે. તેઓ દશબાર દિવસમાં જ એ રાજ્યને સ્વાધીન કરી લે તો એ સર્વાંશે સંભવિત છે."

" પરંતુ તું તો એમ કહે છે ને કે, ઇન્દ્રજીતસિંહજી ત્યાંથી છૂટી ગયા છે ?!" માયાએ કહ્યું.

" હા, તેઓ ત્યાંથી છૂટી ગયા છે એ ખરું છે; પરંતુ તેમના બહુરૂપીઓએ હજી સુધી માધવીનો પીછો મૂક્યો નથી. ઇન્દ્રજીતસિંહજી છૂટા થઇ જાય એવો બંદોબસ્ત તેમના બહુરૂપીઓએ જ કર્યો હતો; પરંતુ અંતે એમને છૂટા કરવાનું માન મ્હેં જ મેળવ્યું. હું એમને રામગઢ પહોંચાડીને જ અત્રે આવી છું, તથા મ્હારી મારફત તેમણે તમને જે હકીકત કહેવડાવી છે એ પ્રમાણે તમે વર્ત્તો તો તમારી સકળ ઇચ્છાઓ સફળ થશે એવો મ્હારો નમ્ર મત છે." નારંગીએ ખુલાસો કર્યો.

" તેમણે શી હકીકત કહેવડાવી છે તે ત્વરાથી મ્હને કહી સંભળાવ." ઉત્સુક્તા દર્શાવીને માયાએ કહ્યું.

" તેમણે જે કાંઇ કહ્યું હતું તે મ્હને અક્ષરે અક્ષર યાદ નથી; પરંતુ એ સઘળી હકીકતનો ભાવાર્થ એવો છે કે, તમે જેમ બને તેમ ત્વરાથી રામગઢ તેમની પાસે ગૂપચૂપ ચાલ્યાં જાઓ." નારંગીએ ઉત્તર આપ્યો.

આ વાક્ય સાંભળી થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી માયાએ કહ્યું:—" હું તો પ્રતિપળે રામગઢ જવાને તૈયાર છું; પરંતુ એમ કરવાથી આપણી હાંસી થશે."

" એવી હાંસિની ચિંતા કરશો તો તમારી મહત્વાકાંક્ષા કદાપિ સફળ થશે નહિ; કેમ કે તમારા પિતા ઇન્દ્રજીતસિંહના કટ્ટા શત્રુ છે. તમારી ઇચ્છા તેઓ પોતાની હાજરીમાં કાળાંતરે પણ પૂર્ણ થવા દેશે નહિ. વળી તમે એકલાં રામગઢ જવામાં હાંસીનો ભય રાખતાં હો તો હવે તમારે તમારા અંતરમાંથી ઇન્દ્રજીતસિંહ સંબંધીના વિચારો દૂર કરી નાખવા જોઇએ. રસ્તા બે છે, એક એ કે હાંસીનું દુર્લક્ષ્ય કરી પ્રિયતમના સહવાસસુખને સ્વીકારો યાતો જીવન પર્યંત ઇન્દ્રજીતસિહનું સ્મરણ કરી વિરહાશ્રુજળની વૃષ્ટિ વર્ષાવો. " નારંગીએ તદ્દન સ્પષ્ટ વચનો ઉચ્ચાર્યાં.

" સખિ ! તું જે કાંઈ કહે છે તે સઘળું સત્ય છે. ઇન્દ્રજીતસિંહજીને આ જીવનમાં તો હું કદાપિ ભૂલી શકું તેમ નથી; કેમ કે,

" સખી મ્હારું મન મોહનમાં મોહ્યું;
સુખકર સુંદર સુરતે મોહ્યું. સખી !
મોહિની મૂર્ત્તિ પ્રિયરસ પૂર્ત્ત;
સ્ફુર્ત્તિ પયે ચેતન ધોયું. સખી !
ત્રિભુવન મોહન સુલલિત લોચન;
જીવન ભાન હર્યું. સખી !
અતુલ અનુપ અપ્રતિમ રૂપ નિરખી;
પ્રેમનું પાન કર્યું. સખી !
મનસા વાચા તર્કો કાયા;
રંગે રૂપ મ્હેં એહ ધર્યું. સખી !
રંગ તરંગે ડૂબી નિરંતર;
ચૈતન્ય ધ્યાન ધર્યું. સખી ! (વસન્ત)

સખિ ! ઇન્દ્રજીતસિંહની વિયોગ વ્યથા હું વેઠી શકવાને લાચાર

છું ત્હારી સલાહ અનુસાર વર્તવાને તૈયાર છું. એક દિવસે જ્યારે મૂર્ખ લોકોમાં હાંસી તો થવાની જ છે ત્યારે પછી હાંસીના ભયથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી લેવામાં શા માટે વિલંબ કરવો ? ”

“ જ્યારે તમારો આવો જ વિચાર છે તો હવે વિલંબ કરવાની બિલ્કુલ જરૂર નથી. તમે રામગઢ સહિસલામત જઈ પહોંચશો એટલે કોઈ તમારું અનિષ્ટ કરી શકશે નહિ. મહારાણા વીરસિંહની સમાનતા કરવાનું સાહસ આજકાલ કોઇથી થઇ શકે તેમ નથી જ. તમારા પિતા તેમનાથી દુસ્મનાવટ રાખે છે એ એમની મહાન્ ભૂલ છે. આજકાલ મહારાણા દેવીસિંહનો સૌભાગ્ય સૂર્ય પૂર્ણ પ્રકાશનો વિસ્તાર કરી રહ્યો છે. એમની સાથે દુસ્મનાવટ કરવી એ પોતાની જ પાયમાલી કરવા જેવું છે. ” નારંગીએ અંતરોદ્દગાર કાઢ્યા;

“ પરંતુ હું રામગઢ જઇશ તો મ્હને શત્રુની કન્યા સમજીને ઇન્દ્રજીતસિંહજીનાં વડિલ સગાં સંબંધીઓ નારાજ તો નહિ થાય ને ? ” માયાએ શંકાસૂચક પ્રશ્ન કર્યો.

“ ના ના—તમે તમારા અંતરમાં એવી શંકા રાખશો નહિ; કેમ કે તમારો અને ઇન્દ્રજીતસિંહનો એક બીજાં પ્રત્યે કેવો અસામાન્ય અનુરાગ છે એ પ્રકાર ત્યાં કોઈ પણ વ્યક્તિથી ગુપ્ત રહેલો નથી. સર્વે એમ ચોક્કસ જાણે છે કે, તમારા સિવાય ઇન્દ્રજીતસિંહજી જીવન ધારણ કરી શકે તેમ નથી. આવી પરિસ્થિતિ હોવાથી એ લોકો તમને પ્રસન્નતાપૂર્વક આશ્રય આપશે જ એ ચોક્કસ છે. વળી શત્રુની કન્યા પોતાના આશ્રયમાં આવે એને તો એક પ્રકારનો મહાન્ વિજય સમજવામાં આવે છે. મ્હને મહારાણી મૃગલોચનીએ સ્પષ્ટ શબ્દોમાં

એમ કહ્યું હતું કે, ' ગમે તે રીતે તમે માયા સુંદરીને સમજાવીને અહીં લઇ આવો. ' આમ કહી તેમણે પોતાની સવારીનો ખાસ રથ અને કેટલીક સેવિકાઓને મ્હારી સાથે મોકલી છે. " નારંગીએ માયાની શંકા દૂર કરી.

" ત્યારે રથ તેમજ સેવિકાઓને તું ત્હારી સાથે લઈ આવી છું ? " માયાએ આશ્ચર્ય દર્શાવ્યું.

" હા. મૃગલોચનીનો તમારાપર અપાર અનુરાગ હોવાથી તમે ત્યાં જઇને આનંદમાં રહો એવો મ્હારો પણ વિચાર છે. " નારંગીએ ઉત્તર આપ્યો.

" જો એમજ છે તો હવે હું હમણાં જ રામગઢ આવવાને તૈયાર છું; પરંતુ સખિ ! ત્હારે પણ મ્હારી સાથે આવવું પડશે. " માયાએ નારંગીના વિચારને માન્ય કર્યો.

" સખી, તમે કહો તો પણ હું તમારા સહવાસનો ત્યાગ કરીને રહી શકું તેમ નથી. " નારંગીએ પોતાના પ્રેમનું દર્શન કરાવ્યું.

" ઠીક, હવે 'અહીં કોઈ ને કાંઇ કહેવા કથવાની તો જરૂર નથી ને ? " માયાએ પ્રશ્ન કર્યો.

" ના, કોઇને કાંઇ કહેવાની જરૂર નથી. વળી વિશેષમાં આ પ્રકાર તમારી એકકે સખીના જાણવામાં પણ આવવો જોઇએ નહિ. એટલા માટે તો મ્હેં પ્રથમથી તમારી માર્ફત તેમને સર્વને અહીંથી કાઢી મૂકી છે. " નારંગીએ સૂચના કરી.

" ઠીક, એ રથ ક્યાં ઉભેલો છે ? " માયાએ પ્રશ્ન કર્યો.

" આંબાવાળા બગીચામાં રથ તેમજ સેવિકાઓ તમારી રાહ જોયા કરે છે. " નારંગીએ ઉત્તર આપ્યો.

" ભલે ત્યારે ચાલો, જેમ થવાનું હશે તેમ થશે. સત્યનો સહાયક પરમકૃપાળુ કિરતાર છે કે જેના સમક્ષ સેંકડો શત્રુઓ લાચાર છે. "

પછી માયાને સાથે લઇ નારંગી આંબાવાળા બગીચામાં ગઈ. માયા અને નારંગી યથા સમયે રથમાં સવાર થઈ–રથ અને સેવિકાઓએ ઘણી ત્વરાથી રામગઢ તરફ ગમન કર્યું !

બીજી તરફ એક કલાક વીતી ગયા છતાં પણ માયાએ તેની સાહેલીઓમાંની એકકેને બોલાવી નહિ ત્યારે તેમના અંતરમાં સંદેહનો સંચાર થયો અને તેઓ સર્વ વિના બોલાવ્યે માયાના શયનગૃહ પાસે ગઈ. ત્યાં તેઓ માયા કે નારંગીને જોઈ શકી નહિ તેથી તેમનો સંદેહ વિશેષ દૃઢ થયો. બગીચામાં અને મહેલમાં સર્વ સ્થળે તેમણે તેમની શોધ કરી; પરંતુ એકકેનો પત્તો લાગ્યો નહિ. અંતે સઘળી સખીઓમાં કોલાહલ થવા લાગ્યો; પરંતુ હવે શું થઇ શકે તેમ હતું?

મધ્યરાત્રિ સુધી કોલાહલ થયો. એવામાં નારંગી એ સઘળી સખીઓ પાસે ઉપસ્થિત થઈ. સઘળી સખીઓએ ચોતરફથી તેને ઘેરી લઇને કહ્યું:—" સખિ ! માયાસુંદરી ક્યાં છે ?"

" એ સંબંધી હું કાંઈ જાણતી નથી. શું બન્યું છે કે, જેથી તમે આટલી બધી ગભરાઈ ગયેલી દેખાઓ છો ? " કમળાએ અજ્ઞાનતા દર્શાવી પ્રશ્ન કર્યો.

" સખિ ! માયાસુંદરી તમારી સાથે જ હતાં; છતાં તેઓ

ક્યાં અદ્રશ્ય થઈ ગયાં એ સંબંધી તમે કંઇ જાણતાં જ નથી ?" એક સખીએ આશ્ચર્ય પામીને કહ્યું.

" તમારા વિદાય થયા પછી થોડા સમયના અંતરે હું પણ તેમનાથી છૂટી પડી હતી. તેઓ ક્યાં જતાં રહ્યાં છે એ હું જાણતી નથી. તમારા કહેવાપરથી એમજ લાગે છે કે, માયાસુંદરી આપણાથી છુપી રીતે કોઈ સ્થળે ચાલ્યાં ગયાં છે. શત્રુઓ કદાચ તેમનું હરણ કરી ગયા હશે. અરેરે ! હવે હું શું કરીશ અને ક્યાં જઇશ ? હું કોને પૂછું કે, માયા બ્હેનને કોણ લઈ ગયું ?" નારંગીએ સજળનયને કહ્યું.



## પ્રકરણ ૨૫ મું.

### આકસ્મિક સંકટ.

માયા પ્રસન્નતાપૂર્વક રથમાં સવાર થઈ. રથ ત્વરાથી માર્ગ કાપવા લાગ્યો. તેની સાથે નારંગી પણ હતી. ઇન્દ્રજીત સંબંધી વિવિધ વાર્તાઓ કહીને તે માયાસુંદરીનું મન બહેલાવતી હતી. માયા લક્ષ્યપૂર્વક નારંગીની વાર્તા સાંભળતી હતી. તે પોતાના અંતરમાં પણ એવા વિચારો કર્યા કરતી હતી કે, ' હું ઇન્દ્રજીતસિંહ સમક્ષ કેવી રીતે ઉપસ્થિત થઈ શકીશ ? જો કદાચ તેઓ એમ પૂછશે કે, તને કોણે બોલાવી છે તો હું તેમને શો ઉત્તર આપીશ ? પરંતુ ના ના-તેઓ મ્હારાપર અપાર પ્રેમ રાખતા હોવાથી મ્હને એવો પ્રશ્ન કદાપિ નહિ પૂછે; છતાં તેમના ઘરની સ્ત્રીઓ મ્હને જોઇને શું કહેશે ? તેઓ સર્વ એમ જ વિચારશે કે માયા ઘણી નફટ સ્ત્રી છે. એને પોતાથી ઇજ્જત

અને પ્રતિષ્ઠાની બિલ્કુલ ચિંતા નથી. અરેરે ! એ સમયે મ્હારી ઘણી દુર્ગતિ થશે. મ્હારા જીવનપર મ્હને ઘણો તિરસ્કાર ઉપજશે, અને હું મ્હારું મ્હોં કોઇને બતાવી શકીશ નહિ.

આવી વાતો વિચારતાં ક્વચિત્ માયા ચિંતાતુર બની જતી તો ક્વચિત્ ઇન્દ્રજીતનું સહવાસસુખ પ્રાપ્ત થશે એવા વિચારથી આનંદિતા થઈ જતી હતી. કૃષ્ણપક્ષની સપ્તમીની ભીષણ અંધકારમયી રાત્રિ હતી. બળદો દોડતા દોડતા રામગઢ તરફ જતા હતા. ચોતરફ અંગરક્ષક તરીકે આગળ વધતા ઘોડેસવારોના ઘોડાઓની ખરીઓનો અવાજ ઘણે દૂર સૂધી જતો હતો. એ અવાજ રાત્રિની ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરતો હતો.

માયાસુંદરીએ નારંગીને પૂછ્યું:—" બ્હેન ! શું સેવિકાઓ પણ સવારોની સાથે ઘોડેસવાર થઇને માર્ગ કાપે છે ?'

" હા. " નારંગીએ ઉત્તર આપ્યો અને પછી બન્નેએ મૌન ધારણ કર્યું.

હવે રસ્તો વાંકો ચુંકો અને ખાડા ટેકરાવાળો આવવા લાગ્યો. રથ પણ ઊંચે નીચે ઉછળવા અને પડવા લાગ્યો. એથી માયાના નાજુક બદનમાં દર્દ થવા લાગ્યું. તેનાથી બોલાઈ જવાયું:—" અરેરે ! હવે તો ઘણું દુઃખ થાય છે. "

" આવો ખરાબ રસ્તો થોડે સુધી જ છે. થોડા સમયમાં જ સડકના સીધા રસ્તે આપણે પહોંચી જઇશું. " નારંગીએ કહ્યું.

" મ્હને એમ લાગે છે કે, આપણે સીધા માર્ગનો ત્યાગ કરી આડા માર્ગે જઇએ છીએ. " માયાએ શંકા દર્શાવી.

" ના-એમ નથી. " નારંગીએ શંકા દૂર કરી.

" ના ના—હું કહું છું એમજ છે. " માયા પોતાના વિચાર-પર દઢ રહી.

" જો એમ હોય તો તેથી પણ શું નુકસાન છે ? જો કોઇ સીધા માર્ગે આપણી શોધ કરવા નીકળશે તે આપણો પત્તો મેળવી શકશે નહિ. " નારંગીએ કહ્યું.

અલ્પકાળ સુધી કશો વિચાર કર્યા પછી માયાએ કહ્યું:—" હશે, ત્હેં જે યોજના કરી હશે તે યોગ્ય જ કરી હશે એવી મ્હને સંપૂર્ણ ખાત્રી છે. બ્હેન ! તું રથનો પડદો તો સહજ ઊંચો કરી નાખ કે જેથી હવા આવે અને આ સ્થાનનું દર્શન પણ થઇ શકે. રાત્રિનો સમય હોવાથી પડદો ઊંચો કરી નાખવામાં કશી હરકત નથી. "

લાચારીથી નારંગીએ પડદો ઊંચો કરી નાખ્યો, તથા માયા આશ્ચર્યયુક્ત દષ્ટિથી આજૂબાજૂ આવેલા પ્રદેશનું દર્શન કરવા લાગી. અત્યાચાર સુધી રાત્રિ અંધકારમયી હતી; પરંતુ હવે આસમાની આકાશમાં ચંદ્રદેવ પ્રકાશી નીકળ્યા. જાણે કે તેઓ કિશોરીને તે કેવા સંકટમાં ફસાઈ પડી છે, રથને ચોતરફથી ઘેરીને ચાલનારા સવારો કોણ છે, તે કયા રસ્તેથી કયી તરફ જાય છે એ બતાવવાને જ પ્રકાશિત થયા હોય એવો ભાસ થતો હતો. ચંદ્રના પ્રકાશમાં પોતાની પરિસ્થિતિનું દર્શન કરી માયા ભય તેમજ વિસ્મયથી ચમકી ઉઠી. ચોતરફ ભયંકર પાર્વત્યપ્રદેશ આવેલો જોઈ તે ઘણો ભય પામી. રથને ઘેરીને ચાલનારા સવારો તેણે અત્યંત લક્ષ્યપૂર્વક જોયા. તેમને જોતાં જ તે સારી રીતે સમજી ગઈ કે, એ સવારોમાં એકકે સ્ત્રી નહોતી. તેઓ સર્વ પુરુષો જ હતા. માયાની એવી ચોક્કસ ખાત્રી થઈ ગઈ કે તે કોઈ

પ્રબળ શત્રુની પ્રપંચજાળમાં ફસાઈ પડી હતી. તેના મુખમાંથી એવા શબ્દો બ્હાર નીકળી પડ્યા કે, "રામગઢ તો પૂર્વ દિશાએ આવેલું છે; છતાં મ્હને દક્ષિણ દિશા તરફ કેમ લઈ જવામાં આવે છે ? વળી આ સવારોમાં એકકે દાસી જોવામાં આવતી નથી ! ખરેખર ! મ્હને છેતરવામાં આવી છે ! હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, મ્હારી જીવનાધિકા સખી નારંગીથી હું છૂટી પડેલી છું. અફસોસ !"

માયાના મુખમાંથી ઉપરોક્ત વાક્યો સાંભળી રથમાં બેઠેલી નારંગી હોશિયાર થઇ ગઇ, તથા તે ત્વરાથી રથમાંથી નીચે કૂદી પડી. તે સાથે રથ હાંકનારે પણ બળદને રોક્યા, તથા આસપાસના સવારો રથની તદ્દન પાસે આવીને ઉભા રહ્યા.

આ સમયે નારંગી ઉચ્ચસ્વરે કાંઇ બોલી; કિન્તુ તે શું બોલી એ માયા સાંભળી શકી નહિ. તે માત્ર એટલું જોઈ શકી કે, એક ઘોડેસવાર ઘોડાપરથી નીચે ઉતરી પડયો તથા એ ઘોડાપર સવાર થઈ નારંગી ત્વરાથી પાછળના માર્ગે ચાલી ગઇ.

હવે માયાની ખાત્રી થઈ ચુકી કે, તે અવશ્ય ફસાઈ પડી હતી; તેથી ભયની ભાવનાથી તે બેશુદ્ધ બની ગઇ.



## પ્રકરણ ૨૬ મું.



### કામાંધ કોટવાલ.

અમે પાછળ એમ જણાવી ચુક્યા છીએ કે, માધવીના રાજ્યમાં ત્રણ માણસો જ મુખ્ય કર્ત્તા હર્તા હતા. એ ત્રણે જણા મળીને જ

માધવીના રાજ્યનું સઘળું સુખ અનુભવતા હતા. એ ત્રણે જણામાં દીવાન અગ્નિદત્તના દિવસો ઘણો આનંદ ભોગવવામાં પસાર થતા હતા. એક તરફથી રાજ્યના દીવાનનો અધિકાર તેના હાથમાં હતો અને બીજી તરફથી માધવી જેવી સૌન્દર્યમયી પ્રિયતમા તેને પ્રાપ્ત થઇ હતી. કુબેરસિંહ અને ધર્મસિંહ અગ્નિદત્તના દિલોજાન દોસ્ત હતા; પરંતુ કોઇ કોઈ પ્રસંગે જ્યારે એમને બન્નેને માધવીનું સ્મરણ થતું ત્યારે તેમની બન્નેની ચિત્તવૃત્તિ બદલાઈ જતી હતી. માધવીનો પ્યાર તેમને પ્રાપ્ત નહિ થયેલો હોવાથી એ માટે તેઓ ઘણો અફસોસ કરતા હતા.

માધવી કેવી છે તેની પ્રથમ એમને કોઇને માહિતી નહોતી. ઘણો આગ્રહ કરવામાં આવ્યો ત્યારે દીવાન અગ્નિદત્તે, તેઓ બન્ને એક વખત માધવીને જોઈ શકે એવી વ્યવસ્થા કરી હતી. તે દિવસથી જ તેમના બન્નેના મનમાં માધવી માટે પ્રબળ મોહ ઉપજ્યો હતો, તથા તેના સંબંધી તેઓ ઘણી ચિંતા કર્યા કરતા હતા.

આજે દીવાન અગ્નિદત્ત તેના એકાન્ત શયનગૃહમાં પલંગમાં વિચારમગ્ન સ્થિતિમાં સૂઇ રહ્યો હતો. મધ્યરાત્રિનો સમય થયેલો હતો. અગ્નિદત્ત સ્વગત શા વિચારો કરતો હતો તે સમજી શકાય તેમ નહોતું. થોડા સમય પછી તેના મુખમાંથી એવા ઉદ્દગાર નીકળ્યા કે, “હું કાંઈ સમજી શકતો નથી ! તેણે પોતાનો જીવ પ્રસન્ન રાખનારી વસ્તુ ત્યાં પ્રાપ્ત કરી લીધી હોય એમજ મ્હને લાગે છે. હવે મ્હારે સ્વસ્થતાથી બેસી રહેવું જોઇએ નહિ. આ સંબંધી મ્હારે પ્રથમ મ્હારા દિલોજાન દોસ્તની સલાહ લેવાની જરૂર છે.” આમ કહીને અગ્નિદત્ત ઉઠી બેઠો થયો તથા શયનગૃહમાં ફરવા લાગ્યો. પછી ખુંટીપર લટકતા પોતાની

તેજસ્વી તલ્વારને તેણે ઊંચકી લીધી, અને તે શયનગૃહની બ્હાર નીકળી પડયો.

મહેલના પ્રવેશદ્વાર પાસે ઘણા પહેરેગીરો પહેરો ભર્યા કરતા હતા. દીવાનને બ્હાર જતો જોઇ તેઓ તેની સાથે જવાને તૈયાર થયા; પરંતુ અગ્નિદત્તે તેમને પોતાની સાથે નહિ આવવું એવી આજ્ઞા કર્યાથી તેમને સર્વેને લાચારીથી પહેરાપર રહેવું પડયું.

એકલો અગ્નિદત્ત ત્યાંથી રવાના થયો અને ઘણી ત્વરાથી સેનાપતિ કુબેરસિંહને ત્યાં જઇ પહોંચ્યો. કુબેરસિંહનો મહાલય અગ્નિદત્તના મહાલયની પાસે જ આવેલો હતો.

અગ્નિદત્ત એમ ધારતો હતો કે, સેનાપતિ આ સમયે તેના શયનગૃહમાં નિશ્ચિંત જીવે સુઇ રહ્યો હશે. પોતાને તેને નિદ્રામાંથી જાગ્રત કરવો પડશે; છતાં તેના મકાન પાસે જઇ પહોંચીને પહેરેગીરોને પૂછી જોતાં માલૂમ પડયું કે, કુબેરસિંહ હજી સૂધી તેના બેઠકખાનામાં જ બેસી રહ્યો હતો, તથા કોટવાળ ધર્મસિંહ પણ આવા રાત્રિના સમયે ત્યાં હાજર હતો.

મધ્યરાત્રિના સમયે કોટવાલ ધર્મસિંહ શા ઉદ્દેશથી કુબેરસિંહ પાસે આવ્યો હશે, એ સંબંધી અનેકવિધ તર્કવિતર્ક કરતો કરતો અગ્નિદત્ત કુબેરસિંહના બેઠકખાનામાં ગયો. કુબેરસિંહ આ સમયે ધર્મસિંહ સાથે એક સુખાસનપર બેસી કશી વાતચિત કર્યા કરતો હતો. અગ્નિદત્તને આકસ્મિક પોતાની પાસે આવેલો જોઇને તેઓ બન્ને ઉઠી બેઠા થઈ ગયા તથા સલામ કર્યા પછી આશ્ચર્યસૂચક સ્વરે કુબેરસિંહે પૂછ્યું:—"આવા મધ્યરાત્રિના સમયે આપશ્રીએ અહીં આવવાની તકલીફ કેમ વેઠી છે?"

" એવો જ પ્રસંગ ઉપસ્થિત થયો છે. તમારી સાથે સલાહ કરવાની ઘણી જરૂર આવી પડી છે." અગ્નિદત્તે ગંભીર મુખે ઉત્તર આપ્યો.

" આવો—બેસો—કુશળ તો છો ને ?" ધર્મસિંહે કહ્યું.

" હા કુશળ તો છું; પરંતુ અંતરમાં એક મ્હોટી ચિન્તા ઉત્પન્ન થઈ છે." અગ્નિદત્તે કહ્યું.

" એવી શી ચિન્તા છે તે જણાવવાની કૃપા કરશો ?" કુબેરસિંહે અધીરતાસૂચક સ્વરે કહ્યું.

" હા-એટલા માટે તો હું આવ્યો છું; પરંતુ પ્રથમ ધર્મસિંહજી અહીં કેમ આવેલા છે એ જાણવાની મ્હારી ઇચ્છા છે." અગ્નિદત્તે કહ્યું.

" હું ઘણા સમયથી અહીં આવેલો છું. સેનાપતિ મહાશયે એક વિચિત્ર વાર્તામાં મ્હને એટલો બધો લીન બનાવી દીધો કે શું કહું ? હવે આપ કહો જોઇએ કે, આપનો જીવ શા માટે બેચેન બની ગયો છે ?"

" માત્ર માધવી સંબંધી જ કાંઇ વિચાર કરવાને હું અહીં આવેલો છું." અગ્નિદત્તે કહ્યું.

" માધવી સંબંધીના કયા નવીન વિચારે આપને બેચેન બનાવી દીધા છે ? કાંઈ તકરાર જેવું તો નથી થયું ને ?!" કુબેરસિંહે પૂછ્યું.

" હજી સુધી તકરાર થઈ નથી; પરંતુ ટૂંક સમયમાં જ તકરાર થશે એમ મ્હને લાગે છે." અગ્નિદત્તે કહ્યું.

" શું છે તે કૃપા કરી સ્પષ્ટ કહી દ્યોને ?" અધીરતાથી કુબેરસિંહે પૂછ્યું.

" આજકાલ એના રંગઢંગ વિચિત્ર જોવામાં આવે છે; એટલા માટે તો આવા રાત્રિના સમયે હું અહીં આવ્યો છું; નહિ તો સંધ્યાકાળ પછી કોઈ મ્હારું મ્હોં કદાપિ જોઇ શકે છે કે ? " અગ્નિદત્તે કહ્યું.

" હમણાં તો આપ આપના મહેલમાં જ રહો છો," કેમ ? ધર્મસિંહે કહ્યું.

" હા—હવે માધવી વિલાસભુવનમાં ક્વચિત્ આવે છે. તે પેલા ગુપ્ત પહાડીમહેલમાં જ રહે છે. કોઇ કોઈ વખતે હું જ્યારે તેની રાહ જોઈ વિરક્ત બની જાઉંછુ ત્યારે તે મધ્યરાત્રિના અરસામાં આવે છે." અગ્નિદત્તે કહ્યું.

" એ પહાડી મહેલમાં રહેવું તેને કેમ ગમે છે ?! " ધર્મસિંહે પ્રશ્ન કર્યો.

" એજ આશ્ચર્યજનક પ્રકાર છે. હું એમજ ધારું છું કે, ત્યાં અવશ્ય કોઇ પુરુષ છે કે જે માધવીના અંગની અનંગવ્યથાને શાન્ત કરે છે. પુરુષ સિવાય એ ઠેકાણે માધવી એકલી રહે એવી નથી. એમ હું ચોક્કસ ધારું છું. " અગ્નિદત્તે પોતાની ચિંતાનું સ્પષ્ટ કારણ દર્શાવ્યું.

" જો એમજ હોય તો એ પ્રકારની આપણે પૂરતી તપાસ કરવી જોઇએ " કુબેરસિંહે કહ્યું.

" ઘણા દિવસથી એ પ્રકારની હું તપાસ કરું છું; કિન્તુ હજી સુધી કશો પત્તો મળ્યો નથી. જે દરવાજો ઉઘાડીને તે આવે જાય છે એ દરવાજાની કુંચી તૈયાર કરાવી, ત્યાં જઈને એ દરવાજો ઉઘાડવાનો મ્હેં ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ દ્વાર ઉઘડી શકયું નહિ. જતી વખતે એ તાળામાં કોણ જાણે કે શી કળા કરી જાય છે એ સમજાતું નથી. "

"ત્યારે દરવાજો તોડી નાખીને ત્યાં જવું જોઇએ." ધર્મસિંહે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"એમ કરવાથી ગંભીર તકરાર થવાનો સંભવ છે." અગ્નિદત્તે અડચણ દર્શાવી.

"કદાચ તકરાર થાય તો એ માટે ભય રાખવાની શી જરૂર છે? આ રાજ્ય તો આપણી ત્રણ જણની મુઠ્ઠીમાં જ છે." ધર્મસિંહે નિશ્ચિંતતાનું સૂચન કર્યું.

બરાબર આ સમયે બ્હાર કોઇ માણસના પગનો અવાજ સંભળાયો. ત્રણે જણા પ્રવેશદ્વાર તરફ ઘણા સમય સુધી જોઈ રહ્યા; પરંતુ કોઇએ એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો નહિ. 'કોઇ છુપાઇને આપણી વાતચિત સાંભળતું હોય એમ લાગે છે.' આમ કહીને કોટવાલ ધર્મસિંહ ઉઠ્યો તથા બ્હાર જઈ આજૂબાજૂ જોવા લાગ્યો; છતાં કોઇનો પત્તો લાગ્યો નહિ. લાચારીથી તે પાછો બેઠકખાનામાં આવ્યો તથા બોલ્યો:—"કોઈ નથી-આપણને નિષ્પ્રયોજન સંશય ઉપજ્યો છે."

હવે આ ત્રણ માણસો વચ્ચે શી વાતચિત થઇ, તેમણે શો વિચાર નક્કી કર્યો એ સઘળું આ સ્થળે જણાવી દેવાની જરૂર નથી. પ્રસંગાનુસાર સઘળી ગુપ્ત અને રહસ્યમય હકીકત વાંચકો જાણી શકશે. એ ત્રણે જણાએ આજની સમસ્ત રાત્રિ વિચારો કરવામાં જ પસાર કરી, તથા સ્હવારે તેઓ સર્વ પોતપોતાના મહાલય તરફ ચાલ્યા ગયા.

બીજે દિવસે એક પ્રહર રાત્રિ વીતી એટલે કોટવાલ ધર્મસિંહના મહેલમાં એક વિચિત્ર બનાવ બન્યો. તે પોતાના બેઠકખાનામાં બેસીને

કચેરીના કેટલાક જરૂરી કાગળો તપાસતો હતો એવામાં શોરબકોર તથા કોલાહલ થતો તેના સાંભળવામાં આવ્યો. તપાસ કરતાં માલૂમ પડયું કે, દરવાજાપર લઢાઇ ચાલૂ થયેલી હતી. ધર્મસિંહની પાસે જે મીણબત્તીનો દીપક સળગી રહ્યો હતો તેની પાસે જ એક ઘંટડી પડેલી હતી. તેણે એ ઘંટડી વગાડી એટલે એક ખિદમતગાર દોડતો દોડતો તેની પાસે આવી પહોંચ્યો; તથા બન્ને હાથ જોડીને ઉભો રહ્યો કોટવાલે કહ્યું:—" જા જઇને તપાસ કરી આવ કે, બ્હાર શાનો કોલાહલ થઇ રહ્યો છે ? "

ખિદમતગારે ત્વરાથી બ્હાર જઈ આવીને કહ્યું:—" કોણ જાણે કે કયાંથી એ યુવકો લઢતા લઢતા અત્રે આવી ચઢયા છે. તેઓ ફરિયાદ કરવા માટે બેધડક અંદર ચાલ્યા આવતા હતા એવામાં પહેરેગીરોએ તેમને રોક્યા તેથી તેઓ તેમની સાથે લઢાઇ કરવા લાગ્યા."

" બન્ને કેવા માણસો લાગે છે ? " ધર્મસિંહે પ્રશ્ન કર્યો.

" બન્ને ભલા માણસો હોય એમ લાગે છે. તેમનાં મ્હોંપર હજી મુછ સુદ્ધાં ફુટી નથી. તેઓ ઘણા દેખાવડા છે; છતાં ક્રોધની જ્વાળાથી તેમનું તનબદન લાલચોળ બની ગયું છે." ખિદમતારે ઉત્તર આપ્યો.

" ઠીક, તેમને બન્નેને મ્હારી પાસે હાજર કરો. " ધર્મસિંહે આજ્ઞા કરી.

આજ્ઞા થતાં જ ખિદમતગાર ફરીથી બ્હાર ગયો, અને થોડા સમયમાં જ કેટલાક સિપાહી પેલા બન્ને યુવકોને સાથે લઇને કોટવાલ પાસે હાજર થયા. ખિદમતગારનાં વચનો કોટવાલને યથાર્થ લાગ્યાં. એ બન્ને ન્હાની ઉમ્મરના ખૂબસૂરત યુવક હતા. તેમનો પહેરવેશ પણ

મૂલ્યવાન્ હતો. તેમની પાસે એકકે હથિયાર નહોતું; છતાં લોહીથી તેમનાં કપડાં ભીંજાઈ ગયેલાં હતાં.

" તમે લોકો એક બીજાની સાથે કેમ લઢો છો ? વળી શા સાહસથી તમે મ્હારા મહાલયના પહેરેગીરો સાથે લઢાઈ કરી છે ?" ધર્મસિંહે રૂઆબમાં જ પૂછ્યું.

એક યુવકે સલામ કરીને કહ્યું:—" અમે બન્ને ભલા માણસો છીએ. સરકારી પહેરેગીરોએ અમને અનુચિત શબ્દો કહ્યા તેથી જ અમને ઘણો ક્રોધ ચઢયો અને અમે તેમની સાથે લઢાઇ કરી."

" વારું, એનો ન્યાય પછીથી થશે. પ્રથમ તમે કહો જોઇએ કે, અરસ્પરસમાં તમે કેમ લઢી બેઠા, તથા તમારું બન્નેનું મકાન ક્યાં છે ? " ધર્મસિંહે પૂછ્યું.

" મહાશય ! અમે બન્ને આપના જ પ્રજાજન છીએ અને ગયા રાજ્યમાં જ રહીએ છીએ. અમે બન્ને સગા ભાઈઓ છીએ. એક સ્ત્રી માટે જ અમારામાં લઢાઇ થઈ છે અને એનો ન્યાય મેળવવા આપની પાસે અમે આવ્યા છીએ. વિશેષ હકીકત આ સઘળા લોકોની હાજરીમાં અમે આપને કહી શકીશું નહિ." બીજા યુવકે કહ્યું.

આ વાક્યો સાંભળી ધર્મસિંહે માત્ર એ બે યુવકોને જ ત્યાં રાખી બીજા સઘળા નોકરો અને પહેરેગીરોને અન્યત્ર મોકલી દીધા. એકાન્ત થયા પછી ધર્મસિંહે પુનઃ એ બન્ને યુવકને લઢાઈ કરવાનું કારણ પૂછ્યું, તેના ઉત્તરમાં પેલા બીજા યુવકે કહ્યું:—" કૃપાળુ કોટવાલ સાહેબ ! અમે બન્ને ભાઇઓ સરકારમાં નોકરી મેળવવાને આ તરફ આવતા હતા. એક દિવસે સંધ્યાકાળે ચાલતા ચાલતા અહીંથી ત્રણેક ગાઉના અંતરે આવેલા એક પહાડ પાસે અમે આવી પહોંચ્યા. ત્યાં અમે બન્ને એ ઘટાવાળા વૃક્ષ નીચે વિશ્રાન્તિ લેવાને બેઠા હતા—"

આ સમયે પેલો બીજો યુવક કાંઇ બોલવા જતો હતો; પરંતુ એનો ભાવ સમજી જઈને જે યુવક ઉપરોક્ત હકીકત કહેતો હતો તેણે કહ્યું:—" કોટવાલ સાહેબ ! જ્યાં સૂધી હું મ્હારી સઘળી હકીકત ન કહી રહું ત્યાં સૂધી એ વચ્ચે કાંઇ બોલે નહિ એવો આપ બંદોબસ્ત કરો." આ વાક્ય સાંભળી કોટવાલે ક્રોધદર્શક દૃષ્ટિથી એ યુવક તરફ જોઈને તેને ચૂપ રહેવાની આજ્ઞા કરી. પછીથી પેલો યુવક કહેવા લાગ્યો:—" થોડા સમય સૂધી એ સ્થળે અમે વાતચિત કરતા બેઠા હોઇશું એવામાં થોડે દૂર કોઇ અબળા રડતી હોય એમ અમને લાગ્યું. લક્ષ્ય આપવામાં આવતાં તેના રૂદનધ્વનિને અમે સ્પષ્ટતાથી સાંભળી શક્યા. વિના વિલંબે જે તરફથી એ રૂદનધ્વનિ સાંભળવામાં આવતો હતો તે તરફ અમે ગયા, તો એક લાવણ્યમયી લલના અમારી નજરે પડી. એ સુરસુંદરીનું યથાર્થ વર્ણન માત્ર શબ્દોદ્વારા હું કરી શકું તેમ નથી. એ ત્રિભુવન મોહિની તેના હાથમાંની એક તસ્વીર જોઈને આક્રંદ કર્યા કરતી હતી."

આ સમયે અધીરતાથી ધર્મસિંહે પૂછ્યું:—" એ તસ્વીર કોની હતી ?"

" બીજા કોની હોય ! આ સેવકની જ હતી !" એ યુવકે આવો ગર્વસૂચક ઉત્તર આપ્યો એટલા તેના સાથીદારે વિશેષ ચીડાઈ જઇને કહ્યું:—" તદ્દન ખોટી વાત ! એ તસ્વીર ત્હારી નહોતી. કોટવાલ સાહેબ ! હું સત્ય જ કહું છું કે, એ તસ્વીર આપની જ હતી. આપ આ યુવકના હાથમાં ગંગાજળ આપી તેની પાસે સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરાવો; એટલે સત્ય હકીકત આપ સહેલાઇથી જાણી શકશો."

આ વાક્યો સાંભળવામાં આવતાં ધર્મસિંહના આનંદનો પાર

રહ્યો નહિ. તેણે અત્યંત આતુરતાથી પૂછ્યું:—" હેં ! શું એ રમણીય રંભા પાસે મ્હારી જ તસ્વીર હતી ? "

" હા હા—આપની તસ્વીરનું દર્શન કરીને એ રસિલી રંભા રૂદન ર્ક્યા કરતી હતી. એ પ્રકાર મ્હેં મ્હારી નજરે જોયો છે. " બીજા યુવકે કહ્યું.

આ સમયે ધર્મસિંહે પેલા યુવકને ધમકાવીને પૂછ્યું:—" કેમ રે બદમાશ ! આ ત્હારો ભાઈ શું કહે છે ? પ્રતિજ્ઞા કરીને જે સત્ય હકીકત હોય તે તું મ્હને સત્વર કહી સંભળાવ. "

આ પ્રસંગે એ યુવકે ગભરાઈ ગયા જેવી મુખમુદ્રા કરી મૃદુ તેમજ ભયથી ધ્રૂજતા સ્વરે કહ્યું:—" હાજી! મ્હારો ભાઈ સાચું કહે છે. આપ મ્હારા અપરાધની ઉદારતાથી મ્હને ક્ષમા આપો. "

બીજા યુવકે ફુલાઈ જઈને કહ્યું:—" કેમ સાહેબ ! હવે મ્હારાં વચનોની સત્યતા સાબિત થઇને ? "

હવે તો ધર્મસિંહ અત્યંત આનંદમગ્ન બની ગયો. જે યુવક અસત્ય કહીકત બોલ્યો હતો તેને તેણે ઘણો ધમકાવ્યો. હવે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સ્વગત વિચારવા લાગ્યો:—" એ રમણીનો મ્હારા ઉપર ક્યારથી પ્રેમ થયો હશે ? શું આ યુવક કહે છે તે પ્રમાણે તે અદ્વિતીય રૂપસુંદરી જ હશે ? "

થોડા સમય સુધી આવા વિચારમાં લીન રહ્યા પછી તેણે એક યુવકને પૂછ્યું:—" ઠીક, પછીથી શું થયું તે મ્હને કહે જોઇએ ? "

" મહારાજ ! પછીથી અમારા આ અસત્યવક્તા ભાઇસાહેબ એ સુરસુંદરી પર ફિદા ફિદા થઈ ગયા, અને તેઓ તેને હયરાન કરવા લાગ્યા. "

" અને તમે તો તેને બિલ્કુલ સતાવી જ નથી કેમ ? પ્રથમ તો તમેજ એ પુષ્પકલિકાની સુગંધિ લેવાનો પ્રયત્ન કર્યો હતો ! "

આ સમયે પેલો યુવક બોલી ઉઠયો:—" ના જી, આ ફાંકડા દિલદારને જોતાં જ એ દિલારાના અંતરમાં વિરહનું દારુણ દર્દ ઉત્પન્ન થયું હતું. તે મ્હારી સાથે લગ્ન કરવાને પણ કબૂલ થઇ છે. તેણે એ દિવસ સુધી એ સ્થળે જ રોકાઈ મ્હારી રાહ જોવાનું કહ્યું છે. તેણે કહ્યું છે કે, ' જો તમે પાલખી લઇ આવશો તો હું તમારી સાથે આવીશ. "

બીજા યુવકે કહ્યું:—" ના સાહેબ ! મ્હારો ભાઇ તદ્દન ખોટું બોલે છે. તે જ્યારે તે સુંદરીની ખુશામદ કરવા લાગ્યો ત્યારે સુંદરીએ એમ કહ્યું કે, ' જેની તસ્વીર મ્હારા હાથમાં છે એ સાક્ષાત કામદેવ સમાન પુરુષ માટે હું મ્હારો જાન પણ કુરબાન કરવાને તૈયાર છું ' એ સુંદરીએ આ ભાઇની વાત માની નહિ અને તેણે પોતાની તલ્વારથી એને જખ્મી કર્યો અને મ્હને કહ્યું:—" તમે મ્હારા હૃદયહાર પાસે જઇને તેમને કહો કે, આ સેવિકા રાત્રિ દિવસ તેમના નામનું જ રટણ કર્યા કરે છે. તેણે પોતાની સત્વર સંભાળ લેવાનું કહેવડાવ્યું છે. મ્હારા અંતરમાં તેની દયા ઉપજવાથી તેને વિશેષ હયરાન નહિ કરવાનું મ્હેં આ ભાઈને કહ્યું એટલે તે મ્હારા પર છેડાઇ ગયો અને અમારી બન્નેની વચ્ચે લઢાઇ થઇ. મુરબ્બી આ અમારી લઢાઇનું ખરું કારણ છે. "

" ના સાહેબ ! આપને આવો સંદેશો પહોંચાડવાની પ્રાર્થના એ સુંદરીએ મ્હને જ કરી હતી; કેમ કે આ ભાઈસાહેબ જ એને દુઃખી કરતા હતા. એ વિના કારણ મ્હને બદનામ કરે છે. " એક યુવકે કહ્યું.

આ વખતે બીજો યુવક ચીડાઈને બોલી ઉઠયો:—" ના સરકાર ! આ અસત્યવાદીનાં વચનોપર આપ વિશ્વાસ રાખશો નહિ."

એ બન્ને યુવકોની તકરારનો અંત લાવવાના અને એ સુંદરી પ્રિયતમાને સત્વર મેળવવાના ઉદ્દેશથી ધર્મસિંહે કહ્યું:—" તમે ધીરજ રાખો અને મ્હને એ સુંદરી પાસે લઇ જાઓ. હું એ સુંદરીને પૂછી જોઇને ખાત્રી કરીશ કે તમારા બન્નેમાંથી કોણ સાચું બોલે છે ?"

" શું હજી સુધી એ સુંદરી ત્યાં હશે ?" એક યુવકે શંકા દર્શાવી.

" અવશ્ય હોવી જ જોઈએ. કોટવાલ સાહેબ, જુઓ, પોતે અસત્યવાદી ઠરશે એવો તેના અંતરમાં ભય હોવાથી જ તે આમ કહે છે." બીજા યુવકે કહ્યું.

" અરે, અસત્યવાદી કોણ છે તે હવે થોડા સમયમાં જ કોટવાલ સાહેબને માલૂમ પડશે. હું લાચાર છું કે, એ પહાડનો રસ્તો ભૂલી ગયો છું; નહિ તો તું કેવો સત્યવાદી છે એ મ્હેં ક્યારનું ય કોટવાલ સાહેબને બતાવી દીધું હોત." પહેલા યુવકે કહ્યું.

" ઠીક છે. મ્હને રસ્તો માલૂમ છે; માટે કોટવાલ સાહેબ ! આપ સત્વર મ્હારી સાથે ચાલો અને ખાત્રી કરો કે કોણ સત્યવાદી છે ?" બીજા યુવકે કહ્યું.

વિના વિલંબે કોટવાલ ધર્મસિંહ સુંદર વસ્ત્રોથી વિભૂષિત બની ગયો. મસ્તકમાં સુગંધિત તેલ નાખ્યું. મુછના આંકડાઓને આમળી બરાબર ટટાર કરી દીધા. આંખોમાં સુરમો આંજ્યો. આવી રીતે સર્વ પ્રકારે સુસજ્જિત બની જઈ અંતરમાં આનંદજનક કલ્પનાઓ કરતો કરતો તે પોતાની સાથે માત્ર બેજ સિપાહીઓને લઈને એ સુંદરીને મળવા માટે નીકળી પડયો. બે કલાક સુધી માર્ગ કાપ્યા પછી એક

ન્હાના પહાડ પાસે જઇ પહોંચી બન્ને યુવકો ત્યાં રોકાયા તથા તેમણે કોટવાલને ઘોડાપરથી નીચે ઉતરી પડવાને કહ્યું.

"શું ઘોડો આગળ નહિ જઈ શકે ?" કોટવાલે પૂછ્યું.

"ઘોડો આગળ જઇ શકે તેમ છે; પરંતુ હું બીજી વાતનો વિચાર કરીને જ આપને નીચે ઉતરી પડવાની વિનંતિ કરું છું." એક યુવકે કહ્યું.

"કેમ, એવી તે શી વાત છે ?" કોટવાલે આતુરતાથી પૂછ્યું.

એક યુવકે મૃદુસ્વરે કોટવાલના કાનમાં મૃદુસ્વરે કહ્યું:–"સાહેબ ! જે લાવણ્યમયી લલનાને મેળવવાને માટે આપ અમારી સાથે અહીં આવ્યા છો એ લલના આટલામાં જ છે. આપ ઘોડાપરથી ઉતરી અમારી સાથે થોડે સૂધી આવશો એટલે એ લલનાને મળી શકશો. આ પ્રસંગે આપની સાથેના બન્ને સિપાહીઓને ત્યાં લઈ જવાની જરૂર નથી; કેમ કે જો એ લજ્જાવતી લલના આપની સાથે એ અપરિચિત સિપાહીઓને જોશે તો ઘણી શરમાશે અને આપની સાથે તે વિશેષ છૂટથી વાતચિત કરી શકશે નહિ. વળી એ રૂપસુંદરી કોઇ સામાન્ય અબળા નથી. તે પોતાની ઓળખાણ ગયા રાજ્યની મહારાણી તરીકે આપે છે !"

આ વાક્યો સાંભળવામાં આવતાં ધર્મસિંહ અત્યંત આનંદિત બની ગયો. તેના અંતરમાં હવે જૂદા જ વિચારતરંગો ઉછળવા લાગ્યા. તેને એમ લાગ્યું કે, "ગયા રાજ્યની અધીશ્વરી માધવી તો દીવાન અગ્નિદત્તને પોતાનો પ્રેમ અર્પણ કરી ચુકી છે તેથી તે મ્હારાપર આશક બની જાય આ ભીષણ આરણ્યમાં કેમ આવે ?' આ સમયે દીવાન અગ્નિદત્તનાં વચનોનું ધર્મસિંહને સ્મરણ થયું. થોડા દિવસથી

આગ્નદત્ત અને માધવીનું મન એક બીજાપરથી ઉઠી ગયું હતું એ હકીકત યાદ આવતાં માધવી પોતાનાપર આશક થયેલી હોવી જોઇએ એમજ તેને લાગ્યું. તેણે વિચાર્યું કે, હવે તેનો ભાગ્યોદય થઇ ગયો છે. તે સ્વગત વિચારવા લાગ્યો:—"એક દિવસે હું, કુબેરસિંહ અને અગ્નિદત્ત મહેલમાં બેઠા હતા અને માધવી ત્યાં આવી ચઢી હતી. એ દિવસે તે વારંવાર મ્હારા તરફ કટાક્ષબાણ ફેંકતી હતી. હવે જો એ મ્હને પોતાનો પ્રિયતમ બનાવે તો થોડા કાળમાં જ હું આ વિશાળ રાજ્યનો મહારાણો બની જઉં !"

આવા વિચારો કરતો કરતો ધર્મસિંહ ઘોડાપરથી નીચે ઉતરી પડયો. એ ઠેકાણે બે ઊંચા પહાડ એક બીજાને મળી ગયા હતા તથા એ બન્ને પહાડોની વચ્ચેથી એક મ્હોટી ગુફા ઘણે દૂર સુધી ગયેલી હોય એમ લાગતું હતું. કોઇ કોઇ સ્થળે સ્વચ્છ જળના ઝરાઓ પણ વહેતા નજરે પડતા હતા.

ગુફા પાસે જઇને બન્ને યુવકોએ કોટવાલ ધર્મસિંહને ડાબી બાજૂ તરફ આગળ વધવાને કહ્યું. ધર્મસિંહે એ તરફ ઝુકીને જોયું તો તે ચમકિત બની ગયો તથા તેનાથી ઉચ્ચ સ્વરે બોલાઇ જવાયું કે, "અહાહા ! આજથી મ્હારું ભાગ્યચક્ર ફરી ગયું છે. બસ આ એજ મનોહારિણી માધવી છે કે જેને મેળવવાની ચિંતા હું ઘણા દિવસોથી કર્યા કરતો હતો !



# પ્રકરણ ૨૭ મું.

## માયાની શોધ.

નારંગીની ખાત્રી થઇ ગઇ કે, માયાને કોઇ છેતરીને લઈ ગયું છે; તેથી તે એ બાગમાં ઘણા સમય સૂધી રોકાઈ નહિ. બહુરૂપીનો સઘળો સરસામાન તેની પાસે તૈયાર હતો. તે પોતાના હાથમાં એક ફાનસ લઈ ત્યાંથી ચાલી નીકળી. પછી બાગની બ્હાર જઇ માયાને શાનાપર બેસાડીને લઇ જવામાં આવી હતી એ સંબંધીની તપાસ તે લાગી; કિન્તુ જ્યાં સૂધી નારંગી પેલા આંબાવાળા બગીચામાં ગઇ નહિ ત્યાં સૂધી અમુક પગલાં સિવાય વિશેષ કાંઈ તેની નજરે પડયું નહિ.

વર્ષાઋતુનો દિવસ હતો. જમીન સારી રીતે નરમ થઈ ગઇ હતી; તેથી આંબાવાળા બગીચામાં જતાં જ નારંગીને એમ માલૂમ પડયું કે, માયાને ત્યાંથી રથમાં બેસાડીને લઇ જવામાં આવી હતી. બળદની ખરીઓ, ઘોડાઓની ખરીઓ અને રથનાં પૈડાંનો આકાર કાદવવાળી માટીમાં સ્પષ્ટ જોઈ શકાતો હતો.

જે તરફ રથ ગયો હતો તે તરફ થોડે દૂર સૂધી નારંગી ગઈ, તથા માયાને કયી તરફ લઇ જવામાં આવી હતી તેનો તેણે નિર્ણય કરી લીધો. પછીથી તેણે અશ્વશાળામાં જઇને અશ્વપાળને એક અશ્વ સત્વર સુસજ્જિત કરવાની આજ્ઞા કરી. નારંગીની આજ્ઞા અમાન્ય કરવાનું સાહસ કોઇનામાં નહોતું. અશ્વપાળે ત્વરાથી એક ચપળ અશ્વને સુસજ્જિત કર્યો, તથા નારંગી એ અશ્વપર સવાર થઇ જે તરફ રથ ગયો હતો તે તરફ વિદ્યુત્ ગતિથી જવા લાગી.

પાંચ ગાઉ સુધી ગયા પછી નારંગી એક વિશ્રામસ્થાન પાસે જઇ પહોંચી કે જ્યાંથી ડાબી બાજૂનો રસ્તો રામગઢ તરફ ગયો હતો અને જમણી બાજૂનો રસ્તો ગયા રાજ્ય તરફ ગયો હતો. વળી સ્હામેનો રસ્તો એક ભયંકર અરણ્યમાં જઈ અસ્વચ્છ થઇ ગયો હતો. એ સ્થળે રોકાઈને કયી તરફ જવું તેનો નારંગી વિચાર કરવા લાગી. તેણે વિચાર્યુઃ—"જો રામગઢનાં માણસો માયાસુંદરીને લઇ ગયાં હશે તો તેઓ ડાબી બાજૂના માર્ગેથી ગયાં હશે, અને જો માયાની દુસ્મન માધવીએ તેમને ફસાવ્યાં હશે તો તેમને જમણી બાજૂના માર્ગે લઇ જવામાં આવ્યાં હશે. વળી સ્હામેના જંગલમાં રથ ગયો હોય એમ લાગતું નથી; કેમ કે જંગલનો રસ્તો ઘણો ખરાબ તેમજ ખાડા ટેકરાવાળો છે."

ગગનમંડળમાં ચંદ્રદેવ પ્રકાશિત થયા હતા. જ્યોતિર્મયી ચંદ્રિકાના સુવિમળ સ્નિગ્ધ પ્રકાશનો સર્વત્ર વિસ્તાર થયેલો હતો. નારંગી અશ્વપરથી અવતરણ કરી એ બન્ને તરફ રસ્તાઓમાં રથનાં પૈડાંના અને ઘોડાની ખરીઓનાં ચિહ્ન નજરે પડે છે કે નહિ તે જોવા લાગી; પરંતુ એકે ચિહ્ન તેની નજરે પડયું નહિ. તે લાચાર બની જઇને કયી તરફ જવું તેનો વિચાર કરવા લાગી.

અમે પહેલાં જણાવી ચુક્યા છીએ કે, રથમાં બેસીને જતાં માયાસુંદરીને જ્યારે એમ માલૂમ પડયું કે, તે કોઇની પ્રપંચજાળમાં ફસાઇ પડી છે ત્યારે તેના મુખમાંથી કેટલાક એવા શબ્દો નીકળ્યા કે જે સાંભળી કૃત્રિમ નારંગી હોશિયાર થઇ ગઇ, તથા રથમાંથી નીચે કૂદી પડી ઘોડેસવાર થઈ પાછળના માર્ગે ચાલી ગઇ.

બનાવટી નારંગી બરાબર આ સમયે જ જે વિશ્રામસ્થાન પાસે

અસલ નારંગી કયી તરફ જવું તેનો વિચાર કરતી તે વિશ્રામસ્થાન પાસે જઈ ચઢી. અસલ નારંગીએ સ્હામેથી એક ઘોડેસવારને ત્વરાથી પોતાના તરફ આવતો જોઇને તેણે તેને પોતાનો ઘોડો રોકવાનું કહ્યું; પરંતુ બનાવટી નારંગીએ એ તરફ દુર્લક્ષ્ય કરી ત્વરાથી પોતાના ઘોડાને એ વિશ્રામસ્થાન પાસેથી, જે રસ્તો ગયા રાજ્ય તરફ ગયો હતો એ રસ્તા તરફ વાળ્યો. એથી અસલ નારંગીના અંતરમાં સંશય ઉપજ્યો, અને તેણે પોતાની ભરેલી પિસ્તોલ હાથમાં લઈ, લક્ષ્ય તાકીને એ વેશ-ધારિણી નારંગીના અશ્વ તરફ છોડી. ગોળી બરાબર ઘોડાના અંગમાં વાગી અને એ સાથે જ વેશધારિણી નારંગીસહ અશ્વ જમીનદોસ્ત થઈ ગયો. બનાવટી નારંગી ઝડપથી જમીનપરથી ઉઠી ઉભી થઇ તથા તેણે પણ પોતાની પાસેની પિસ્તોલની ગોળી અસલ નારંગીને તાકીને છોડી. નારંગીએ ખસી જઇને ગોળી ચુકાવી દીધી. ફરીથી વેશધારિણી નારંગીએ બીજી ગોળી છોડી; પરંતુ એ સુદ્ધાં ખાલી થઈ પડી. આથી તે તેની પિસ્તોલમાં બીજી ગોળીઓ ભરવા લાગી. આ પ્રકાર જાણવામાં આવતાં જ નારંગી ત્વરાથી એ પ્રબળા પાસે ગઈ અને પોતાની પિસ્તોલ તેની છાતી સ્હામી ધરીને તેણે કહ્યું:—" તું હવે પિસ્તોલ ભરવાનો વ્યર્થ પ્રયત્ન કેમ કરે છે? જો, મ્હારી પિસ્તોલ હજી ભરેલી છે. જલ્દી કહે કે તું કોણ છે?"

આ પ્રશ્નના ઉત્તરમાં એ પ્રબળાએ કાંઈ કહ્યું નહિ તેથી નારં-ગીએ ક્રોધાધીન થઇ તેને પળ માત્રમાં જ જમીનદોસ્ત બનાવી દીધી તથા તે તેની છાતીપર ચઢી બેઠી. પછીથી પોતાની પાસેથી બેશુદ્ધિનું ઔષધ એ પ્રબળાને સુંઘાડી તેણે તેને બેહોશ બનાવી દીધી. આ સમયે એ પ્રબળાનો પોતાના જેવો જ વેશ જોઇ નારંગી આશ્ચર્યચકિતા બની

ગઇ. તેની ખાત્રી થઇ ગઇ કે, કોઇ બહુરૂપી પુરુષે કિંવા સ્ત્રીએ જ તેનો વેશ ધારણ કર્યો છે. માયાસુંદરીને ફસાવનાર વ્યક્તિ પણ એજ હોવી જોઇએ એવો નારંગીએ પોતાના અંતરમાં નિશ્ચય કરી લીધો. એ વ્યક્તિને બરાબર ઓળખવાના ઉદ્દેશથી પોતાની ઝોળીમાં પાણીનો ભરેલો જે એક શીશો હતો તે બ્હાર કાઢી નારંગીએ તેનું મ્હોં બરાબર ધોઇ નાખ્યું. તો એ માધવીની સખી લલિતા હતી એમ તેને માલૂમ પડયું. નારંગી લલિતાને ઘણી સારી રીતે ઓળખતી હતી. તે તેના સહવાસમાં પણ કેટલાંક વર્ષ સુધી રહી હતી.

નારંગીની દૃઢ ખાત્રી થઇ કે લલિતાએ જ માયાને છેતરી છે; પરંતુ લલિતા ક્યાંથી આવતી હતી તેનો કશો ચોક્કસ નિર્ણય તે કરી શકી નહિ. વળી નારંગી એટલું ચોક્કસ જાણતી હતી કે, જો લલિતાનો જીવ લેવામાં આવશે તો પણ તે સઘળી સત્ય હકીકત કહેવાની નથી; તેથી તે લલિતાને પોતાના ઘોડાપર નાખી ઘર તરફ વિદાઇ થઇ.

રાત્રિનો અમલ પૂર્ણ થયો હતો અને ભગવાન્ પ્રભાકરનાં રંગબેરંગી કિરણો પૂર્વાકાશમાં પ્રકાશી નીકળ્યાં હતાં. માયા ગૂમ થઈ ગયેલી હોવાથી માયાના મોસાળમાં ઘણો ખળભળાટ થઈ રહ્યો હતો. સૂર્યોદય સમયે નારંગી ઘેર જઈ પહોંચી. તપાસ કરતાં તેને માલૂમ પડયું કે, માયાની તપાસ કરવા માટે કેટલાક માણસો આસપાસના પ્રદેશમાં ચાલ્યા ગયા હતા. માયાનો મામો રણધીરસિંહ એક મ્હોટો જમીનદાર હોવા ઉપરાંત ઘણો સ્વાભિમાની અને વીર પુરુષ હતો. તેણે એમ વિચાર્યું હતું કે, કનકસિંહના શત્રુ વીરસિંહના માણસો જ માયાને ઉપાડી ગયેલા હોવા જોઈએ, પરંતુ લલિતાને સાથે લઇ નારંગી ત્યાં જઈ પહોંચી તથા નારંગીના મુખે જ્યારે સઘળી હકીકત તેના સાંભળવામાં આવી

ત્યારે તે માધવીનાપર અપાર ક્રોધે ભરાયો. માધવીના કલુષિત ચરિત્રથી તે તેનાપર પ્રથમથી જ નારાજ હતો; પરંતુ માધવીનાં સત્તા સામર્થ્ય સમક્ષ તેનું કાંઈ ચાલી શકે તેમ નહોતું. માધવી એક વિશાળ મહારાજ્યની અધીશ્વરી હતી. આજે ક્રોધની અપાર ઉત્તેજનાથી રણધીરસિંહ પોતાની અને માધવીની સ્થિતિમાં કેટલો બધો ફર્ક છે એ ભૂલી ગયો. તેણે નારંગીના મુખે સઘળી હકીકત સાંભળતાંની સાથે જ પોતાની તલ્વારની મુડપર હાથ નાખ્યો, તથા તેણે એવી પ્રતિજ્ઞા કરી કે, "હું કોઈ પણ પ્રયત્ને માધવીનું મસ્તક તેના ધડથી જૂદું કરી નાખી મ્હારા ક્રોધાગ્નિને શાન્ત કરીશ."

લલિતાને એક અંધકારમયી કોટડીમાં કેદ કરવામાં આવી, અને રણધીરસિંહની આજ્ઞા લઇને નારંગી પોતાના મ્હોટા ભાઇ હરનામસિંહને સાથે લઈ માયાસુંદરીને મદદ કરવા માટે પગે ચાલતી રવાના થઈ. નારંગી આજે પણ પેલા ગઇ કાલના માર્ગે રવાના થઈ અને મધ્યાન્હકાળ થતાં ન થતાંમાં તો તે પેલા વિશ્રામસ્થાન સુધી જઈ પહોંચી. પછીથી તે પોતાના બંધુસહ નિર્ભયતાથી સ્હામેના જંગલના માર્ગે અગ્રેસર થઇ. એ જંગલમાં ત્રણ ગાઉ સુધી ચાલ્યા પછી હરનામસિંહે કહ્યું:—"હવે રસ્તો ઘણો ખરાબ આવતો જાય છે. આ રસ્તેથી રથ લઈ જતાં શત્રુઓને ઘણી તકલીફ વેઠવી પડી હશે."

"હા ભાઇ! તમારું કહેવું ખરું હશે; પરંતુ માયાસુંદરીને આ રસ્તેથી જ લઇ જવામાં આવ્યાં હશે એમ હજી હું ચોક્કસ માની શકતી નથી." નારંગીએ કહ્યું.

"હું તો એમજ ધારું છું કે, રથ આ રસ્તેથી ગયો હશે, તથા માયાસુંદરીનો ત્યાગ કરી કોઈ નવો પ્રપંચ રચવા લલિતા માર્ગમાંથી જ પાછી વળી હશે." હરનામસિંહે કહ્યું.

" કદાચ એમ પણ હોય." નારંગીએ કહ્યું.

થોડે દૂર જતાં પગમાં પહેરવાનું એક ઝાંઝર જમીનપર પડી રહેલું તેમની નજરે પડયું. હરનામસિંહે એ ઝાંઝર ઉપાડી લઈને કહ્યું:—" માયાસુંદરીને આ રસ્તેથી જ લઈ જવામાં આવ્યાં છે એમ હવે હું ખાત્રીપૂર્વક કહી શકું છું."

" અને આ ઝાંઝર માયાસુંદરીનું જ છે એમ હું ચોક્કસ જાણું છું." નારંગીએ કહ્યું.

" જ્યારે તેમને એમ માલૂમ પડયું હશે કે, શત્રુઓએ ચતુરાઈથી તેમને ફસાવ્યાં છે ત્યારે તેમણે આપણા માટે માર્ગદર્શક થઇ પડવાને આ ઝાંઝર છુપી રીતે રસ્તામાં ફેંકી દીધું હશે." હરનામસિંહે કહ્યું.

" હા, બરાબર છે." નારંગીએ ટૂંકમાં જ ઉત્તર આપ્યો.

" મ્હને એમ લાગે છે કે, આગળ જતાં આપણે આવું બીજું ચિહ્ન પણ અવશ્ય જોઇ શકીશું."

" બનવા જેવું છે."

આગળ વધતાં બીજું એક ઝાંઝર અને ત્યાર પછી માયાસુંદરીના બીજા પણ કેટલાક અલંકાર આ બન્ને જણાંને મળ્યા. નારંગી અને હરનામસિંહ એ માર્ગે જ આગળ વધ્યાં.



# પ્રકરણ ૨૮ મું.



## કોટવાલની કમબખ્તી.

જે સમયે કોટવાલ ધર્મસિંહે મનોહારિણી માધવીને ગુફામાં જોઇ એ સમયે પ્રભાતકાળ થયો હતો. દીવાન અગ્નિદત્તનો ત્યાગ કરી માધવી હવે પોતાની પ્રિયતમા થવાને ઇચ્છે છે એવું વિચારી ધર્મસિંહ અતિ આનંદિત થયો. કોટવાલ ધર્મસિંહની કલ્પનામાં પણ એવો વિચાર નહોતો ઉપજ્યો કે તે બાહોશ બહુરૂપીઓની પ્રપંચજાળનો શિકાર થઇ પડયો હતો. ઈન્દ્રજીતસિંહના કેદી થયાના અને તેના બહુરૂપીઓના ગયા રાજ્યમાં આવ્યાના સમાચાર તે જાણતો જ નહોતો.

ધર્મસિંહે જ્યારે માધવીને જોઇ ત્યારે પોતાના સિપાહીઓને તેની પાસે લઇ જવા તેણે વ્યાજબી વિચાર્યાં નહિ. તે એકલો જ માધવી પાસે ગયો, અને તેણે ખાત્રી કરી લીધી કે, આ સમયે પણ તેની તસ્વીર હાથમાં લઇ માધવી વિષણ્ણવદને બેસી રહી હતી.

કોટવાલ ધર્મસિંહને જોતાં જ માધવી ઉઠી ઉભી થઇ અને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી ધર્મસિંહ તરફ જોઇને તેણે કહ્યું:—" પ્રિયતમ! જુઓ તો ખરા કે, હું તમારી ચિંતા કરી કરીને કેટલી દુઃખી થાઉં છું; છતાં તમે આજ સુધીમાં મ્હારી બિલકુલ પણ સંભાળ લીધી નહિ!

ધુતારા છો, ઠગારા છો, મ્હને શાણા સતાવી છે,
કરીને બહુ કપટલીલા, વિરહ તાપે તપાવી છે;
દરદ આ દિલનું જોતાં, દયા કહો કેમ ના આવી?
અરેરે! હાય આંતરડી, અમારી કેમ કકળાવી?

જાઓ જાઓ, નમેરા નાથ! હવે શું મ્હોં લઇને આ દુઃખિની વિરહ શોકાતુરા પ્રિયતમા પાસે આવ્યા છો ?"

"સુંદરી! જાનોજીગર! મ્હારી ભૂલ થઈ હોય તો ક્ષમા કરો; તમારો નમ્ર અંતરમાં વિશેષ રોષ ન ધરો તથા બે ઘડી આનંદ વિનોદ કરો.

પ્રેમાળ પ્યારી સુંદરી, નિજ હૃદયમાં ચિંત્વન કરે,
જળના વિયોગે માછલી, અહીં આવીને ઝુરી મરે;
રાત્રિ દિવસ ને સ્વપ્નમાં, બસ ધ્યાન એ મ્હારું ધરે,
પામે જગતમાં સુશીલ પ્રમદા, સફળ જીવન તે ઠરે.
રસવેલિ! હવે આ રસિલાથી રિસાશો નહિ, કેમ કે,
અધરરસ પાન કરવાને, પ્રિયા હું પાસ આવ્યો છું,
વદનકાન્તિ નિરખવા હું, તમારી પાસ આવ્યો છું;
કરીને કંઈ અજબ જાદુ, દવા પ્રેમી લગાવી ઘો,
રસિક઼ા પ્રિયતમા પ્યારી, મ્હને પ્રિયતમ બનાવી ઘો.

પ્રાણેશ્વરિ! જો મ્હને એવી ખબર હોત કે તમે આ ભાગ્યશાળી નરનું જ સ્મરણ કર્યા કરો છો તો હું ક્યારનોય તમારી પાસે ઉપસ્થિત થયો હોત."

આ સમયે માધવીએ હસ્તસંકેત કરીને કહ્યું:—"જુઓ, આ બન્ને યુવકો ઘણા જ બદમાશ છે. જો તમે એમને અહીંથી કાઢી મૂકો તો આપણે એકાન્તમાં બેસી આનંદવિનોદ કરીએ."

આ સમયે કોટવાલ ધર્મસિંહે, એ બન્ને યુવકો કે જેઓ તેજસિંહ અને તારાસિંહ હતા તેમના તરફ ક્રોધસૂચક દૃષ્ટિથી જોઈને કહ્યું:—

"તમે બન્ને સત્વર આ સ્થાનનો ત્યાગ કરીને ચાલ્યા જાઓ નહિ તો ક્ષણુ માત્રમાં જ હું તમારો જીવ લઇશ—તમારા ગંભીર ગુન્હાની તમને ઘણી ભયંકર સજા કરીશ."

આ વાક્યો સાંભળવામાં આવતાં જ તેજસિંહ અને તારાસિંહ ત્યાંથી ચાલ્યા ગયા, અને કિશોરી કે જેણે માધવીનો વેશ ધારણ કર્યો હતો તે ધર્મસિંહને ગુફામાં લઇ જઈ એક એકાન્ત સ્થળે તેની સાથે વાતચિત કરતી બેઠી.

કોટવાલ ધર્મસિંહે કિશોરીને માધવી સમજીને કહ્યું:—"હૃદય-હારિણિ! મ્હારા જેવા કામદેવ તુલ્ય પ્રિયતમનો ત્યાગ કરીને તું દીવાન અગ્નિદત્તને ચ્હાતી હતી તેથી મ્હારો જીવ બળીને ખાકસાર થઈ જતો હતો. શું દીવાન અગ્નિદત્તના રૂપસૌન્દર્ય કરતાં મ્હારું રૂપસૌન્દર્ય કોઇ પણ રીતે ઉતરતું છે કે? જાનેજીગર! મ્હારા હૈયાના હાર, કંઠના અલંકાર અને જીવનના આધાર! હવે આ તલસતા ચંદ્રને તમારા સ્નેહસુધાનું પાન કરાવો અને બેઘડી આનંદવિનોદ કરો."

"પ્રિયતમ! આટલી બધી અધીરાઇ ન દર્શાવો—મનમાં ધૈર્ય લાવો. તમે સારી રીતે જાણો છો કે, આ સેવિકા નિરંતર આપના જ નામની જપમાળ જપી રહી છે આપની મદનતુલ્ય મૂર્ત્તિ મ્હારા મન-મંદિરમાં વસી રહી છે. જુઓ સાંભળો,

પ્રેમ તરુ પલ્લવિત જ્યાં ત્યાં પ્રેમવારી સીંચાય છે;
પ્રેમી માળી ના મળે તો પ્રેમપુષ્પ ભીંચાય છે;
પ્રેમ જ્યાં છે નેમ નહિ નેમ નહિ ત્યાં પ્રેમ છે,
યોગ કંઇ લાગે નહિ, જુગજૂને વળી હેમ છે.

વ્હાલા! હવે આ દાસી નિરંતર આપના સહવાસમાં રહેનાર છે; કેમ કે આપના વિયોગે તેનું જીવન એક ક્ષણ માટે પણ ટકી શકનાર નથી. એક અબળાને માટે તેના પ્રિયતમનું વિયોગ દુઃખ કેટલું હૃદયવિદારક થાય છે તે જુઓ સાંભળો,

(ગરબી.)

રોતાં વીતે છે રજનીરે, દિવસે દિલમાં દાઝું છું;
કહીએ ઝાઝું શું સજનીરે, હું લોકની લાજે લાજું છું.
શૂળીનું સંકટ સારું રે, વિયોગનું તેથી રે વસમું;
હળવે હળવે હણનારું રે, સંકટ ના એ અન્ય સમું.
કોઈ પણ પ્રિતમ પ્યારીનો, વિયોગ ન કદિએ થશો;
નવનિધિ છતાં નારીને રે, ના કંથ વિના કંઇ લ્હાવ કશો.
પ્રથમથી પ્રીત વધારી રે, સાથ ન રાખી શામાટે;
વળતી મેલી વિસારી રે, અંતર દાઝે એ માટે.
રોઇ રોઇને આંખો રાતી રે, કીધી છે એ કામનીએ;
છણ છણ દાઝે છે છાતીરે, ભજન ધર્યું ભામનીએ.
તેનું દુઃખ ટાળે એવી રે, જડીબુટી જગમાં ન જડે;
અતિ અદ્‌ભુત પીડા એવી રે, નારીને સદૈવ નડે.

માટે પ્રાણેશ! હવે આ પ્રિયતમાને આપની વિયોગી ન બનાવશો એટલી જ અનન્ય ભાવથી વિનંતિ છે.” કિશોરીએ કોટવાલની બરાબર કમબખ્તી કરવાના ઉદ્દેશથી કપટ નાટક ભજવવા માંડ્યું. તેના મુખે આવાં પ્રેમપૂર્ણ વચનો સાંભળી કામાંધ કોટવાલ લટ્ટુ બની ગયો. હર્ષાતિશયથી તે કિશોરીને આલિંગન કરવા અગ્રેસર થયો. આ સમયે કિશોરીએ સાવધાનતાથી સત્વર દૂર ખસી જઇને કહ્યું:—

"પ્રાણેશ ! મ્હારા અપરાધની ઉદારતાથી મ્હને ક્ષમા આપો. લગભગ આઠ દિવસથી હું એક વ્રત પાળું છું. તેની સમાપ્તિ દશ દિવસમાં થાય છે. આ દશ દિવસમાં જો પુરુષને સ્પર્શ કરવામાં આવે છે તો એ વ્રત તદ્દન નિષ્ફળ થઇ જાય છે; તેથી બે દિવસ માટે ધીરજ ધારણ કરો; પછીથી આ દાસી આપની જ છે."

આ સમયે ધર્મસિંહના અંતરમાં સહજ સંશય ઉપજ્યો. વળી માધવી કરતાં કિશોરીની ઉમ્મર ઘણી મ્હોટી હતી; અત્યાર સુધી આ પ્રકાર તરફ ધર્મસિંહનું લક્ષ્ય નહોતું. વિકારની અત્યંત ઉત્તેજતાથી તે સઘળું ભૂલી ગયો હતો. તેણે આ સમયે કૃત્રિમ માધવીના વેશનું સૂક્ષ્મદૃષ્ટિથી દર્શન કરવા માંડ્યું એટલે તેની ખાત્રી થઇ કે એ માધવી નહિ; પરંતુ બીજી કોઇ સુંદરી જ હોવી જોઇએ. કોટવાલ ધર્મસિંહની આ સઘળી ચર્યા ચતુર કિશોરી પણ સમજી ગઇ તેથી હવે તેણે પોતાની જાતને છુપાવવાનો વ્યર્થ પ્રયાસ નહિ કરતાં એક સીટી વગાડીને કહ્યું:—"કેમ કોટવાલસાહેબ ! એકાગ્રદૃષ્ટિથી મ્હારા મ્હોં તરફ શું જોઇ રહ્યા છો ?"

"મ્હારા મનમાં શંકા રહે છે કે તું માધવી નહિ પરંતુ કોઇ કપટી સ્ત્રી છે. આજે ત્હેં મ્હને ખરેખરો બનાવ્યો છે તેથી હું પણ તને ત્હારા અપરાધની સખ્ત સજા કર્યા સિવાય શાન્ત થનાર નથી." આમ કહીને ધર્મસિંહે પોતાની તલ્વાર મ્યાન બ્હાર ખેંચી કાઢી અને જેવો તે કિશોરીને ઘા કરવાને તૈયાર થયો કે તરત જ લક્ષ્મણસિંહે એ સ્થળે ઉપસ્થિત થઇ કોટવાલને તેની તલ્વાર જમીનપર મૂકી દેવાની આજ્ઞા કરી.

ધર્મસિંહ હૃષ્ટપુષ્ટ અને બળવાન્ પુરુષ હોવાથી તેણે સહેલાઇથી

લક્ષ્મણસિંહની આજ્ઞા માન્ય કરી નહિ. પોતાની તલ્વારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢીને તેણે લક્ષ્મણસિંહપર હુમલો કર્યો. થોડા સમયમાં જ બહાદુર લક્ષ્મણસિંહે પોતાના ખંજરથી તેને જખ્મી કર્યો, અને તેને જમીનપર પછાડી મુસ્કેટાટ બાંધી દીધો.

જે ઠેકાણે કોટવાલ ધર્મસિંહના સિપાહીઓ ઉભા રહ્યા હતા તે સ્થળે તેજસિંહ અને તારાસિંહ જઈ પહોંચ્યા, તથા તેમણે એ સિપાહીઓને પોતાને આધીન થવા માટે કહ્યું; પરંતુ તેમણે તેમની આજ્ઞા માની નહિ. તેઓ તેજસિંહ અને તારાસિંહ સાથે લઢવાને તૈયાર થયા. પરિણામ એ આવ્યું કે, આ બહાદુર યુવકોએ અલ્પ કાળમાં જ તેમના પ્રાણનો સંહાર કરી નાખ્યો. આ સમયે કોઈએ તેજસિંહ અને તારાસિંહને ઉદ્દેશીને એમ કહ્યું કે, "તેજસિહ અને તારાસિંહ! જો મ્હારી જીંદગી હશે તો આજના તમારા આ કાર્યનો હું અવશ્ય બદલો લઇશ."

જે તરફથી આ વાક્ય સાંભળવામાં આવ્યું તે તરફ તેજસિંહ અને તારાસિંહે જોયું તો એક ન્હાનો છોકરો ત્યાંથી નાશી જતો તેમની નજરે પડયો. તેજસિંહ અને તારાસિંહ એ છોકરાની પાછળ દોડયા; કિન્તુ તેઓ તેને પકડી શકયા નહિ; કેમ કે એ પાર્વતયપ્રદેશમાં એ છોકરો કોઇ સ્થળે ક્ષણ માત્રમાં જ છુપાઇ ગયો!

---

# રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત પુસ્તકો.

| પુસ્તકનું નામ. | મૂલ્ય. |
|---|---|
| *૧ પ્રેમની પ્રતિજ્ઞા ( સંક્ષિપ્ત પ્રેમકથા ) | ૦–૩–૦ |
| ૨ નિર્ભાગી કુસુમ ( „ ) | ૦–૪–૦ |
| ૩ સમાજ ( સ્વ. સાક્ષર રમેશદત્તની નવલકથાનો સર્વોત્કૃષ્ટ અનુવાદ ) | ૧–૦–૦ |
| *૪ વાર્તાવિહાર ( નવ ઐતિહાસિક પ્રેમકથાઓ ) | ૦-૧૨-૦ |
| ૫ મિલન–મંદિર ( સામાજિક આદર્શ નવલકથા) | ૧–૪–૦ |
| ૬ સરોજસુંદરી ( „ ) | ૧–૮–૦ |
| ૭ વનવાસિની ( રસિક પ્રેમકથા ) | ૧–૪–૦ |
| *૮ ગૃહિણી કે દેવી ? ( સામાજિક નવલકથા ) | ૦-૧૨-૦ |
| ૯ રાજનૈતિક ષડ્યંત્ર (ઐતિહાસિક નવલકથા છપાય છે.) | ૧–૪–૦ |
| ૧૦ ભાગ્યદેવીની ભયંકરતા! (સ્ત્રીઓપયોગી નવલકથા.) | ૧–૪–૦ |
| ૧૧ કંગાલ કેદી અથવા સ્નેહ–બંધન ( સચિત્ર ) | ૧-૧૨-૦ |
| ૧૨ „ „ ભાગ ૨ જો „ | ૧-૧૨-૦ |
| ૧૩ પિશાચિની કે પ્રેમદા ? ( અદ્ભુત નવલકથા ). | ૧–૮–૦ |
| ૧૪ સંસાર કે નરકાગાર? (વીસમી સદીનું સંસારચિત્ર) | ૧–૪–૦ |
| ૧૫ સ્વર્ગમાં શયતાન ! ( રસિક નવલકથા ). | ૧–૮–૦ |
| ૧૬ અંગના કે દેવાંગના ? ( „ આદર્શ „ ) | ૧–૮–૦ |
| ૧૭ અકબર રાજ્યરહસ્ય ભાગ ૧ લો ( જનાનખાનાના અદ્ભુત ભેદભરમો ). | ૧–૪–૦ |